# विषय-दर्शन





# નવી મદદ

૧૦૧) પૂ. મુનિરાજ શ્રીગૌતમસાગરજી મ. ના સદુપદેશથી શ્રી વીશા ઓશવાલ જૈન સંઘ, **ખંભાત.**

૪૧) પૂ. ઉપા. શ્રીસુખસાગરજી મ. ના સદુપદેશથી જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક શ્રીસંઘ, **ગ્વાલિયર.**

૨૫) પૂ. પં. શ્રીકીર્તિમુનિજી મ. ના સદુપદેશથી શ્રી. કાંતિલાલ ચીમનલાલ, **ચૂણેલ.**

૨૫) પૂ. પં. શ્રીરામવિજયજી મ. ના સદુપદેશથી શ્રી એલિસબ્રીજ ખુશાલ ભુવન જૈન ઉપાશ્રય, **અમદાવાદ.**

૨૫) પૂ. પં. શ્રીદક્ષવિજયજી મ. ના સદુપદેશથી શ્રી મણિલાલ ચત્રભૂજ ગાંધી, મુલુંડ (મુંબઈ).

૨૦) પૂ. આ. શ્રી વિજયહર્ષસૂરીશ્વરજી મ. ના સદુપદેશથી શા. હજારીમલજી કસ્તુરચંદજી **ગૂડા—બાલોતરા.**

૧૫) પૂ. મુનિરાજ શ્રીદોલતસાગરજી મ. ના સદુપદેશથી શ્રી જૈન સંઘ, **ચાણસ્મા.**

૧૫) પૂ. પં. શ્રી નવીનવિજયજી મ. ના સદુપદેશથી શ્રી તપગચ્છ અમર જૈન શાળા, **ખંભાત.**

૧૫) પૂ. મુનિરાજ શ્રી માણિક્યવિજયજી મ. ના સદુપદેશથી શેઠ શાંતિલાલ વર્ધમાનની પેઢી, **પાલેજ.**

૧૫) પૂ. પ્ર. શ્રી યશોભદ્રવિજયજી મ. ના સદુપદેશથી શ્રી કચ્છી જૈન તપાગચ્છ સંઘ, **માટુંગા.**



॥ ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक

मुनिसम्मेलन संस्थापित

**श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र**

જેશિંગભાઈની વાડી : ઘીકાંટા રોડ : અમદાવાદ (ગુજરાત)

તંત્રી **ચીમનલાલ ગોકળદાસ શાહ**

| वर्ष : २० | વિક્રમ સં. ૨૦૧૦ : વીર નિ. સં. ૨૪૮૦ : ઈ. સ ૧૯૫૪ | क्रमांक |
| --- | --- | --- |
| अंक : १ | આસો વદિ ૪ શુક્રવાર : ૧૫ ઓક્ટોબર | २२९ |





'**શ્રી જૈન સત્ય પ્રકાશ**' આ અંકથી વીશમા વર્ષમાં પ્રવેશ કરે છે, એ જણાવતાં અમને હર્ષ થાય છે.

પૂજ્ય આચાર્યો અને મુનિવરો અને તે તે ગામના શ્રીસંઘોએ આ માસિકના વિકાસમાં એક યા બીજી રીતે મદદ કરી છે તેમની અમે સાભાર નોંધ લઈએ છીએ.

આ વર્ષમાં 'જૈન સસ્તા સાહિત્ય' નામક સંસ્થાના કાર્યવાહકો તરફથી રૂા. ૩૩૦૦) અંકે તેત્રીસસોની ઉદાર રકમની અમને ભેટ મળી છે તે માટે અમે કૃતજ્ઞતા દર્શાવીએ છીએ.

નવા વર્ષમાં પ્રવેશતાં ભૂતકાળની કેટલીયે લીલી–સૂકી ઘટનાઓ સ્મરણમાં આવી જાય છે. કેટકેટલીયે આશાતીત યોજનાઓ સાથે આ માસિક પ્રગટ થયું હતું. દેવોની માફક યૌવન લઈને એ જન્મ્યું હતું. એના ઉચ્ચ ધોરણના ઉદ્દેશ અનુસાર આજ સુધી વિવિધ વિષયની લેખસામગ્રી પીરસતું રહ્યું છે, અને જૈનેતરો તેમજ સાંપ્રદાયિક પક્ષના આક્ષેપોનો વળતો જવાબ આપી જૈન ધર્મના સિદ્ધાંતોને અક્ષુણ્ણ બનાવી રાખવા એ હરહમેશ તૈયાર રહે છે આ દિશામાં એક કળાકારની પેઠે એ ઓગણીસ વર્ષ સુધી સાધના કરી રહ્યુ છે, પરંતુ એની કોઈ યોજના આર્થિક સ્થિતિના કારણે બરમાં આવી શકી નથી. કથાસાહિત્યમાં રુચિ રાખનાર વાચકવર્ગને માસિકની લેખસામગ્રી હળવી લાગતી નથી પરિણામે એનો પ્રચાર મર્યાદિત બન્યો છે

કેટલાક વાચકો માસિકના ઉચ્ચ ધોરણને આવકારે પણ છે. તેમનું મંતવ્ય છે કે, હળવા ધોરણનાં કેટલાંક પત્રો સમાજમાં મૌજુદ છે ત્યારે શ્રી જૈન સત્ય પ્રકાશે જે ધોરણ જાળવ્યું છે તે ધોરણે હજી વધુ વિકાસ સાધવો જોઈએ મતલબ કે, તેનું ધોરણ હજી ઉચ્ચતર બનાવવું જોઈએ

સમાજમાં પ્રચારની દૃષ્ટિએ અમારી સામે આ પ્રશ્ન એક સમસ્યા બની ગયો છે એ સમસ્યાનો હલ શ્રીસંઘ તરફથી મળતી મદદ દ્વારા જ થઈ શકે. અમુક સ્થળના માતબર શ્રીસઘો આ માસિકના વાર્ષિક ખર્ચ પૂરતા નિયમિત મદદગાર બને તો માસિકને લવાજમ ગ્રાહકો ઉપર નિર્ભર રહેવું ન પડે અને માસિક એના ચાલુ ધોરણમાં વિકાસ સાધી શકે આ માટે સમિતિના પાંચ પૂજ્યો અને પૂજ્ય આચાર્યો તેમજ પદસ્થ મુનિરાજો તે તે સ્થળના શ્રીસંઘોને ખાસ ઉપદેશ આપે તો જ માસિકની સમસ્યા હલ થશે એમ અમારું માનવું છે.

આ સ્થળે માસિકના લેખકોને અમે વીસરતા નથી માસિકના ધોરણને સાચવી રાખવા લેખકો નિષ્કામ ભાવે પોતાથી બનતું કરે છે એ આપણા સંતોષની વાત છે એ માટે તેમનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો જ છે.

ખાસ કરીને પૂજ્ય મુનિરાજોને અમે વિનંતિ કરીએ છીએ કે સાહિત્યના વિવિધ વિષયો પૈકી જેમાં તેઓ નિષ્ણાત હોય તે વિષય ઉપરના પ્રમાણ પુરસ્સર લેખો લખી મોકલે તો માસિકના વિકાસમાં તેમનો સાથ અનિવાર્ય મદદરૂપ બનશે.

અમે આશા રાખીએ કે પૂજ્ય આચાર્યો, મુનિરાજો અને શ્રીસઘો અમારી વિનતિ તરફ ધ્યાન આપી સમાજના આ એકના એક તટસ્થ માસિકનું અસ્તિત્વ બનાવી રાખવા માટે પોતાથી બનતું કરશે.                    —સંપાદક



[ અનુસંધાન પૃષ્ઠ : ૩ થી ચાલુ ]

પૂર્ણ પ્રમાણમાં ધનની સહાય લેખાય. જ્યાં લગી એ માટે ચિંતા ઊભી હોય ત્યાં લગી તંત્રીની ધગશ ભાગ્યે જ નવીનતા આણી શકે. વળી યાદ રાખવું કે આ જાતના સાહિત્યનો નિભાવ તો ગ્રાહકસખ્યા પર નિર્ભર નથી હોતો એ માટે સહાયક ફંડ હોવુ જરૂરી છે

જૈન સમાજ શ્રીસઘો અને પૂજ્ય સાધુગણ એ વાત મન પર લે તો, આ ત્રુટિ તો જોતજોતામા સંધાઈ જાય તેમ છે ઉપરાંત જ્ઞાન નિમિત્તે આવક પણ ચાલુ જ હોય છે. મોટા શહેરના સઘો પાસે જ્ઞાનખાતે રકમો જમા પડી હોય છે. માસિક દ્વારા ભગવતદેવની વાણીનો તેઓશ્રી પ્રતિપાદિત સિદ્ધાન્તોનો, થતી ગેરસમજ દૂર કરવાનો પ્રયાસ થાય છે, એ સમ્યક્ જ્ઞાનનો પ્રચાર નહી તો બીજુ છે પણ શુ ? આગમગ્રથો કે અન્ય ધાર્મિક પુસ્તકોના પ્રકાશનમાં જ્ઞાનદ્રવ્ય વાપરી શકાય છે એ જોતાં આ જરૂરી કાર્યમા એ ખરચાય એમા દોષ જેવુ જણાતુ નથી.

દેશકાળ તરફ દૃષ્ટિ ફેરવતા, અને ઊગતી પેઢીના સતાનોનુ માનસ જોતાં, પુસ્તકો કરતાં જુદા જુદા વિષયોની વિવિધ રગી વાનગી પીરસતુ માસિક બનાવીએ વળી એ કળાકૃતિઓનાં ચિત્રો આપીએ, અને વધુ આકર્ષક ઢબમા તૈયાર કરી એનુ માસિક મારફતે પ્રચાર ક્ષેત્ર અતિવિસ્તૃત સરજાય, એનો ફેલાવો અવશ્ય વધે—એ કઈ જેવી તેવી પ્રભાવના ન ન ગણાય ગોરખપુરથી વૈદિક ધર્મનુ જે માસિક નીકળે છે તે તરફ નજર કરો સસ્તુ સાહિત્ય કાર્યાલય જે રીતે પ્રકાશન કરી રહેલ છે તે તરફ દૃષ્ટિ ફેરવો, તો સહજ જણાશે કે ધર્મપ્રચાર વિસ્તારવો હોય તો એની ઢબે કામ કરતા શીખવુ જોઈએ આશા છે કે સમિતિના મુનિરાજો અને સઘના આગેવાનો આ દિશામા આગળ ડગ ભરવાનો નિશ્ચય કરશે જ.



# સાધુ-સંમેલનનું મોંઘેરું સંભારણું

લેખક—શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

રાજનગરનું સાધુ-સંમેલન આજે પણ મૂર્તિમંત સ્વરૂપમાં નેત્રો સામે તરવરતું હોય અથવા તો એ સમયે થયેલી કાર્યવાહીની કંઈ પણ ઝાંખી થતી હોય, અગર તો એ વેળાના ઠરાવોમાં કોઈ કાર્ય જીવંત દશા ધરાવતું હોય તો તે પાંચ સાધુ મહારાજની સમિતિ દ્વારા પ્રગટ થતું 'શ્રી જૈન સત્ય પ્રકાશ' માસિક છે. ઘણી સ્મૃતિઓ કાળના ગર્ભમાં વિલીન થઈ ચૂકી છે. ઠરાવોના ઘડવૈયાઓમાં મોવડી તરીકે ભાગ ભજવનાર ઘણાખરા સૂરિપુંગવો આજે આપણી નજર સામેથી વિદાય થઈ ગયા છે, અને ઠરાવોનું પાલન પણ કેટલા અંશે થાય છે એનું માપ તો કોઈ વિશિષ્ટ જ્ઞાની જ કહાડી શકે.

આમ છતાં આ માસિક સાચે જ લડખડતું-ટગુમગુ ચાલતું ભરતી-ઓટના વહેણમાં ઝોકાં ખાતું પોતાના ઓગણીશ વર્ષ પૂરા કરી વીસમા વર્ષમાં પ્રવેશ કરે છે, એ કંઈ ઓછા આનંદની વાત નથી બાળવય ત્યજી યુવાનીમાં પ્રવેશતા અર્ભકને ભાગ્યે જ ઓછી મુશીબતો-માંથી પસાર થવાનું હોય છે. વચલા ગાળામાં વિદ્યાધ્યયનમાં પણ પ્રગતિ કરવાની આવે છે અને એમાં આગળ કૂચ કરતો એ અર્ભક બાળભાવ ત્યજી જેમ અનુભવી યુવકના સ્થાનને અલંકૃત કરે છે તેમ આપણા આ માસિકે પણ પોતાનાં પૂર્વ વર્ષોમાં કેટલીયે ટાઢી-મીઠી અનુભવી છે. અનુભવ જ્ઞાનની લાલીમા મેળવી, પોતાની અગત્ય એને પુરવાર કરી છે. સમાજમાં વર્તતા મતમતાંતરોથી એ અલિપ્ત રહેલ છે. જે વાનગી પીરસી છે તેનાથી જૈન-જૈનેતર સમુદાયને લાભ થયો છે કેટલીયે ભ્રમણાઓનો એના દ્વારા ઘટસ્ફોટ કરાયો છે સાચી સમજ ફેલાવવામાં પણ એનો ફાળો નાનોસૂનો નથી આ સર્વમાં અદ્ભુત વાત તો એ છે કે સમિતિના પૂજ્ય શ્રમણો ભિન્ન ભિન્ન વિચારશ્રેણી ધરાવતા હોવા છતા એમાના કોઈ પણ મંતવ્યને આ માસિકમાં પગપેસારો કરાવવાનો યત્ન સરખો સેવાયો નથી. યથાનામા તથાગુણા. એ સૂત્ર અનુસાર યથાશક્તિ એણે સત્ય ફેલાવવાનો સુપ્રયાસ કર્યો છે ઇતિહાસના અંકોડા સાંધવામાં એના ઉપર કાળના કારણે પથરાયેલા અંધારા ઉલેચવામાં-જૈનેતર વિદ્વાનોના અધૂરા અભ્યાસે સર્જાયેલા કોયડા ઉકેલવામાં સામ્યપણાથી પ્રેરાઈ જૈનધર્મના પ્રસંગોને બૌદ્ધધર્મના નામે સાંકળી દેવાના થયેલા પ્રયાસો સામે, નિતરું સત્ય દલીલપૂર્વક રજુ કરી એ સુધારવામાં-અને પ્રાચીન રાસાઓ-શિલાલેખો તેમજ શોધોને આમજન સમૂહ સામે આલેખવામાં આ માસિકનો ફાળો જૈન સમાજના હરકોઈ માસિકથી ચઢી જાય તેવો છે

વળી, અવસરોચિત ખાસ અંકો પ્રગટ કરી એને જે મહત્ત્વની વાચનસામગ્રી પૂરી પાડી છે એ વાત અભ્યાસીગણની ધ્યાન બહાર ન જ હોઈ શકે જ્યારે આ જાતની મહત્તા આપણી આંખ સામે રમતી હોય ત્યારે એના વીશમા વર્ષે એને કેવો સ્વાગ સજાવવો એ અવશ્ય વિચારણીય છે એનામાં યુવાનીનો થનગનાટ આણવા સારુ, એને વિપુલ સામગ્રીથી ભરપુર કરવા સારુ, નિયમિતતા જેવા આવશ્યક કાર્યને કાયમી કરવા સારુ સૌ પ્રથમ કાર્ય

[ જુઓ : અનુસંધાન પૃષ્ઠ : ૨ ]



# સંસ્કાર

લેખક—પૂજ્ય મુનિરાજ શ્રીચંદ્રપ્રભસાગરજી (ચિત્રભાનુ)

**સૂર્ય** પોતાના પ્રતાપી કિરણોથી જગતને પ્રકાશિત કરી રહ્યો હતો. નિર્ગ્રન્થનાથ ભ. મહાવીર જ્ઞાનના કિરણોથી પ્રાણીસમૂહના હૈયાઓને પ્રકાશિત કરી રહ્યા હતા.

વસુંધરાને પાવન કરતા પ્રભુ આજ તો રાજગૃહનગરના મનોહર ઉદ્યાનમાં પધાર્યા છે. ગુણશિલકના ચૈત્યમાં પ્રભુએ આસન જમાવ્યુ છે. મગધરાજ બિંબિસાર અને પ્રજાજનો પ્રભુના દર્શને આવ્યા છે. સૌના હૈયામા હર્ષ તો ક્યાંય મા'તો નથી

શુ પ્રભુના શાન્ત નયનો છે! શુ એમની સૌમ્ય આકૃતિ છે! શુ એમનો સયમથી દીપતો દેહ છે! અને વાણી ? વાણી તો નગાધિરાજ પરથી વહેતી ગગાની જેમ છલ છલ કરતી વહી રહી છે! સૌ એને સાભળી પરમ પ્રસન્ન બન્યા છે

ત્યારે સૂર્ય જેવા તેજસ્વી અને ચન્દ્ર જેવા સૌમ્ય શ્રી ગૌતમે માનવહૈયામા ઘોળાતો પ્રશ્ન પૂછ્યો.

'પ્રભો! આત્મા શાથી ભારે બની ગુરુત્વને પામે છે? અને કયા પ્રકારે હળવો બની લઘુત્વને પામે છે?'

પ્રશ્ન ઊંડો હતો છતાં સમયોચિત હતો સૌને જીવનના ભારથી હળવા બનવું હતુ એટલે સૌની જિજ્ઞાસા વધી જીવનો મર્મ જાણવા બધા ઉત્સુક બન્યા

કરુણા નીતરતા નયનો સભા પર ઢળ્યાં. સભા ઉત્સુક હતી પ્રભુ બોલ્યા:

'ગૌતમ! જેમ કોઈ પુરુષ અખડ, સૂકા, મોટા ને કાણા વિનાના તુબડાને દાભથી બાધી એના પર ચીકણી માટીનો લેપ કરી એને સૂકવી નાખે, પછી સુકાયેલા એ તુબડા પર ફરી માટીનો લેપ કરે—આ રીતે આઠ વાર લેપ કરેલા તુમ્બને પાણીમા નાખે તો, એ તરવાની શક્તિવાળુ તુબડુ પાણીમા તરતુ નથી, પણ ડૂબી જાય છે; તેમ, આત્મા પણ હિસા, અસત્ય, ચોરી, અસયમ, ક્રોધ, માન, માયા ને લોભના કુસસ્કારોથી લેપાયેલો મૃત્યુ પામીને અધોગતિમા જાય છે.... '

હૃદય ને બુદ્ધિને સ્પર્શતો આ ઉપદેશ સાભળી સભા ડોલી રહી હતી ત્યા વર્ધમાને કહ્યુ:

'પણ ગૌતમ! એ તુબડા પરના લેપનો પહેલો થર કોહવાય અને ઊખડી જાય તો એ થોડુ અદ્ધર આવે, એમ કરતા એ બધા થર ઊતરી જતા, તુબડુ મૂળ સ્વભાવે હળવુ થતા, પાણીની સપાટી પર આવે છે. તે જ રીતે આત્મા પણ અહિસા, સત્ય, અચૌર્ય, સયમ, અપરિગ્રહ, ક્ષમા, મૃદુતા, સરળતા ને નિર્લોભતાના આચરણથી કુસસ્કારોને નિર્મૂળ કરી, હળવો બની ઊર્ધ્વગતિ પામે છે .....'

કુસસ્કારોથી આત્મા ગુરુત્વને પામી અધોગામી બને છે. સુસસ્કારોથી આત્મા લઘુત્વને પામી ઊર્ધ્વગામી બને છે!

પ્રભુના દર્શન કરી પાછા ફરતા સભાજનોના મુખ પર જ્ઞાનનો પ્રકાશ હતો અને રાજગૃહના ઘરઘરમા સસ્કારોની ચર્ચા જામી હતી.



# 'પ્રેમવાણી' પુસ્તિકાને જવાબ

( સંપાદકીય )

**ગત જન્માષ્ટમી**ના દિવસે શ્રીવર્ધમાન શ્રમણ સંઘના પ્રચારમંત્રી મુનિ શ્રીપ્રેમચંદજીએ રાજકોટની વિરાણી પૌષધશાળામાં જે ભાષણ કરેલું તે 'પ્રેમવાણી' નામક પુસ્તિકારૂપે પ્રગટ થયું છે તેના પ્રકાશક છે—શ્રી ચૂનીલાલભાઈ નાગજી વોરા તથા સાંકળીબાઈ ધર્માદા ટ્રસ્ટ ફંડ, રાજકોટ

અમારો ગતાંક પ્રગટ થાય એ પહેલાં અગાઉના દિવસે જ એ પુસ્તિકા વિશે અમે ટૂંકી નોંધમાત્ર લઈ શકયા છીએ અને વિશેષ નોંધ આ અંકમાં આપવાનો અમે નિર્ણય કર્યો હતો દરમ્યાન સૌરાષ્ટ્રમાં જ નહિ પણ ગુજરાત અને બીજે સ્થળે પણ એ પુસ્તિકા સામે પ્રબળ વિરોધ જાગ્યો છે એનો પ્રતીકાર કરતા ઠરાવો થયા છે, જેની નકલો અને કેટલાક પત્રો અમને મળ્યા છે, એટલું નોંધી અમે પ્રસ્તુત વિષય ઉપર આવીએ

આખુયે ભાષણ જોતાં મુનિશ્રીની મનોદશાનો ખ્યાલ આવી જાય છે એમના ઉદ્દિષ્ટ વક્તવ્યનો વિચાર કરીએ તે પહેલાં એમના માનસનો જે ચિતાર એમની પંક્તિઓ આપી રહી છે તે જોઈએ. પૃષ્ઠ: ૧૫માં તેઓ કહે છે

**"મુંબઈથી ચાલીને હું અહિં આવ્યો છું. ત્યાં માર્ગમાં મેવાડના જે લોકો રહે છે તે દસ દસ માઈલ ચાલીને દર્શન કરવા આવ્યા અને અહિં તો હું પોતે આવી ગયો છું તો પણ કેટલાય લોકોએ દર્શન કર્યા નથી. કારણ કે કોઠીમાં અનાજ છે. દુ:ખમાં બધા સ્મરણ કરે છે." બીજે સ્થળે પૃષ્ઠ: ૧૩માં તેઓ કહે છે:**

**"મેવાડમાં ઊંચી શ્રદ્ધા છે અને અહિ ? અહિ તો લોકો મહેલમાં મસ્ત છે. કેટલાય માણસો એવા છે કે જેમનાં મને હજુ સુધી દર્શન થયાં નથી. તેઓએ પણ મારા દર્શન કર્યા નથી હુ તો તેમના ઘેર જવા તૈયાર છું. જો કોઈ લઈ જનાર હોય તો."**

મુનિશ્રીને લોકોમા પોતાનાં દર્શન કરાવવાની કેટલી તાલાવેલી લાગી છે એ આમાથી જાણવા મળે છે, મેવાડીઓ દુ.ખી છે માટે એમની શ્રદ્ધા ઊચા પ્રકારની છે અને મહેલોમા વસનારા ગુજરાતીઓને એમના દર્શનની પડી નથી ત્યારે ગુજરાતીઓની દશા મેવાડીઓ જેવી થાય તો જ એમનાં દર્શન કરી શકે ને? આ છે એમની મનોભાવના !

આ જ કારણે તેમણે પોતાના અધિકારપદેથી જાણે એટમ બોંબનો ધડાકો કરવા ધાર્યો હોય અને પોતાના પક્ષને આવાહન કરવાનુ હોય તેમ—ભાષણમા ઠેર ઠેર મૂર્તિ, મંદિર, દેવદ્રવ્ય ( ધર્માદા દ્રવ્ય) પ્રત્યે કેવળ સાંપ્રદાયિક ઝનૂનથી પોતાનો રોષ ઠાલવ્યો છે કોઈ સ્થળે દેવદ્રવ્યનો ગેરલાભ લેવાયો હોય તો તે હકીકતને સર્વ સાધારણ બનાવી દેવદ્રવ્ય પ્રત્યેની પોતાની સૂગ વ્યક્ત કરી છે દેવ-દ્રવ્યનો ઉપયોગ તેના ભક્તો અને આપણા ભાઈઓ માટે થવો જોઈએ એવો ફલિતાર્થ

પણ સૂચવ્યો છે. આ રોષ અને સૂગ સૌરાષ્ટ્રમાં શુ પરિણામ લાવશે એનો ખ્યાલ મુનિશ્રીએ કર્યો હોત તો આમ બોલવાનુ ઔચિત્ય તેમને સમજાત ખરું, પણ દુઃખ સાથે કહેવું પડે છે કે, મુનિશ્રીનું વક્તવ્ય દેશ–કાળને પરખ્યા વિના શાસ્ત્રીય પરંપરાના અપલાપ જેવું છે. એટલું જ નહિ હેતુ અને યુક્તિને પણ વિરોધી છે. છતાં આ ભાષણ સૌરાષ્ટ્રમાં અને બીજે સ્થળે શ્વેતાંબર મૂર્તિપૂજક સઘ અને સ્થાનવાસી સંઘમાં ફાટફૂટ કરવાને ચિનગારીરૂપ બનશે એવો ભય સકારણ છે.

જૈનોમાં મૂર્તિને માનનારા અને નહિ માનનારા પક્ષનો વાદ વર્ષો જૂનો છે. એ વિશે પંદરમા સૈકાથી લઈને આજ સુધી ખૂબ લખાયું છે આમ છતા મૂર્તિને માનવા નહિ માનવાનો પ્રશ્ન એક બીજા ઉપર લાદવો આજના યુગમાં શોભાસ્પદ નથી. જેઓ મૂર્તિને માને છે તેમના ઉપર વિચિત્ર આક્ષેપો કરી પોતાના પક્ષનો સાથ મેળવવા મૂર્તિપૂજક અને સ્થાનકવાસી સઘમાં વધતી જતી એકતાને તોડવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે એ પ્રયત્ન આજના શિક્ષિત અને વિચારક વર્ગમાં કેટલો કારગત નિવડશે એ માટે વિશેષ ચિંતા કરવા જેવુ અમને લાગતું નથી પણ બીજા વર્ગમાં એનો અનિષ્ટ પડઘો પડવાનો સભવ ખરો. આથી જ ચેતવણીનો સૂર સભળાવવો આજના યુગમાનસને અનુરૂપ ફરજ લેખાશે એમ અમે માનીએ છીએ.

મુનિશ્રીએ ક્યાંઈ પણ શાસ્ત્રીય કે પરંપરાની હકીકત જણાવ્યા વિના જ એકેન્દ્રિય હિંસા, દેવદ્રવ્ય અને મૂર્તિવાદ વિશે વિતંડાથી કામ લીધુ છે. એ વિશે અત્રે અહીં ઘટતો જવાબ આપી દઈએ. મુનિશ્રી પૃષ્ઠ. પાંચમા ઉપર નોંધે છે·

**"જૈનધર્મમાં પણ કેટલીક વ્યક્તિઓ એકેન્દ્રિય જીવોની દયા પ્રતિ ઉપેક્ષા બુદ્ધિ રાખે છે, જે હોવી ન જોઈએ."**

મુનિશ્રીએ આ હકીકત સભવતઃ પ્રભુમૂર્તિને ચઢાવવામાં આવતાં પુષ્પોને ઉદ્દેશીને કરી હોય એમ લાગે છે પુષ્પપૂજાના ઔચિત્ય વિશે જણાવીએ તે પહેલાં અમને એ પૂછવાનુ મન થાય છે કે, સ્થાનવાસી સાધુઓના નિવાસ માટે બનતા સ્થાનકોમા એવી જીવદયાનો પ્રશ્ન આડે નથી આવતો? એમાં એકેન્દ્રિય તો શુ પણ એથીયે વધુ સંજ્ઞાવાળા ત્રસ જીવોની વિરાધના થયા વિના રહેતી નથી એ હકીકત ક્યા છુપાવવા જેવી છે? ઠેર ઠેર ઊભાં થયેલાં સ્થાનકો શુ સાધુઓના એક યા બીજી રીતના ઉપદેશનુ ફળ નથી? અને ન હોય તો શા ખાતર સાધુઓએ એવાં સ્થાનકોમાં આશ્રય લઈ જીવહિંસાને પ્રેરણા આપવી જોઈએ?

એ પ્રશ્નના જવાબમા જ પુષ્પપૂજા અને મૂર્તિઓ માટે બનાવાતાં મંદિરોનું સમાધાન રહેલુ છે.

એ સ્થાનકો પણ સામાન્ય ઘર જેવાં હોતાં નથી એને માટે ફંડફાળા ઉઘરાવીને મોટાં આલીશાન મકાનો આજે પણ બનાવવામા આવે છે એ માટે એકઠા થતા દ્રવ્યને આપણે શું નામ આપીશું? વળી, એવા ફંડફાળા ઉઘરાવતા જૈન શ્રાવકોના હાથે ગેરલાભો–જેવા દેવદ્રવ્ય માટે બતાવવામા આવ્યા છે તેવા ગેરલાભો–શ્રાવકોએ લીધાનુ પણ ઘણી વખત સાભળવામાં આવે છે. એવા પૈસાનો ગેરલાભ લેનાર દોષી ગણાય કે નહિ?

કોઈ પણ સારા ઉદ્દેશનો કોઈ ગેરલાભ લે તેથી તે ઉદ્દેશ ખોટો છે એમ કેમ કહી શકાય?

સ્થાનવાસીઓએ જૈન આગમો છપાવા માટે સારુ એવુ ફંડ એકઠું કર્યું છે એ ફંડ જો 'સાહિત્ય પ્રકાશન ફંડ' કહી શકાય અને તેનો ઉપયોગ બીજે ન થઈ શકે તો દેવમંદિરો

માટે એકઠા કરાયેલા કે કરાતા દ્રવ્યનો ઉપયોગ બીજામા કેમ કરી શકાય? આપનારે જે ઉદ્દેશથી દ્રવ્યદાન કર્યું હોય તે ઉદ્દેશને પડતો મૂકી એનો બીજો ઉપયોગ કરવો એ તો ખરે-ખર, વિશ્વાસઘાત જેવુ છે ટ્રસ્ટીપણાનો કાયદો એમ જ કહે છે. બીજા ઉપયોગ માટે દેવ-દ્રવ્યના ખાતાની સાથોસાથ સાધારણ વગેરે ખાતાઓ હોય છે જ અને એનો લાભ સાધર્મિક ભાઈઓ તેમજ બીજાઓને પણ આપવામાં આવે જ છે એ હકીકત મુનિશ્રીની જાણ બહાર હોય એમ લાગે છે. પરંતુ દેવ માટે અર્પણ કરાયેલુ દ્રવ્ય, તેને ગમે તે નામ આપો, દેવમંદિરો અને દેવમૂર્તિઓ માટે જ વાપરી શકાય.

મૂર્તિવાદ એ સહેતુક શાસ્ત્રીય પરંપરા છે જ્યારે મૂર્તિનો વિરોધ તો ભારતમા મુસ્લિમો આવ્યા ત્યાર પછીથી શરૂ થયો એ ઐતિહાસિક હકીકત વિશે ભાગ્યે જ બે મત છે.

જૈનધર્મની સસ્કૃતિ આજસુધી આટલી દૃઢમૂળ છે એ એના મંદિરો, મૂર્તિઓ અને તેની ઉપાસનાના કારણે છે એની સામે કેટલાયે આક્રમણો થયા, વિઘ્નો આવ્યાં, પ્રત્યાઘાતો પડ્યા છતા યે એ સસ્કૃતિ જીવિત છે એ એની પ્રભુ પ્રત્યેની અવિચલ શ્રદ્ધા–ભક્તિના જ કારણે. એ પાછળી સદીઓનો ઇતિહાસ પડ્યો છે

જૈનધર્મના સાહિત્યનુ જેણે સારી રીતે મનન કર્યું હશે તે નિ:સકોચ કહી શકશે કે જૈન સાહિત્યમાં મૂર્તિપૂજાની પ્રથા પ્રાચીન કાળથી હતી પ્રથમ તીર્થંકર શ્રીઋષભદેવના શાસન કાળમાં પ્રથમ ચક્રવર્તી ભરત મહારાજાએ બધાવેલાં મંદિરો અને ભરાવેલી મૂર્તિઓ સબધે ઉલ્લેખો મળી આવે છે. એટલુ જ નહિ, જૈન આગમોમાં પણ સ્થળે સ્થળે ચેઇય, પડિમા તેમજ શાશ્વતી અને અશાશ્વતી પ્રતિમાઓની સ્થિતિ દેવલોકના વિમાનોમા સદાકાળ હોવાના ઉલ્લેખો છે આજનો ઇતિહાસ પણ એ બતાવી રહ્યો છે કે ભગવાન મહાવીરના સમયમા જૈન-ધર્મમાં મૂર્તિપૂજા વિદ્યમાન હતી

જૈન સાહિત્યમા બતાવેલા નામાદિ ચાર નિક્ષેપોનું સૂક્ષ્મ અધ્યયન કરતા એ સ્વત: સિદ્ધ થઈ શકે છે કે, જૈનધર્મમાં મૂર્તિપૂજાનું સ્થાન અદ્વિતીય છે એટલુ જ નહિ શ્રમણ સસ્કૃતિનુ એ મહત્ત્વનુ અગ છે જૈન શાસ્ત્રોનુ સૂક્ષ્મ અધ્યયન કર્યા પછી કેટલાયે સાધુ-ઓએ મૂર્તિને માનનાર પક્ષનો આશ્રય લીધો છે એના ઉદાહરણો કયા ઓછા છે?

મૂર્તિપૂજાથી સાંસારિક જીવનમાં પણ ભક્તિ ભાવનાની વૃદ્ધિ થતા શિલ્પ, સગીત અને સાહિત્યને સારું પ્રોત્સાહન મળ્યુ છે એ નિર્વિવાદ છે

સુરેશ દીક્ષિતે સાચુ સભળાવ્યુ છે કે–"મૂર્તિપૂજાના ખોળામાં શિલ્પકળા સચવાઈ છે મૂર્તિ અને મંદિરની વિવિધ રચનાઓમા આપણા રાષ્ટ્ર અને ધર્મની વિવિધ રેખાઓ પડી છે, પુરાણોની અસખ્ય કલ્પનાઓને પથ્થરરૂપે સાકાર કરવાની પ્રતિષ્ઠા મૂર્તિઓ અને મંદિરોને જ વરે છે. મૂર્તિઓ પ્રજાની મનોભાવના, આશા, નિરાશા અને કલ્પનારૂપે છે સસ્કારોનુ એ નવનીત છે"

મૂર્તિવાદમાં નહિ માનનારા ભાઈઓને અમે પૂછીએ છીએ કે, તમારી સસ્કૃતિનો ઇતિહાસ શો? એ ક્યાથી શરૂ થયો અને સસ્કૃતિના વારસદારોને પ્રેરણા પમાડે એવી પૂર્વકાલીન ગૌરવ-ગાથાના પ્રમાણો આપી શકે એવુ તમારી પાસે શુ સાધન છે?

જ્યારે મૂર્તિવાદની પરપરાના પ્રમાણો તો પુરાતત્ત્વવેત્તાઓએ પણ શોધી બતાવ્યા છે. તેમાના કેટલાંક આ છે :

૧. ડૉ વીન્સેટ સ્મીથ ' મથુરા એન્ટીક્વીટીઝ 'માં જણાવે છે કે—' ભગવાન મહાવીરના પુરોગામી ભગવાન પાર્શ્વનાથના સમયમા જે સ્તૂપની મૂળ રચના ઈંટોથી કરવામાં આવી હતી તે ઈ સ. પૂર્વે ૬૦૦ના પછીનો તો નથી જ એટલે કે ઈ સ પૂર્વ છઠ્ઠી શતાબ્દી પહેલાંનો આ સ્તૂપ છે ( રામગિરિનો જૈન સ્તૂપ પણ ઘણો પ્રાચીન છે )

૨. ઓરિસામા ઉદયગિરિ અને ખડગિરિની ગુફાઓમાથી મહારાજા ખારવેલનો જે શિલા-લેખ મળી આવ્યો છે તેમા ઉલ્લેખ છે કે નદ મહારાજ જે કલિગ જિનમૂર્તિને લઈ ગયા તે ખારવેલ મહારાજે પાછી મેળવી, જે ઈ. સ. પૂર્વે ૪૦૦ વર્ષ પહેલાની મનાય

૩ લોહાણીપુરથી મળી આવેલી જૈન મૂર્તિઓ જે ઈ સ પૂર્વ ૩૦૦-૩૫૦ના અરસાની હાલ પટણા મ્યુઝિયમમાં છે, તે વિશે ડૉ કાશીપ્રસાદ જાયસવાલનો લેખ ' બિહાર ઓરિસા રિસર્ચ'મા પ્રગટ થયો છે

૪ મથુરાની કુષાણકાલીન લેખવાળી મૂર્તિઓ

૫. આ ઉપરાત સૌથી પ્રાચીન પ્રમાણ મોહન-જો-દારોની સામગ્રીમાથી મળી આવ્યું છે, જે સામગ્રી ઈ સ પૂર્વ સવા પાચ હજાર વર્ષની પુરાણી મનાય છે. એ સામગ્રીમાથી જૈન મૂર્તિઓ મળી આવ્યાના પ્રમાણો પુરાતત્ત્વવિદોએ પ્રગટ કર્યાં છે હિદી ' વિશ્વભારતી' ના પૃષ્ઠ ૪૬૮માં જે વિગત પ્રગટ થઈ છે તેનુ શબ્દશ ભાષાતર આ પ્રમાણે છે

" મોહન-જો-દારોથી મળી આવેલી સામગ્રીમા કાર્યોત્સર્ગસ્થ આસનવાળી મૂર્તિ મળી આવી છે, જેની કઈક સરખામણી ભગવાન ' જિન ' સાથે કરી શકાય "

આ ઐતિહાસિક પ્રમાણો જૈનોની શાસ્ત્રીય પરપરા તરફ આપણુ ધ્યાન ખેચી રહી છે.

આમ પુરાતત્ત્વવેત્તાઓએ જૈનધર્મની પ્રાચીનતાનો જે પત્તો મેળવ્યો છે તેનુ એક અગત્યનુ સાધન જૈન મદિરો અને મૂર્તિઓને પણ આભારી છે એ મદિર અને મૂર્તિઓના લેખોથી મદિરના નિર્માતા, પ્રતિષ્ઠા કરનાર પૂર્વ આચાર્યો વગેરેનો સમય, વશપરપરા અને તત્કાલીન ઇતિહાસનો બોધ સુગમતાથી થયો છે અને થાય છે

સ્થાનકવાસી સાધુઓ જૈનધર્મની પ્રાચીનતા સિદ્ધ કરવા સારુ એ મૂર્તિલેખોના પ્રમાણો તો ટાંકે છે પણ એના પ્રધાન ઉદ્દેશને અવગણે છે એ જોતા ભારે આશ્ચર્ય થાય છે (જુઓ આદર્શ મુનિ-લેખક શ્રી પ્યારેચદજી મહારાજ )

આ ઉપરાત કેટલાક જિનેશ્વરની મૂર્તિનો વિરોધ તો કરે છતા મિથ્યાત્વી દેવ-દેવીઓની ઉપાસના કરતા જોવામા આવ્યા છે મતલબ કે, મૂર્તિપૂજાના વિરોધીઓ પણ એક યા બીજી રીતે મૂર્તિવાદથી અલગ રહી શક્યા નથી.

અહી તાજેતરના એક અનુભવની વાત નોંધવી યોગ્ય ગણાશે એક તેરાપથી સાધુને હમણાં જ મળવાનુ થયેલુ તેમણે પોતાના ધાર્મિક ઉદ્દેશોને સમજાવવા કેટલાંક પોતાના હાથે દોરેલા કાલ્પનિક ચિત્રો બતાવ્યા, ત્યારે અમને થયુ કે સિદ્ધાતો સમજાવવા માટે ચિત્રોનુ અવલબન લેવુ તો પડે જ છે એ માટે શ્રાવક પાસે ખર્ચ પણ કરાવવુ પડે છે એ જ રીતે જે ઉપદેશના પ્રચાર માટે આવી પુસ્તિકાઓનુ પ્રકાશન કરવુ પડે તે એક યા બીજી રીતે પ્રતીક-પૂજા નથી તો બીજુ શુ છે? આખર અક્ષર એ જ્ઞાનનાં પ્રતીક જ છે ને?

એક ગ્રથના રચયિતા સ્થાનકવાસી સપ્રદાયના એક વિદ્વાન સાધુએ એમના ગ્રથમા પોતાના ફોટાનો બ્લોક છપાવેલો અને તેની નીચે મને સ્મરણ છે ત્યા સુધી એમ જણાવેલું

કે—'આ ફોટો ગુરુપૂજા માટે નથી, પરિચય માટે છે'

કહેવાની ભાગ્યે જ જરૂરત છે કે, પરિચય આખરે પ્રશંસા અને પૂજામાં જ પરિણમે છે ગમે તે હો, એ સ્પષ્ટ છે કે, મૂર્તિના અવલંબન વિના તેના વિરોધીઓને પણ ચાલ્યુ નથી પછી જિનેશ્વરની મૂર્તિનો કે મંદિરનો વિરોધ કરવાથી શુ? કહેવાતી ગુણપૂજા ગુણીના અવલંબનમાં–પૂજામાં પર્યવસાન પામે છે એ વિશે ભાગ્યે જ ઊંડા ઊતરવાનું રહે

જૈનધર્મનો કોઈ પણ ઉપાસક મંદિરમાં શ્રીજિનેશ્વર ભગવાનની મૂર્તિ આગળ ભગવાનના ગુણોનું સ્મરણ અને તે દ્વારા પોતામાં એ ગુણોનુ આકલન કરવાના હેતુથી જ જાય છે કોઈ પણ ઐહિક સુખસિદ્ધિ માટે જતો નથી એવો હેતુ હોય તો ફળતો યે નથી

ગુણોનુ સ્મરણ ગુણીના અવલંબન વિના થઈ શકતુ નથી ગુણનુ સ્મરણ કરવા સાથે જ ગુણીના આકારની કલ્પના થાય એ સહજ છે એ જ કલ્પનાને પથ્થર કે ધાતુની મૂર્તિમાં આપણે સગુણ અવસ્થા કલ્પીને ગુણોનું સ્મરણ કરીએ છીએ

વસ્તુત મંદિરો અને મૂર્તિઓ વગેરે જનતામા ધાર્મિકતા પ્રવાહિત રાખવાના અમૂલ્ય સાધનો છે. કેમકે સામૂહિક ધર્મભક્તિ હમેશાં પ્રતીકની શોધ તરફ વળે છે અને તેથી કળામય મૂર્તિ અને શિલ્પવાળા મંદિરોનુ નિર્માણ થાય છે. એ માટે ઉત્તમ વસ્તુઓ દ્વારા વિશાળ મંદિરો બંધાવવા અને ભક્તિ તેમજ ધ્યાન માટે ઉત્તમ વાતાવરણ સર્જવા આપણો ત્યાગ પ્રેરણા મેળવે છે. એ જ કારણ છે કે વિમળશાહ, કુમારપાલ, વસ્તુપાલ–તેજપાલ, જગડુશાહ, દયાલદાસ વગેરેએ લાખોના ખર્ચે મંદિરો બંધાવ્યા હતા એ મંદિરો અને મૂર્તિઓ જોઈને કોનુ મન પ્રસન્ન નથી થતુ?

એમનો ત્યાગ પણ મંદિરો પૂરતો જ નહોતો, તેમણે અનેક પ્રકારે પરોપકારનાં કાર્યો પણ કર્યાં હતાં વસ્તુપાલ અને તેજપાલે ખુલ્લી મૂકેલી દાનશાળાઓ અને જગડુશાહે તો લાખો માનવીઓને અન્ન પૂરુ પાડીને દુકાળના ભયંકર પંજામાંથી છોડાવ્યા હતા એ કયા અજાણ્યુ છે? આજે પણ જ્યારે જ્યારે જ્યા ત્યા ધરતીકંપો થયા, રેલો આવી અને દુકાળો પડ્યા ત્યાં આ જ જૈનોએ પોતાથી બનતી મદદ દ્વારા ત્યાગની પ્રાચીન પરંપરા જાળવી રાખી છે એમ પ્રામાણિકપણે કહી શકાય એમ છે

રેશનીંગના જમાનામા પણ ગુપ્તદાન દ્વારા જૈનોએ પોતાના સાધર્મી બંધુઓને મદદો પહોંચાડી છે આજે પણ એ ત્યાગની પ્રણાલિ જરાયે ચૂક્યો નથી મતલબ કે, જૈનોએ દેરાસરો અને મૂર્તિઓના નિર્માણની સાથોસાથ માનવદયા–જીવદયા પ્રત્યે જરાયે દુર્લક્ષ ગણ્યુ નથી

છેવટે જણાવવું ઉચિત થશે કે—અમારા આ જવાબમાં મુનિશ્રીને મૂર્તિપૂજા તરફ વાળવાનો જરાયે પ્રયત્ન નથી મૂર્તિને માનવી કે ન માનવી એ એક વ્યક્તિગત પ્રશ્ન છે. અમારો ઉદ્દેશ તો માત્ર—સૌરાષ્ટ્ર અને બીજે સ્થળે શ્વેતાંબર જૈન સમાજ જે રીતે પરસ્પર એકદીલ બની રહ્યો છે, એવા વિવાદને મૂકીને—ભગવાન મહાવીરના એક ભક્તરૂપે ખભેખભો મેળવી રહ્યો છે ત્યાં આવા વિદ્રોહી પ્રચારથી પરસ્પર વૈમનસ્ય વધવાનો ભય છે તે ન થવો જોઈએ એ છે

અમે ઇચ્છીએ છીએ કે મુનિશ્રી શાસ્ત્રોનું સૂક્ષ્મ અવગાહન કરે અને આવા વાદને એકાંતિક બનાવી પ્રચારની ધૂનમા ન રહે, એથી તો આપણા જ પગમા કુહાડા મારવા જેવું થશે



# નિર્વાણ

લેખક : શ્રીયુત 'જયભિખ્ખુ'

**પા**વાપુરીના પવિત્ર ડુંગરા આજ ડોલી ઊઠયા હતા પ્રત્યેક ઘરને ઉંબરે શોકની છાયા પથરાઈ ગઈ હતી આકાશનું, આસો માસની અમાસનું હૈયું નિર્મળ તારકવૃંદથી શણગારાઈ ગયું હતુ. રાજબાગના રાજકાસારોના જળમાં કમળ સ્થિતપ્રજ્ઞની જેમ ખડાં હતાં.

જ્ઞાનીઓ કહેતા હતા: 'આનંદો! આજ પ્રભુ મહાવીર મુક્તિને વરશે.'

પ્રજાજનો નિશ્વાસ નાખતા હતા: 'હાય રે! પ્રભુની પ્યારી દેહછબી આ અભાગી આંખોથી અળગી થશે. અહિંસાની મહાજ્યોતિ આજે સ્થૂલમાંથી સૂક્ષ્મમાં અદ્રશ્ય થશે!'

ભક્તજનો પોકાર કરતા ફરતા હતા: 'રે, પ્રેમબંસરીની અમૃતવાણી હવે ક્યારે ફરી સાંભળવા મળશે? વાણી તે કેવી? રાય–રંક, વિબુધ–અબુધ, જ્ઞાની–અજ્ઞાની, માણસ–પશુ સહુ સમજે એવી! માનવતાનો અનાહત નાદ હવે ક્યારે સાંભળશું?'

શિષ્યગણ મનમાં ને મનમાં ખેદ પામી રહ્યો· 'પ્રભુ મહાવીર આજ અમારાથી અલગ થશે.એમને તો મુક્તિની આડે રહેલી દેહની દીવાલ દૂર થશે, પણ અમારું શું? જ્ઞાની પુરુષોના વચનથી શોક અને આનંદને સમાન લેખવાની મહેનત કરીએ છીએ; પણ આનંદને સ્થળે શોક આવીને પહેલો બેસી ગયો છે; કેમે કર્યો હઠાવ્યો હઠતો નથી!'

દેવો ને ઋષિઓ મીઠા શંખ બજાવી રહ્યા છે, ને ગાઈ રહ્યા છે:

'વૈશાલીના રાજકુમારે લૌકિક સિંહાસન છાંડી પારલૌકિક સિંહાસન સર કર્યું! ક્ષત્રિયકુંડના ક્ષત્રિયે ક્ષત્રિયત્વ છાંડી બ્રહ્મત્વ પ્રાપ્ત કર્યું! શિકારી ધનુર્ધર ક્ષત્રિયે, નિર્દોષ મૃગલાંનો શિકાર મૂકી, કામ ક્રોધ, લોભને જડમૂળથી સંહારી નાખ્યાં.

'ઓ રાજમહેલના વાસી, અહિંસા ને પ્રેમે તને વન વન સાધના માટે રખડાવ્યો. તારો રાજમહેલનો ત્યાગ એવો આકર્ષક નીવડયો કે અનેક રાજમહેલના

વાસીઓ સર્વસ્વ ત્યાગી તારે પંથે વળ્યા! લોકો ભોગને બદલે ત્યાગને મહત્ત્વ આપવા લાગ્યા!

'આર્યાવર્ત પર તારી પ્રેમબંસરી બજી રહી. એ બંસરીમાં આર્ય ગૌતમ ને આર્ય સુધર્મા જેવા મહાબ્રાહ્મણો પોતાનું બ્રહ્મત્વ ભૂલ્યા; રાજા શ્રેણિક ને રાજર્ષિ પ્રસન્નચંદ્ર જેવા ક્ષત્રિયત્વ ભૂલ્યા, શાલિભદ્ર જેવા વૈશ્યત્વ વીસર્યા ને મેતારજ ને હરિબળ જેવા શૂદ્રત્વ છાંડી શક્યા. 'આત્મા જ આત્માનો ઉદ્ધારક છે' એ મંત્ર પહેલો એમણે જ આપ્યો ને!'

કુલવધૂઓ તો મંગળગીત લલકારી બેઠી:

'મુક્તિસે જાઈ મિલ્યો રે મોહન મેરો,
મુક્તિસે જાઈ મિલ્યો.'

પણ પામર ભક્તગણો પોતાના શુષ્ક મુખથી ને સંતપ્ત હોઠોમાંથી આનંદનો એક અવાજ પણ કાઢી શકતા નથી! જાણે ભગવાન હજી ગઈ કાલે જ તો એમની વચ્ચે આવ્યા છે. બારબાર વર્ષની મૌન–વાદળી જાણે હમણાં જ વરસી છે. બસો નહીં, સો નહીં, પોણોસો પણ નહીં, હજી તો માત્ર બોંતેર વર્ષ જ થયાં છે. એટલામાં આ મથામણ શી! અરે, જીવન્મુક્તને વળી મુક્તિ શી! એ તો જીવતાં જ મુક્ત છે. એમને સંસારનું કયું પાપ સ્પર્શી શક્યું છે! ભાઈ, જીવનનો ઉત્સવ હોઈ શકે, મૃત્યુનો મહોત્સવ તો કયા મનથી થાય? ગમે તેવી અજવાળી હોય પણ રાત તે રાત જ કહેવાય ને! ગમે તેટલું ઉજ્જવલ પણ મૃત્યુ તો ખરું જ ને!

દિવસોથી સાન્નિધ્ય અને સેવામાં રહેતો રાજરાજેંદ્ર ઇંદ્ર પણ છેક છેલ્લી ઘડીએ હિંમત હારી બેઠો. સાજ તો બધા સજાવ્યા, મૃત્યુ–મહોત્સવની બધી ય રચના કરી, પણ છેલ્લી પળે પ્રભુના અભાવની કલ્પના એને પણ પીડા કરી બેઠી. અરે! રાજપાટ જેના સેવા–સંપર્ક વિના બોજારૂપ લાગતાં, એ મંગળમૂર્તિ આમ ચાલી જશે તો કોને આધારે, કોના ઉત્સાહવચને આ રાજધુરા ખેંચાશે? આધિભૌતિક ઉપાધિઓના સૂકા રણમાં આત્માની સ્નેહબંસી વિના શે જિવાશે?

એકત્ર થયેલાં અનેક નર–નારીઓની વતી ઇંદ્રરાજે પ્રભુને પ્રશ્ન કર્યો: 'હે દેવ, આપનાં ગર્ભ, જન્મ, દીક્ષા અને જ્ઞાન હસ્તોત્તરા નક્ષત્રમાં હતાં ને!'

ભગવાન મહાવીરે જવાબમાં કેવળ હકારદર્શક માથું હલાવ્યું.

એ નક્ષત્રમા ભસ્મ ગ્રહ સંક્રાન્ત થાય છે અનિષ્ટ ભાવિની એ આગાહી કહેવાય ને?'

ભગવાન મહાવીરે પૂર્વવત્ હકાર ભણ્યો.

'આપ તો સમર્થ છો, સર્વજ્ઞ છો, સર્વશક્તિમાન છો મૃત્યુની પળને થોડી લંબાવી ન શકાય?' ઇંદ્રના મનમાં ઊંડે ઊંડે ઇચ્છા હતી કે એકવાર મૃત્યુકાળને

આગળ ધકેલવામાં આવે તો પછી વળી જોઈ લેવાશે અણીનો ચૂક્યો સો વર્ષ જીવે.

ભગવાન મહાવીરે મીઠા શબ્દોમાં કહ્યુ: 'રાજન્! મોહ વિવેકને મારે છે; માટે એને અંધ કહ્યો છે. મારા નશ્વર દેહ પ્રત્યેનો તમારો મોહ આજે તમને આ બોલાવી રહ્યો છે. નિકટ રહ્યા છો, જ્ઞાની થયા છો છતાં ભાખેલું ભૂલી ગયા કે આયુષ્યની એક ક્ષણ પણ સુર, અસુર કે માનવ–કોઈ વધારી શકતું નથી? નાટક તો નિશ્ચિત બાંધેલી સમયમર્યાદામાં ભજવાય ને પૂરું થાય એમાં જ શોભા! અન્તહીન નાટક રુચે ખરું? તમે તો સંસાર જીતી લેનાર યોદ્ધા છો: છતાં મોહ પાસે હજી વારવાર પીછેહઠ કરો છો. મોહને જીતવો મુશ્કેલ છે. શું તમે જ નહોતા કહેતા કે શીતળ હેમંત ઋતુમાં ઊનનાં વસ્ત્રો ભલે ઉપયોગી હોય, સુખકર હોય, પણ વસંત આવે-ગ્રીષ્મ પ્રગટે એટલે એ તો ફેંકવા યોગ્ય જ! રંકના હાથમાં પાત્ર ત્યા સુધી જ શોભે, જ્યાં સુધી એને ભિક્ષાની જરૂર છે. રંક મટીને એ રાજા થાય, પછી પણ જો પાત્ર લઈને ફરે તો? દેહનું કામ, જન્મનું કારણ ને મૃત્યુની ગરજ–સરી ગઈ, આયુષ્યની એક ક્ષણ અને ક્ષણનો એક કણ પણ હવે બોજારૂપ છે. ઇંદ્રરાજ! જુઓ, પણે વસંત—કદી ન કરમાતી અમર વસંત—ખીલી રહી છે. સત્, ચિત્ ને આનંદની કદી ન આથમતી ઉષા ઊગી રહી છે? સ્વાગત માટે સજ્જ હો!'

ઇંદ્રરાજ શરમાઈ ગયા, પગમાં પડયા.

એકત્રિત મેદનીમાં પ્રભુ વીરના નિકટના સેવકો પણ હતા. તેઓએ તૂટતી ધીરજવાળા ભક્તજનોને એકઠા કરીને આશ્વાસન આપવા માંડયુ. કોઈ ખાનગી વાત તેઓ જાણતા હોય તેમ કહેવા લાગ્યા: 'ભલે ભગવાન ગમે તે કહે, પણ હાલમાં નિર્વાણ નહિ સ્વીકારે, તે એક ને એક બે જેવી વાત છે. અંતેવાસી છીએ એટલે અંદરની વાત અમે જાણીએ છીએ. અમને બરાબર યાદ છે, કે ભગવાને પોતાના પ્રિય શિષ્ય મહર્ષિ ગૌતમને એકવાર કહ્યું હતું, કે આપણે બંને એક સાથે એક દિવસે સિદ્ધ (એકને કેવળજ્ઞાન–એકને સિદ્ધિપદ) થઈશું આજે તેમણે જ મહર્ષિ ગૌતમને ધર્મબોધ દેવા બીજે ગામ મોકલ્યા છે. જળ–મીનની પ્રીત છે જેમના વિના એક ક્ષણ પણ જીવી શકે નહીં એવા ગૌતમસ્વામીના આવ્યા વગર ભગવાન કંઈ દેહ છોડી દેશે? શાન્તિ ધારણ કરો! આ તો મોટાની લીલા છે!'

વાત બિલકુલ સાચી હતી. મહાસમર્થ ઇન્દ્રભૂતિ ગૌતમને ભગવાન મહાવીરે વચન આપ્યાની વાત જાણીતી હતી. આથી આખા સમુદાયમાં આસાયેશની લાગણી પ્રસરી રહી પણ ભગવાન તો અંતિમ ક્રિયામાં મગ્ન હતા. પર્યંકાસને બિરાજ્યા હતા.

આયુષ્યની શીશીમાંથી છેલ્લા કણ ઝરતા હતા, ને એ પણ હવે પૂર્ણ થવાની

તૈયારીમાં હતા દુવિધામાં પડેલો જનસમૂહ સહસ્ર સૂર્યની કળાથી તપતી એમની મુખમુદ્રા સામે નીરખી રહ્યો હતો. સહુના શ્વાસ ઊંચા હતા, સહુના મોં પર ઓશિયાળાપણું હતું.

પ્રભુએ છેલ્લો સૂક્ષ્મ કાયયોગ પણ રુંધ્યો ને આંખોને આંજી દેનારુ તેજવર્તુલ પ્રગટ થયુ તારાગણોથી વિભૂષિત આસો મહિનાની અમાવાસ્યાની રાત્રિ એકાએક અલૌકિક પ્રકાશથી ઝળહળી ઊઠી ચારે તરફથી જયનાદ સંભળાયા

'પ્રભુ નિર્વાણ પામ્યા !'

હવામાં શંખ ફૂંકાયા. વનમાં દુંદુભિ વાગ્યાં.

સંસારને ઝળહળાવી રહેલો મહાદીપક અંતરચક્ષુઓને ઉજ્જવળ કરી ચર્મચક્ષુઓની સામેથી બુઝાઈ ગયો મોહની દારુણ પળો પર ઇંદ્રરાજ વિજય મેળવી હવે સ્વસ્થ થતા હતા ને કહેતા હતા:

'દીપક પેટાવો ! દીપાવલિ રચો ! પ્રભુ નિર્વાણ પામ્યા !'

અમાવાસ્યાની એ રાત અનેક દીપકોથી ઝળહળી ઊઠી પણ કેટલાક શંકિતોનાં હૃદય પેલા મોટી મોટી વાતો કરી આશ્વાસન આપનાર અંતેવાસી પાસેથી ગુરુ ગૌતમને આપેલા વચનની હકીકતનો જવાબ માગવા ઉત્સુક હતા.

પ્રભુનો નિર્વાણ–ઉત્સવ રચાઈ રહ્યો હતો, શંખ, મૃદંગ ને પણવથી આકાશ ગૂંજી રહ્યું હતું. અંધારી રાત ઉજમાળી બની ગઈ !

( ૨ )



બીજા દિવસનું પ્રભાત હજી ખીલ્યું નહોતુ, ત્યા સમાચાર આવ્યા કે ગુરુ ગૌતમને પ્રભુ મહાવીરના મૃત્યુની જાણ થઈ ગઈ છે એમનું રુદન વજ્ર–હૈયાંને પણ ભેદે તેવું છે એમના રુદનના શોકભારથી પૃથ્વી પણ ભી જાઈ ગઈ છે લતાઓ પરથી ફૂલ કરમાઈ ને પૃથ્વી પર ઝરી રહ્યાં છે, ને કમળવેલ મુરઝાઈ રહી છે આખું વાતાવરણ શોકાકુલ છે

એ મહાજ્ઞાની બ્રાહ્મણનો આત્મા બાળકની જેમ વ્યાકુલ બની ગયો છે. સમાચાર લાવનારાઓએ કહ્યુ કે અમારાથી એ જોઈ ન શકાયું, એટલે અમે

ત્યાંથી ચાલ્યા આવ્યા.

સાચી વાત છે.

ગુરુ ગૌતમ આકાશ સામે ગર્જના કરી પડઘા પાડે છે: 'પ્રભુ ! એવાં તે કયા મારાં મહાપાપ હતાં કે જીવનભર સાથે રાખીને અંતકાળે અળગો કર્યો ? શું તમારાં વચન મિથ્યા હતાં ! અરે, મિથ્યા કેમ કરીને માની શકું ? પછી આમ કેમ ?' આ તો જ્ઞાનીનું રુદન !

અરે, આવા કરુણ સ્વરભાર તો સંસારમાં કોઈના જોયા નથી. માનવીનાં ધબકતાં હૈયાં થંભી જાય એવા એ શોકસ્વર !

સંસારનો કોઈ બાપ, કોઈ મા, કોઈ પતિવ્રતા, કોઈ પુત્ર, કોઈ બહેન આવું કદી રડી નહિ હોય ! યોગીનાં આવાં અમૂલખ આંસુ સંસારે જન્મ ધારી કદી જોયાં નહિ હોય !

આખી મેદની નવી વેદના અનુભવી રહી. ઇંદ્રરાજ વિચારી રહ્યા કે અજ્ઞાનીને સમજાવવો સહેલ છે, પણ આ જ્ઞાનીનો શોકભાર કેમ હળવો કરી શકાય ? સમજુને શી રીતે સમજાવાશે ? મત્સ્યને તરવાનું કેમ શિખવાશે ? સહુ અજબ મૂંઝવણ અનુભવી રહ્યાં.

પગલે પગલે, પળે પળે ગુરુ ગૌતમ સમીપ આવી રહ્યા હતા. પાવાપુરીના સુંદર પાર્વતીય પ્રદેશ પર ગોપજનોની બંસી બજી ઊઠી કે એ મહાગુરુ ધીર, સ્વસ્થ પગલે આવતા દેખાયા.

પણ આ શું ? આશાતીત દૃશ્ય ! વિલાપને બદલે, રુદનને બદલે, મહાગુરુના મુખ પર અપૂર્વ શાન્તિ ને અલૌકિક તેજ રમતા હતાં. તેમનાં નેત્રોમાં પ્રાપ્તસિદ્ધિનો નવીન આનંદ ભર્યો હતો !

અરે, મહાગુરુ તો હસે છે ! શુ મહાદુઃખમાંથી પ્રગટ થતું ગાંડપણ તો એમને લાધ્યું નથી ને ! આખી મેદની ઉત્સુકતામાં સમીપ આવી

'પ્રભુ ગયા !' ઇંદ્રરાજે બોલવાની હિંમત કરી

'હા, એ ગયા ને આપણે તરી ગયા. ઇંદ્રરાજ, હાડચામની મોહમાયાની દીવાલો ભેદાઈ ગઈ. જે જીવનથી ન પ્રાપ્ત થયું તે મહાપ્રભુના નિર્વાણે મારા નિર્વાણના પંથને નિશ્ચિત કર્યો મારી સિદ્ધિનાં દ્વાર ખૂલી ગયાં

'શું આપને મહાજ્ઞાન—કેવળજ્ઞાન ઊપજ્યું ?'

'હા.'

'કેમ કરીને ?'

'ઇંદ્રરાજ, સાંભળવું હોય તો સાંભળી લો ! ભગવાનનો હું એકાંત રાગી ભક્ત હતો; અને એ એકાંત રાગ મારી પ્રગતિને હાનિકારક નીવડ્યો હતો. આત્મિક પૂજાને બદલે મેં વ્યક્તિપૂજા આદરી હતી. ગુણને બદલે એમના દેહનો હું પૂજારી બન્યો હતો; ભાવને બદલે દ્રવ્યનો પૂજારી બન્યો હતો, ને છતાં હું તો માનતો કે મે તો ભાવપૂજા જ આદરી છે. પ્રભુનો વિરહ મારે માટે અસહ્ય હતો. એ અસહ્યતા જ મારી અશક્તિ હતી. એ કારણે અનેક નાના નવદીક્ષિત સાધુઓ ઝટઝટ સાધ્યને વરી ગયા ને હું એવો ને એવો બેઠો રહ્યો. ભગવાન ઘણીવાર કહેતા:

'ગૌતમ, મોહ અને ભ્રાન્તિનું સામાજ્ય સર્વત્ર પ્રસરેલુ છે. તને ક્યાં ખબર છે કે રાગ એવી ચીજ છે, કે જે સહસ્ર શતાબ્દીઓના સ્વાધ્યાય–સયમને તપ–તિતિક્ષાને નિર્માલ્ય બનાવી નાખે છે. સાગરના સાગર ઓળગી નાખનાર સમર્થ આત્માને ખબર નથી હોતી કે કેટલીકવાર કિનારા પાસે જ એનું વહાણ ડૂબે છે. સૂરજ છાબડે ઢંકાયો એવી કહેવત કેટલીક વાર જ્ઞાનીઓ જ સાચી પાડે છે ગૌતમ, ફરીથી કહું છું, હાડચામની દીવાલો ભેદી નાખ! ક્ષણભગુર દેહને નજરથી અળગો કર ! બાહ્ય તરફથી દૃષ્ટિ વાળી આંતર તરફ જા ! ત્યાં ગૌતમ પણ નથી, મહાવીર પણ નથી, ગુરુ પણ નથી કે શિષ્ય પણ નથી! સર્વને સમાન બનાવનારી પરમ જ્યોતિ ત્યાં વિલાસી રહી છે.'

ગુરુ ગૌતમ આટલુ આટલુ કહીને થભ્યા. અતરમાં આનંદનો મહાસાગર ભરતીએ ચઢ્યો હોય, તેવી તેમની મુખમુદ્રા જ છે ને ! થોડી વારે ગુરુ ગૌતમ બોલ્યા:

'પણ ભક્તજનો, હું માનતો કે પ્રભુ આ બધું બીજા કોઈને લક્ષીને કહે છે. સસારમાં ગૌતમે તો આસક્તિમાત્ર છોડી છે! પણ અતરને ઊજળે ખૂણે એક આસક્તિ હતી, પ્રભુના દેહ પરના મમત્વની. દેહ તો ક્ષણભગુર છે ચિરંજીવ તો માત્ર આત્મા છે; એ હું જાણતો હતો ક્ષણભંગુરની ઉપાસના ન હોય. એમ હું સહુને કહેતો હતો. પણ હું જ ભૂલ્યો ! ચતુર પડ્યો ચતુરાઈની ખાડમાં ! છેલ્લી પળે મને અળગો કરી પ્રભુએ મારી ભ્રમણા, મારો મોહ દૂર કરી પોતાનું વચન પાળ્યું. પ્રભુનું મૃત્યુ તો મરી ગયું હતુ—મારું પણ મૃત્યુ હવે મરી ગયું આજ હું કૃતકૃત્ય થયો.

'પ્રભુએ નિર્વાણ પામી સંસારને સદાને માટે અખડ પ્રકાશ, ન બુઝાય તેવી જ્યોતિ, માણસ ભૂલો ન પડે તેવો ધર્મ બતાવ્યો છે.

'જય હો મહાપ્રભુનો !'

મેદની ગુરુના પાયને વંદી રહી.



# भोजपुरका जैन मन्दिर

लेखक : पूज्य मुनिराज श्रीकान्तिसागरजी, ग्वालियर

**आर्योंका** प्रकृतिप्रेम विख्यात रहा है। उसके द्वारा सौंदर्यानुभूतिजनित आनन्दसे मानव उत्प्रेरित होता आया है। कलाका जन्म भौतिक आवश्यकताओंमें होता है। रसज्ञ उसे आत्मस्थ सौंदर्यका उद्‌बोधक मानता है। बाह्य प्रेरणाप्रद निमित्तसे अन्तरंगके अमूर्त भावोंको अतुलनीय बल मिलता है। भारतीय कलाके पीछे एक निश्चित प्रेरणाशील और ऊर्जस्वल विचारकी सुदृढ परम्परा सन्निहित है। मानवकी सामूहिक वृत्ति धर्ममें केन्द्रित होनेके कारण, कलाका विकास धर्मके द्वारा ही हुआ है। मन्दिर, गुफाएं, प्रतिमाएं आदि भावमूलक शिल्प-कृतियां उसीकी परिणति है। जब संस्कृति, कलाके द्वारा प्रकृतिकी मनोरम गोदमें अपनी अपनी अस्मिताको मूर्त करती है तब उसके सौंदर्य प्रदर्शनकी क्षमता तो वृद्धिगत होती ही है, साथ ही उसका सुकुमार भावप्रेरक आनन्द भी द्विगुणित होकर अतीन्द्रिय सिद्ध हो जाता है। वास्तवमें साधक अपनी चिर साधना नीरव स्थानमें ही कर, साध्य तक पहुंच सकता है।

प्रकृति उसके लिये महती प्रेरणाकी स्रोतस्विनी है। वह सात्विक वृत्तियोंकी ओर सूक्ष्म संकेत भी करती है। ऐसे नैसर्गिक स्थानोंमें व्यक्ति सांसारिक वृत्तिको विस्मृत कर अन्तर्मुखी चित्तवृत्तिमें तन्मय हो जाती है जो जीवनका चरमोत्कर्ष है। वाणीका गंभीर मौन साधककी अन्तश्चेतनाको जागृत कर, स्फूर्तिप्रद व आत्मबलवर्द्धक शक्तियोंका सूत्रपात करता है। वही मानवताकी सुदृढ आधार शिला है। भारतीय अध्यात्मवादकी उत्प्रेरक भावना प्रारंभ कालसे ही समाजमूलक रही है।

सीमित आवश्यकताओंमें जिन दिनो सांसारिक वृत्ति व्याप्त थी, उन दिनो सापेक्षतः जीवन शान्तिमय था किन्तु केवल आवश्यकताओंको ही साध्य मान कर जबसे मनुष्यने जीवनदान प्रारंभ किया है तबसे आन्तरिक शान्तिका लोप ही नहीं अपितु आध्यात्मिक प्रेरणाके स्थानसे भी च्युत हुए जा रहा है। वैचारिक परम्पराका अनुभवजन्य ज्ञान अन्तर्मानसमें तब ही उदित होता है जब कभी प्राचीन खंडहर या गिरिकंदराओंमे बिखरी हुई या ध्वस्त कलात्मक संस्कृतिके बीच खडे होते है। वहां विगत वदनीय विभूतियोंका मधुर स्मरण होता है। मेरे मुनिजीवनमें ऐसी अनेक घटनाएं घटीं है जिनसे हृदय पर बहुत ही आघात लगा और प्रतीत हुआ कि आजके सर्व साधनसंपन्न युगमें जितना राजनैतिक दासत्व स्वीकार किया उससे हमारी पारम्पिरिक व चिरपोपित कलात्मक वृत्ति एवं रसज्ञताको निष्कासन मिला। आश्चर्य इस बातका है कि जो भावमूलक अंतश्चेतना किसी समय पूर्व पुरुषोंके दैनिक जीवनमें साकार थी वही आज हमारे जीवनसे दिनानुदिन विलुप्त हुई जा रही है, कारण कि हम प्रत्येक वस्तुको

गंभीरतापूर्वक देखनेका प्रयत्न ही कहां करते है? तभी तो हमारी जैन संस्कृतिके भव्य भालको उज्ज्वल करनेवालें शताधिक प्रतीक अरक्षित–उपेक्षित दशामें पडे है, अपना सौंदर्य अरण्यमें बिखेर कर भूमिसात् हो रहे है। सहृदय अन्वेषककी ये कब तक प्रतीक्षा करते रहेंगे? मैं इस निबंधमें एक ऐसे ही, शताब्दियोसे उपेक्षित खंडहरकी कीर्तिगाथा सुनाने जा रहा हूं।

**भोजपुरकी ओर**–पुरातत्त्वके प्रति स्वाभाविक आकर्षणके कारण मध्यप्रदेशसे भोपाल आने पर प्राचीनतम खंडहर व शिल्प–भास्कर्यमूलक कलाकृतियोकी गवेषणा करनेसे सांचीके उपरान्त भोजपुरका नाम भी कर्णगोचर हुआ और प्रमुख संचालककोसे ज्ञात हुआ कि भोजपुरके अवशेष भोपालके खंडहरोमें महत्त्वपूर्ण स्थान रखते है। अतः उनका अन्वेषण नितान्त आवश्यक ही नहो, अपितु अनिवार्य है। स्थानीय कलाकारो द्वारा मुझे प्रेरित किया गया कि बिना भोजपुर देखे भोपालके हार्दको समझा नहीं जा सकता। इसके संबंधमें विभिन्न प्रकारकी किंवदन्तियां सुन चुका था। पर वहांके वनराजोके प्रकोपसे भी मै अपरिचित न था। भोपाल सरकारके सुयोग्य प्रधानमंत्री श्री डा० शंकरदयालजी शर्माने मुझे आश्वस्त किया कि मैं भोजपुर अवश्य जाऊ। उचित सभी प्रकारकी व्यवस्था सरकार करेगी। चातुर्मास बाद ता. १०–१२–५३ को मै तरुण बाबू घेवरचन्दजीके साथ अतीतकी ज्योतिके दर्शनार्थ पैदल चल पडा।

**प्रकृतिके प्रांगणमें**–कलाकरका नैसर्गिक निखार प्रकृतिकी सुरम्य आभामें उद्दीपित होता है। भोजपुर इसका अपवाद नहीं। भोपालसे ओ बेदुल्लागंजके मार्ग पर मिसरोदसे कुछ आगे चिखलोदकी ओर एक शाखा फूटती है जिस पर लगभग ४ मीलसे कुछ अधिक जाने पर पुनः दाहिने हाथकी ओर मुडने पर जो कच्चा मार्ग है वही टेढी-मेढी पगडंडियोसे होता गन्तव्य स्थान पर पहुचता हुआ गोहरगंजकी ओर जाता है। चिरपोषित मनोकामना लिए उत्साहके साथ हम लोग आगे बढे जा रहे थे। मार्गकी विलक्षणता अपरिचित पथिकको लक्ष्यभ्रष्ट करनेवाली वृत्ताकार थी, उन पगडंडियोको पार करते हुए, बंगरसियासे जो मार्ग जाता है वह यद्यपि विशाल वृक्षोसे परिवेष्टित तो नही है किन्तु झाडी–झुरमुट इतने अधिक है कि दिनको भी एकाकी जानेका साहस संचित करना होगा। बांई ओर छोटीसी पहाडी और दाहिनी और कलियासोत है जो वेत्रवतीसे आ मिलता है। कहीं कहीं जनशून्य एकान्त भ्रमित कर सकता है। ज्यो ही आगे बढे त्यों ही बांई ओरकी पहाडकी एक दीवार पर दृष्टि पडी। गढे–गढाए सुगठित प्रस्तर व्यवस्थितरूपसे अवस्थित थे, जो भित्तिका भव्यरूप धारण किये थे। इसकी चौडाई २० फीटसे कम न होगी। महाराजा भोजने इसे कालीयसोतको रोकनेको बनवाया था। एक स्थान पर बांध तोडनेका असफल प्रयास भी परिलक्षित हुआ। जंगलसे होता हुआ बांध कहीं कहीं मार्गसे इतना सटा है कि दिनको भी हिंस्र पशुओंका मिल जाना असम्भव नहीं। छोटी सघन झाडियां जंगलसे कहीं अधिक भयप्रद प्रमाणित हो सकती है। और इस मार्गमें कोई व्यावसायिक गांव न पड़नेसे आवा-

गमन भी सीमित है। बांधकी दीवाल भोजपुरके मन्दिर तक चली गई है। इतना विस्तृत, सुदृढ और सुन्दर बांध तात्कालिक जानतिक सुविधाओके प्रति शासनकी जागरुकताका स्मरणीय प्रतीक है। बंगरसिया गांव इसी बांधकी सुदृढ दीवाल पर बसा जान पडता है। बाधकी व्यापक परिधिको देखते हुए ज्ञात होता है कि उन दिनो जल–स्थगन–कला कैसी उच्च सीमा तक पहुंच चुकी थी[१] मौर्यकालमें भी अशोक द्वारा सिंचाईके लिये नहरोंकी व्यवस्था थी। मोहन–जो–दारो तथा नालन्दाके खण्डहरोमें बनी नालियां क्रमशः नगरनिर्माण कलाकी विकासात्मक परम्पराकी और इंगित करती है। प्रस्तुत बांधका जितना उन दिनो सांस्कृतिक महत्त्व था उससे भी कही अधिक आज उसका कलात्मक गौरव है। प्रेक्षकको आश्चर्य होता है कि वर्षो तक अरक्षित, उपेक्षित रहनेके पश्चात् आज भी ऐसा लगता है कि इसमें कोई विशेष परिवर्तन नही हुआ। कुछ परिवर्तनके साथ भविष्यमें सिंचाईके लिए इसका उपयोग किया जा सकता है। वान्धकी दीवालके पीछे घने वन हैं। यद्यपि कीरतपुरसे एक मील कुछ मेदानका भाग पड जानेसे बांध तिरछा हो चला है जो भोजपुरके मन्दिर तक चला गया है। गाड़ीदानके दाहिनी ओर कालियासोत प्रवाहित है। कीरतपुरके समीप आने पर छोटीसी टेकरी पर बना मन्दिर दिखलाई पड़ता है जो किसी समय सम्पूर्ण मालवका पुनित श्रद्धा केन्द्र था। हजारोकी धार्मिक भावना तो आज भी इसके साथ जुड़ी हुई है। निःसन्देह आध्यात्मिक साधना और लोकचेतनाको उद्दीपित करनेवाला यह ध्वस्त कलामन्दिर सहृदय प्रेक्षक और कलाकारको स्पंदित करता है। पत्थरोंकी जाज्वल्यमान कलात्मक परम्परा सचमुच दूरसे ही जनमन उन्नयन कर सौंदर्यमूलक दृष्टि प्रदान करती है। दूरसे ही इस खण्डहरके शिल्पियोके प्रति श्रद्धा उत्पन्न होती है, वह मन्दिरके निकट जाने पर अविस्मरणीय भावनाके रूपमें परिवर्तित हो जाती है। कीरतपुर ग्राम सचमुच भोजपुरकी उदात्त व उज्ज्वल कीर्तिका प्रतीक जान पड़ता है। निश्छल कीर्तिका प्रकाश श्रद्धालु और बुद्धिजीवियोको विशिष्ट प्रकारकी प्रेरणा देता है। हरे भरे लहलहाते खेत, पहाडी और वनमें अठखेलियां लेती हुई प्रकृति भोजपुरके पार्थिव सौंदर्यको सहज भावसे आत्मसात् करनेको प्रेरित करती है। सहसा वाणी मुखरित हो उठती है। प्रकृति और संस्कृतिके समन्वयात्मक संगम पर कलाका यह क्षेत्र मानव साधनाका पुनित धाम है। परिस्थितिजन्य यह निर्माण स्थायी प्रेरणाका एक ऐसा स्रोत है जिसके प्रवाहकी प्रत्येक शाखा ओज, बल और सौन्दर्यसे परिप्लावित है। किसी समय सुमधुर घंटानादकी प्रतिध्वनि प्रकृतिके नीरव क्षेत्रमें गुञ्जरित होती होगी किन्तु आज वहां मानव ध्वनि भी कठिनतासे ही सुनाई पड़ती है।

वेत्रवतीको चीरकर उन लघुतम चट्टानो पर चढना पड़ता है जिसकी सर्वोच्च शिला पर

---

१. श्री नन्दलाल डे द्वारा रचित ‘ एश्यन्ट ज्योग्राफीकल डिक्शनरी ’में सावरमतीकी एक शाखा वेत्रवती—वान्नक माना है – वृत्रन्धि भी माना है।

लाखो व्यक्तियोंका साधना, सौन्दर्य और श्रद्धा स्थान सुनिर्मित है। सचमुच कलाकारोने इसे खूब चुना है। मीलो तकका भूभाग पहाडियोंसे परिवेष्टित है। शस्यश्यामला खेतकी पृथ्वी किसी समय मानसका उन्नयन करती थी किन्तु आज वह हृदयको अतीतकी उर्जस्वल रेंखाओमें समेट लेती है। भावावेश और ज्ञानचेतनाका संचित पुज प्रवाहित होने लगता है। प्राकृतिक दृश्य वाणीका मौन सहन नहीं कर सकता। भावनाका झरना कविताके रूपमें फूट पड़ता है। उद्दीपित रसवृत्ति खण्डित पत्थरोमें चिरसंचित मानवताकी अनुभूति प्राप्त करती है।

**उत्तर भारतका सोमनाथ**—चट्टान पर चढते ही छोटी मोटी समाधियो पर दृष्टि केन्द्रित होती है, जो विगत महन्तोकी बताई जाती है। समाधियोंकी परिधि व भव्य जगती (नींवके ऊपरका भाग)को देखकर मन्दिरकी विशालताका आभास होता है। मन्दिरके ऊर्ध्व स्थानमें जानेके दाहिनी ओर सती स्मारक और बांई ओर कथित समाधियां है। जो सीढियां उपर जानेकी है वे अर्वाचीन है। ऊपर जाने पर दर्शकके हृदय पर कोई विशेष प्रभाव डाल सके वैसा कुछ भी आकर्षण नहीं है। दोनों ओर अत्यन्त जर्जरित दीवालें और दालाने आधुनिक ढंगकी बना दी गई है, तथा मध्यमें सामान्य दो मन्दिर कतिपय प्राचीन अवशेषोंको लेकर किये हैं। भोजपुरकी पर्याप्त स्थिति सुननेके पश्चात् कल्पनाशील कलाकारके मन पर जैसा प्रथम प्रभाव पड़ना चाहिए, इन अर्वाचीन मन्दिरोंसे नहीं पड पाता। ये मन्दिर शंकर मन्दिरके सभा-मण्डप (प्रांगण)में बने है। इनके पृष्ठ भागमें अत्यन्त विशाल कलापूर्ण और भव्य प्रासादके अवशेष है। इसकी रचनाशैली, विशालता, सूक्ष्मकोरणी (पचीसकारी) देखकर सहसा मुखसे निकल पड़ता है कि सचमुच वह उत्तरभारतका सोमनाथ है। सोमनाथमें समुद्रका गर्जन गाम्भीर्य है तो भोजपुरमें वेत्रवतीका स्निग्ध माधुर्य। मध्यभारतका भगवान भूतनाथका भव्य भवन, भारतीय शिल्पभास्कर्य और मूर्तिकलाका उत्तुंग प्रासाद, उत्कृष्ट स्थापत्यका चिरस्मरणीय साधना–निकेतन।

**जैन मन्दिर—**

भोजपुरकी वास्तविक प्रसिद्धि प्रस्तुत शैव मंदिरको लेकर ही है। पर वहुत कम लोग जानते है कि यहां जैन मन्दिर भी है। महाकोसल और विंध्यप्रदेशमें जिस प्रकार शैव संस्कृतिका प्राधान्य है उसी प्रकार जैन संस्कृतिका भी प्राचुर्य है। तत्सन्निकटवती माल्वभूमि भी जैन संस्कृतिकी केन्द्रस्थली रही है। मौर्यकालसे लगा कर आजतक यहां जैनोका बोलवाला रहा है। भोपाल राज्यके पुरातत्त्व पर अद्यावधि समुचित प्रकाश नहीं डाला गया है, केवल सांची और उदयगिरि ही प्रसिद्ध स्थानोंमें गिने जाते रहे है। पाठकोको आश्चर्य होगा कि पुरातन जैन अवशेष और मूर्तिकलाकी उत्कृष्ट सामग्री भोपालके खंडहरोंमें अन्वेषकोंकी प्रतीक्षा कर रही है। मध्यकालीन जैन मूर्तिकलाकी ऐसी महत्त्वपूर्ण कलात्मक संपत्ति इस भू–भागमें

बिखरी पडी है जिसके बिना संशोधनके उसका क्रमिक इतिहास ही अपूर्ण रहेगा–विशेषतः परमार कलाका शिल्प–भास्कर्य जैन अवशेषोंमें ही मिलेगा। मौर्यकालीन पालीश यहांकी विशेषता है जिसे महाराजा भोजने प्रारंभ किया था। अनुभवहीन कलाकार कभी कभी भ्रमित हो जाते है कि ये प्रतिमाएं मौर्ययुगकी तो नही है। भोपाल राज्यमें अमरावद, समसगढ़, इस्लामपुर, भोपालनगर और आशापुरी जैन प्रतिमाओके माने हुए केन्द्र है। हजारो जैन कलाकृतियां सूचित स्थानोमें बिखरी पडी हैं। भोपालके मुख्य मस्जिदकी सीढियोमें एवं अंदर भागमें जैन प्रतिमाएं व अवशेषोके चिह्न लगे हुए है। आर्य सुहस्तिसूरिका यह विहार प्रदेश रहा है। मानतुंगाचार्यका साधनास्थान तो आज भी भोपालके पास ही है।

महाराजा भोजकी परमसहिष्णुता विख्यात है। प्रस्तुत भोजपुरका शैव मंदिर व ऐतिहासिक बांध भोजकी सांस्कृतिक और लोकसेवाकी एसी कृतियां है जिन पर समूचा राष्ट्र गर्व कर सकता है। जिस समय मंदिरका निर्माण हो रहा होगा उस समय वहां जैनोंकी संख्या पर्याप्त रही जान पडती है। सूचित भोजपुरके शैव मंदिरसे एक फर्लांग दूर घनघोर अरण्यमें विशाल जैन मंदिरके अवशेष पडे है और मंदिरका जीर्णोद्धाररूप भी दृष्टिगोचर होता है। कहना चाहिए यह मंदिर एक बहुत ही गहरी खोहके किनारे बनाया गया है। यही नवाब साहबकी शिकारगाह है।

जब हम लोग जैन मंदिरकी ओर आगे बढ रहे थे ऐसा लग रहा था कि कहींसे वनराज अयाचित रूपसे दर्शन न दे बैठे। क्यों कि जानेका मार्ग तो है ही नहीं। अनुमानसे ही हम लोग बढे जा रहे थे। मंदिरके समीप पहुंचने पर अधतूटी जिनप्रतिमाएं दिखलाई पडी। स्वस्तिक, नंद्यावर्त्त और अन्य जैनसंस्कृति मान्य प्रतीक भी दिखलाई पडे। आगे बढने पर लता–गुल्मोसे परिवेष्टित भव्य भवन दृष्टिगोचर हुआ। यही आलोचित जैन मंदिर है। पुरातन अवशेषोको एकत्र कर किसी श्रद्धाजीवीने ढांचा खडा कर दिया है। कलाकी हत्या तो इस प्रकार हुई है कि देखते ही दिल रो पडता है। कलापूर्ण प्रतिमा और महत्त्वपूर्ण अवशेषोंको उटपटांग ढंगसे फिट कर दिये है। जामितीय रेखावाले स्तंभ उल्टे ही जड कर श्रद्धालु मानसने अपनेको कृत–कृत्य माना है। चतुर्दिग् स्थानको सावधानीपूर्वक देखनेसे अवगत होता है कि पहिले यहां पर ही मंदिर था, पर जैन समाजका संसर्ग न रहनेसे और मुस्लिम शासकोंकी आखेटचर्याका प्रधान स्थान होनेसे, या समुचित रक्षाके अभावमें धराशायी हो गया। १९५२ संवतमें किसी श्रद्धालुने जीर्णोद्धृत कर पुण्यार्जन किया।

**कायोत्सर्ग प्रतिमा—**

मंदिरमें विशाल काय त्रिगडा अवस्थित है। मध्यवर्त्ती प्रतिमा २० फीटसे अधिक ऊंची है। इससे कुछ कम ऊंची २२ अन्य प्रतिमाएं हैं। कलाकी दृष्टिसे मूर्त्तियां विशेष महत्त्वपूर्ण तो नहीं हैं पर हां, परमार मूर्त्ति–निर्माण कलाके बहुतसे उपकारणोका व्यवहार

इसमें हुआ है। कलचुरियोका प्रभाव भी पडा है जो स्वाभाविक है। मेरे साथ जो सरकारी फोटोग्राफर थे उससे बडी कठिनाईसे प्रतिमाका चित्र लिया जा सका—वह भी दो प्लेट्स्में। प्रतिमाओके दोनो ओर सीढी बनी है। बिना सीढीके अभिषेक असंभव है। प्रतिमाओकी विशालता देखते हुए गर्भगृह पर्याप्त नहीं है। वह शायद ही २२ फीट चौडा रहा होगा। पर मंदिरकी विस्तृत परिधिसे अवगत होता है और कहा जा सकता है कि किसी समय वह ४ फर्लांगमें फैला रहा होगा। चारो और बहुत दूर—दूर तक अवशेष व दीवारोंके चिह्न विद्यमान है। प्रतिमा पर १२वी शताब्दीका लेख है पर वह इतना अस्पष्ट है कि उसका पढा जाना संभव न था कारण कि न तो हमारे पास उस समय इतना अवकाश था न उचित प्रकाश हीका समुचित प्रबंध था। दूसरा कारण यह भी था कि गर्भगृह कुछ गहराईको लिए हुए है।

मंदिरके पास ही एक ध्वस्त खंडहरमें भैंरूजीका स्थान बना है। जनता, स्वार्थमूलक भावनावश इनका यथोचित सम्मान करती है। यही तो जंगलके देवता भी माने जाते हैं।

**शैव—मंदिरमें जैन प्रतिमा—**

शैव मंदिरकी दीवारोका पुनर्निर्माण भी अवशेषोंसे ही हुआ जान पडता है। एक दीवालमें अंबिका—गोमेध यक्षयुक्त भगवान् नेमिनाथकी प्रतिमा चिपका रक्खी है। इस शैव मंदिरके निर्माणमें जैनावशेषोंका खूब उपयोग हुआ है।

**शिल्प—अध्ययनशाला—**

कठोर प्रस्तर पर कमनीय भावावलियां तो भोजपुरकी आत्मा ही है किन्तु सबसे बडी विशेषता जो वहां विद्यमान है, मेरी विनम्र सम्मतिमें वह अनुपम है। सुन्दरतम शिल्पकृतियोका निर्माण तो भारतके अन्य प्रान्तोमें भी हुआ। कलाकारोने हर्षोन्मत्त होकर जनताको रसद्वारा आनन्दका अनुभव भी कराया किन्तु उन कलाकारोंकी भावज्योतिको उद्दीपित करनेवाली प्रेरणाका प्रकाश कहांसे मिला और उनका खाका कैसा था आदिकी कल्पना ही क्लिष्ट है। भोजपुर इसका अपवाद है। मंदिरके निकट खुले मेदानोकी चट्टानो पर कहीं प्रतिमाएं, कहीं स्तंभाकृतियां, कहीं जामितीय रेखाएं, आदिके विराट चित्रण-उत्खनन मिलते हैं। ऐसा लगता है कि जैसे बहुतसे शिल्पी इन्हे देखकर अपनी कृतियोका निर्माण करते रहे होंगे।

भोजपुरके मंदिरोका कलाकौशल नयनप्रिय है। इसके समस्त अवशेषो पर विस्तृत रूपसे प्रकाश डालनेवाला मैंने एक स्वतंत्र ग्रंथ ही, भोपालके चीफ कमिश्नर श्रीभगवान सहाय आइ. सी. एस. और लोकप्रिय प्रधान मत्री श्री डा. शकरदयाल शर्माके आग्रहसे सचित्र तैयार किया है जो शीघ्र हीमें भोपाल सरकारकी ओर से प्रकाशित हो रहा है।

अंतमें हर्षमय संवाद देकर निबंध समाप्त करूंगा। मेरे मित्र श्रीकृष्णदेवजी (सुपरिटेंडेंट आफ आर्कियोलोजी)ने मंदिरकी रक्षाका भार अपने ऊपर लेना स्वीकार कर लिया है और भोपाल शासनने पक्का मार्ग बनाना स्वीकार किया है।

# 'उस्तरलाव' यंत्र संबंधी
## एक महत्त्वपूर्ण जैन ग्रन्थ ।

लेखक :—श्रीयुत अगरचंदजी नाहटा

भारतीय मनीषियोकी उदार भावना विशेषरूपसे उल्लेखयोग्य रही है। इसीसे विदेशी जो कि भारतमें आये थे यहांके निवासियोंके साथ घुलमिलसे गये। उनके मान्य देवी—देवता रीति—रिवाज और बहुतसी मान्यताओको भारतियोंने अपनेमें मिला दिया। भारतमें जो पारस्परिक विरोधीसे विभिन्न आचार और विचार पाये जाते है वे इसी देशो और विदेशी संस्कृतिके संगमके परिचायक है। इन अवशेषो द्वारा हम भारतनिवासियोकी उदार नीतिका अच्छा अनुमान लगा सकते हैं। संस्कृतिकी भांति साहित्यादि क्षेत्रोमे हमें भारतीय मनिषियोंकी उसी उदार नीतिका परिचय मिलता है। भारतीय वैद्यक और ज्योतिष—विज्ञानको ही लीजिए; उसमें ग्रीक, यूनान फारस आदि कई विदेशोके विज्ञानको अपनाया गया प्रतीत होगा। तिब्ब-सहावी आदि विदेशी वैद्यक ग्रंथोंके कई हिन्दी पद्यानुवाद प्राप्त है, जिनमेंसे जैन विद्वान मल्लूकचन्दका "वैद्य-विलास नाम अनुवाद भी उल्लेख योग्य है। इसी प्रकार ज्योतिषमें रमल आदि विद्याएं, शकुनावली आदि ग्रंथ अब यही भारतीय विद्वानो द्वारा संस्कृत और हिन्दी दोनो भाषाओमें पाये जाते है। जैन विद्वान मेघविजय, विजयदेव मुनि एवं भोजसागरके रमलशास्त्र उपलब्ध हैं।

बीकानेर राज्यकी अनूप संस्कृत लायब्रेरीमें एक ऐसा ग्रंथ उपलब्ध हुआ है जो फारसके ज्योतिष विज्ञानसे संबद्ध है। प्रस्तुत ग्रंथका नाम 'उस्तारलाव यंत्र' सटीक है। अभी तक यह सर्वथा अज्ञात रूपमें रहा है और उसकी एक मात्र प्रतिलिपि उक्त लायब्रेरीमें ही उपलब्ध हुई है। अपने विषय पर भी भारतीय विद्वानो द्वारा रचित यह एक ही ग्रंथ है। इस कारण इसका महत्त्व निर्विवाद है। कई वर्ष पूर्व मैंने यह ग्रंथ देखा था पर उस समय इसका नाम विचित्रसा लगनेके साथ विषय भी स्पष्ट नहीं हो सका था, इसीलिये अब तक उस पर प्रकाश नहीं डाला गया। जब विद्वद्वर्य पूज्य मुनि श्रीपुण्यविजयजीका चतुर्मास बीकानेरमें हुआ था और पुरातत्त्वाचार्य मुनि जिनविजयजीका हमारे यहाँ पधारना हुआ, अतः इन दोनो विद्वानो और अन्य मुनियोको मैं अनूप—संस्कृत—लायब्रेरीका अवलोकन करानेके लिये ले गया तब इस ग्रंथकी प्रतिको देखकर मुनि पुण्यविजयजी और विनयसागरजीको ग्रंथका नाम बड़ा विचित्र सा लगा और उन्होने मुझसे पूछा कि यह ग्रंथ किस विषयका है ? मेरे यह कहने पर कि ग्रंथ मै पहले ही देख चुका हूं, विषय स्पष्ट नही हुआ, तो आपने उसे देखना प्रारंभ किया और उक्त लायब्रेरीमें पीतलके कुछ यंत्र ज्योतिष संवंधी पड़े हुए थे, ऐसे ही किसी यंत्रसे संबंधित इस ग्रंथको बतलाया । उस समय तो अवकाशाभावसे उसको पढकर विशेष नोट नहीं ले सका, पर इस महत्त्वपूर्ण ग्रंथका परिचय विद्वत्—जगत्को अवश्य कराना

चाहिए, सोचकर अन्य एक दिन जाकर उसके नोट्स ले आया जिसे पाठकोकी जानकारीके लिये यहॉं प्रकाशित किया जा रहा है।

**प्रति-परिचय**-प्रस्तुत ग्रन्थकी प्रति १२ पत्रोंकी है, जिनमेंसे पहले दो पत्रोमें मूल संस्कृत ग्रंथ ३८ श्लोकोमें है। अवशेप १० पत्रोमें पहले मूल श्लोक फिर उसकी संस्कृत टीका-और तदनन्तर राजस्थानी भाषामें स्पष्टीकरणरूप भाषाटीका है। प्रारंभिक दो पत्रोंमें मूल ग्रंथ ४९ पंक्तियोमें लिखा हुआ है और प्रतिपंक्ति ४२के लगभग अक्षर है। अवशेप १० पत्रोंमें प्रति पृष्ठ १४ पंक्तियां और प्रति पंक्ति ४० अक्षर हैं। प्रति संवत् १६००के चैत वदी ८ रविवारको लिखी गयी है, आगे पुष्पिकालेख पर हरताल फिरी होनेसे अक्षर दब गये हैं, अतः पढे नहीं जा सके।

**उस्तरलाव शब्दका अर्थ**-ग्रंथके नाम उस्तरलावके संबंधमें अनुसंधान करने पर उर्दू-हिन्दी कोषमें वह 'उस्तुरलाव' और उसका अर्थ 'नक्षत्र यंत्र' लिखा मिला है। (उस्तुरलाव-संज्ञा स्त्री० (यू०) नक्षत्र) विशेष जानकारी अपेक्षित है।

**ग्रंथकार**-ग्रंथकारने प्रारंभिक दो श्लोकोमें अपना नाम 'मेघरत्न' दिया है। इसके अतिरिक्त उसके गच्छ, गुरु, और रचनासमय आदिके संबंधमें कुछ भी जानकारी इस ग्रंथमें नहीं दी गयी है, पर कुछ वर्ष पूर्व इन्हीं ग्रंथकार द्वारा रचित 'सारस्वत-प्रक्रिया-व्याकरण'की दीपिका टीका उपलब्ध हुई थी जिससे तीनों बातोका पता चल जाता है। सारस्वत दीपिकाकी प्रतियो तो कई उपलब्ध हुई है पर इनमेंसे अधिकांश प्रतियां पूर्वार्धकी है, अत· उनमें रचनाकाल और गच्छका निर्देश नहीं पाया जाता, उनसे तो केवल ग्रंथकारके गुरुका नाम विनयसुन्दर था यही पता चलता है, पर हमारे संग्रहमें इसके उत्तरार्धकी एक प्रति उपलब्ध है जिससे ये बडगच्छीय थे और इस दीपिकाकी रचना संवत् १५३६में हुई है, निश्चित होता है, प्रशस्ति श्लोक इस प्रकार है—

"विनयसुन्दरं सचरणाम्बुजप्रवरेणुप्रविनित्रतमस्तकः।
विदधे स्म च **मेघ** इमं, मुदा ऋतुगुणेषु शशांकक· ॥'।

इति श्रीवटगच्छाम्बुजाकरविकासनदिनकरश्रीविनयसुन्दरशिष्यमेघरत्नविरचिता सारस्वत-दीपिका संपूर्णम् (र्णा)॥

जिनरत्नकोपके पृष्ठ ४२४में इस टीकाका नाम 'ढुंढिका' और ग्रथकर्ताको बृहत्-खरतरगच्छीय होना बताया है। ग्रंथका परिमाण भी उसमें ४५०० श्लोकका होना बताया गया है, पर ठीक नहीं है। उपरोक्त प्रशस्तिसे उनका गच्छ, 'वटगच्छ' निश्चत ही है। ग्रंथके परिमाणके संबंधमें मैंने इसकी प्रतियोका निरीक्षण किया तो पूर्वार्द्धकी सबसे प्राचीन प्रति संवत १६०५की लिखी हुई महिमाभक्ति भंडारमें उपलब्ध हुई। उसके पत्र १०९ है। प्रति पृष्ठ १६ पंक्तियां और प्रति पंक्ति करीब ५६ अक्षर हैं, जिसकी गणना करनेसे

पूर्वार्द्धका परिमाण ६००० के करीबका बैठता है। हमारे संग्रहकी उतरार्द्धकी प्रतिमें १५०० श्लोक करीब है। इस प्रकार पूरी प्रतिका परिमाण ७५०० श्लोकका होता है। महिमाभक्ति भंडारकी प्रतिमें ग्रंथकारको 'बृहद्गच्छीय' लिखा है, वटगच्छीय, बृहद्गच्छ और बड-गच्छ तीनो एकार्थक है। प्रशस्ति इस प्रकार है:—

"इति श्रीबृहद्गच्छे वाचकश्रीविनयसुन्दरशिष्य—मेघरत्नविरचितायां सारस्वतदीपिकायां तद्धितप्रकरणार्थः ॥

**लेखन पुष्पिका**—सं० १६०५ वर्षे कार्तिक सुदी ११ दिने थावरवारे श्रीबृहत्-खरतरगच्छे श्रीजिनमाणिक्यसूरिविजयराज्ये ॥ वा० श्रीक्षेमकीर्त्तिसद्गुरोस्तेषां शिष्य वा० श्रीक्षेमराजमहोपाध्यायमिश्रास्तेषां विनयाणूनां वा० श्रीदयातिलकगणिः, तच्छिष्यः प्रमोद-माणिक्यगणिः, तच्छिष्यः पंडितपद्ममंदिरमुनिः, पं. गुणरंगमुनिः, पं. दयारंगमुनिः, चिरंजीवी जेसिंघकृते प्रतिरियं लिखिता स्वपरोपकाराय ॥ शुभं भवतु। लेखपाठकयोः कल्याणं भवतु॥ श्रीविनादेसरमध्ये श्रीकुन्थुनाथप्रसादात् ॥ शुभं भवतु। कुंवर—श्रीरतनसीविजयराज्ये श्रीपार्श्व-नाथप्रसादात् शुभं भवतु। श्रीजिनकुशलसूरिप्रसादात् शुभं कल्याणं कुरु कुरु वाचकानाम् ॥"

प्रति खरतरगच्छकी लिखी हुई है और लेखकने ग्रन्थकारको बृहद्गच्छीय बतलाया है। अतः संदेहकी कोई गुंजाईश नहीं। प्रति जैसिंहके लिये लिखी गयी है। संभव है इसके पूर्व 'चिरं' शब्द होनेसे उनकी उस समय दीक्षा नहीं हुई होगी, छोटी ही उमर होगी पर ये जैसिंह आगे चलकर बहुत बड़े विद्वान हुए हैं। उनका नाम जयसोम उपाध्याय था। 'कर्मचन्दमंत्रिवंशप्रबंध, पौषधषट्त्रिंशिका, प्रश्नोत्तर' आदि ग्रन्थ प्राकृत, संस्कृत और राज-स्थानी तीनो भाषाओंके उपलब्ध हैं। अपने समयके खरतरगच्छीय विद्वानोंमें यह बड़े गीतार्थ माने जाते थे। इनके शिष्य महोपाध्याय गुणविनय और प्रशिष्य मतिकीर्त्ति भी अच्छे विद्वान थे।

इस विद्वत्परंपराका परिचय हमने अपने 'युगप्रधान जिनचन्द्रसूरि' और 'नेमिदूत-काव्यशक्ति'की प्रस्तावनामें दिया है। 'सारस्वतदीपिका'की एक प्रति अनूपसंस्कृत पुस्त-कालय, उज्जैनके यति प्रेमविजयजीके संग्रहमें और भांडारकर इन्स्टीट्यूट (पूना)में भी है। स्व० मुनि हिमांशुविजयजीने इसके मंगलाचरणके श्लोक आदि उद्धृत करते हुए 'प्राचीन ग्रन्थ परिचय' शीर्षक लेखमें इस वृत्तिका परिचय दिया है। आपने लिखा है—'यह वृत्ति बहुत सुन्दर और विशद है,' अतः इसके प्रकाशन होनेसे जैन और जैनेतर सभी व्याकरणके विद्यार्थियोंको बडा लाभ हो सकेगा। [ क्रमशः ]

---

१. कातन्त्रके बाद सारस्वत व्याकरणका जैन समाजमें बडा प्रचार रहा है। इस पर १०–१२ टीकाएँ जैन विद्वानो द्वारा बनाइ हुइ उपलब्ध है जिनमें मेघरत्नकी दीपिका सबसे प्राचीन है। इसके परवर्ती चन्द्रकीर्तिसूरि—टीका तो कुछ प्रसिद्ध है, जिसके जैनेतर संस्थाओंने कई संस्करण निकाले हैं।

# 'પ્રેમવાણી' પુસ્તિકાનો પડઘો

[ સૌરાષ્ટ્ર અને ગુજરાત ભરમાં 'પ્રેમવાણી' પુસ્તિકાના પ્રચારથી કેવો અનિષ્ટ પડઘો પડ્યો છે એની ભૂમિકા અને પરિસ્થિતિ અંગે પૂ પં. શ્રી કનકવિજયજી મ.નો પત્ર ખૂબ સૂચક હોવાથી અહીં આપીએ છીએ. સાથોસાથ એ પુસ્તિકાનો વિરોધ કરતા ઠરાવો અને તારો ક્યાં ક્યાંથી તેમના પર આવ્યા છે, તેના સમાચાર અહીં આપીએ છીએ. સંપા.]

## પૂ. પંન્યાસજી મ. નો પત્ર

**રાજકોટ**— જૈન તપગચ્છ ઉપાશ્રય : માંડવી ચોક, દેરાશેરી; તા. ૨૨–૯–૫૪.

પં. કનકવિજયજીગણિ આદિ તરફથી: તંત્રી શ્રી જૈન સત્ય પ્રકાશ, વ્યવસ્થાપક : ધર્મશીલ પંડિત શ્રીયુત અંબાલાલ પ્રેમચંદ યોગ્ય . ધર્મલાભ. અત્રે દેવગુરુની કૃપાથી સુખશાતા છે. સત્યપ્રકાશનો ચાલુ અંક જોયો. સમયોચિત જે કાંઈ લખાણ તમે સંપાદકીયમાં લખેલ છે, તે યથાર્થ છે અને આવશ્યક તથા સાર્થક છે.

'પ્રેમવાણી' પુસ્તિકાના લખાણથી આપણને કાંઈ એટલુ લાગતું નથી, પણ આજે સૌરાષ્ટ્રમાં નાના ગામડાથી માંડીને મોટા શહેર સુધીમા જે એકતાની સાકળ જોડાઈને પડી છે, તેમાં આ એક ફટકો પડે છે ગમે તેવા માણસો દેવદ્રવ્ય માટે કે મૂર્તિ યા મંદિર માટે બોલે કે લખે તે માટે આપણને કશુ લાગે નહિ કારણ કે, વર્તમાનયુગમાં એવું બધુ ચાલવાનુ.

પણ આ બાજુ શ્વેતાંબર સંપ્રદાયના બને ફિરકાઓ ઐક્યપૂર્વક રહ્યા છે, તેમાં વર્ધમાન શ્રમણસંઘના પ્રચારમંત્રી ઠેઠ પંજાબના પ્રદેશમાંથી અચાનક પહેલ વહેલા અત્રે આવીને જે આ ધડાકો કરે છે અને પોતાના અનુયાયી દ્વારા તે પુસ્તિકાનો દેશ–પરદેશમાં જે પ્રચાર કરાવે છે, તેમાં જે સંપ્રદાય ઝનૂન કામ કરી રહ્યુ છે, તેનો જ આપણે વિરોધ કરવાનો રહે છે.

શ્વે મૂર્તિ જૈનોના ધાર્મિક દ્રવ્યની લોકોમા ગેરસમજ આમા ઈરાદાપૂર્વક ઊભી કરવાનો બાલીશ પ્રયત્ન કરવામાં આવ્યો છે કે જાણે જૈનો પૈસા દેવમંદિરોમાં ભેગા કરે છે, કોઈ જાતની માનવદયા તેમને નથી. જે જૈનો ઉદાર હાથે દયાદાનના ફંડફાળામા લાખો ખરચે છે, તે જૈનો પર ઈરાદાપૂર્વક લોકમાનસ વિકૃત થાય તેવો આ પ્રચારમા સિફતપૂર્વક પ્રયત્ન થયો છે

જગડુશા, ભામાશા, દયાલદાસ, વસ્તુપાલ, વિમળશા વગેરેએ મંદિરો બંધાવ્યા છે, તે રીતે પરોપકારનાં કાર્યો પણ કર્યા છે. આજે પણ શ્વે મૂર્તિપૂજક સંપ્રદાયના જૈનો ઉદાર હાથે જીવદયાના સત્કાર્યોમાં પોતાની સંપત્તિનો શુભ વ્યય કરી રહ્યા છે

સૌરાષ્ટ્રભરમાં સ્થાનકોમાં આ પુસ્તિકાનો પ્રચાર થયો છે, એટલે લોકમાનસમાં આપણા પ્રત્યે ઘૃણા પેદા કરવાનો જ આમાં આશય છે આમા અત્રેના શ્રીમંત વર્ગનો ઘમંડ યા સંપ્રદાય ઝનૂનનો સહકાર મળ્યો છે. નહિતર અત્યાર સુધી આ બાજુના સંપ્રદાયના સ્થાનકવાસી સાધુઓ કોઈ દિવસે આવું બોલે કે જાહેરમા પ્રચાર કરે, તેવું બન્યુ નથી.

રાજકોટમા તેઓના ૨૦૦૦ ઘર છે સ્થિતિ સંપન્ન છે ગોંડળ, મોરબી, વાંકાનેર, પોરબંદર, જેતપુર, જૂનાગઢ વગેરેમા તેઓની વસ્તી વધારે સ્થિતિસંપન્ન પણ સારા; એટલે આ રીતે સાંપ્રદાયિક

ઝનૂનનો પ્રચાર કરવામા તેઓ સાહસ કરી રહ્યા છે આજે ૨૦–૨૦ દિવસ થયા, અત્રેનો આપણો સઘ તે લોકોના આગેવાનો સાથે વાટાઘાટ કરી રહ્યો છે, ફક્ત ચોપડી પાછી ખેચી લે અને મૂ૦ પૂ૦ સપ્રદાયના સઘોની લાગણી દુભાઈ છે. તે માટે દિલગીરી વ્યક્ત કરે, આટલી જ શરત; છતાં તે લોકો સહેજ પણ નમતુ નથી આપતા, આપણાં ૩૦૦ ઘરોઃ અમુક સ્થિતિપાત્ર, અને બાકીના સાધારણ એનો એ લોકો ગેરલાભ લે છે

એટલે હવે અત્રેનો સઘ ઠરાવ કરનાર છે બાકી સૌરાષ્ટ્ર તથા ગુજરાતના શ્રીસઘો તરફના વિરોધના ઠરાવો તથા તારો સ્થા૦ સઘ પર આવી રહ્યા છે

નાગપુર, મોરબી, વેરાવળ, વાકાનેર, જામનગર, જામ કડોરણા, પાલીતાણા, મહેસાણા, સાણદ, દાદર, પ્રભાસપાટણ, પાટણ–ગૂજરાત ઇત્યાદિના આવ્યા છે.

આના અગે વર્તમાન પરિસ્થિતિ તમારી દૃષ્ટિ સમક્ષ જણાવી છે, પુસ્તિકાના લખાણનો વિરોધ, ફક્ત જે સ્થાનસ આની પૂઠે કામ કરી રહ્યું છે, અને પરિણામે જે પ્રદેશમા આજે બને સંપ્રદાયના ભાઈ–બહેનો એક નાના ગામડામા એકદિલ પૂર્વક ઐક્ય સાધી રહ્યા છે તેમા, આ પ્રચારના ઝનૂનથી ભયકર વિક્ષેપના બીજ પરિણામે વવાઈ રહેવાનો ભય છે, તે સામે જ આ સાવચેતીના સૂર તરીકે આપણો પ્રયત્ન છે

બાકી આ ચોપડી કરતા યે ઘણુ ખરાબ આપણા સપ્રદાયના ભાઈઓ બોલે છે—અને લખે છે, પણ તેમા આવો ભય નથી તેમા ભય જુદો છે. એ જ



## ‘પ્રેમવાણી’ના વિરોધમાં

તા. ૧૧–૧૦–૫૪ સુધી જે જે ગામો તથા શહેરોના સઘોએ તારો, ઠરાવો દ્વારા સ્થા જૈન સઘ–રાજકોટ ઉપર ‘પ્રેમવાણી’ને અગે વિરોધ નોધાવ્યો છે તેની યાદિ—

**સૌરાષ્ટ્ર :—**વેરાવળ, પ્રભાસપાટણ, જુનાગઢ, ધોરાજી, જામ કડોરણા, જામનગર, વણથલી, વાકાનેર, મોરબી, વઢવાણ શહેર, જોરાવરનગર, લીબડી, શીહોર, વરતેજ, પાલીતાણા–ખુશાલભુવન, આરીસાભુવન, નોઘણવદર, મોટી વાવડી, ગારીયાધર, ભાણવડ, મૂળી, સાયલા, માંગરોલ, ચોટીલા

**ગુજરાત :—**ઝીઝુવાડા, સમી, પાટણ, મહેસાણા, રાંધેજા, સરીયદ, કબોઈ, નડીયાદ, સુરત ખભાત, નવસારી, વાપી, દાદર, માટુગા, ડભોઈ, અમદાવાદ–ડહેલાનો ઉપાશ્રય.

**મહારાષ્ટ્ર :—**શાહપુર, ઘોટી, નાસિક, સીન્નર, વણી, માલેગામ, રાજનાદગામ, જલગામ, અમલનેર, સીરસાલા

કલકત્તા, નાગપુર, જાવાલ–મારવાડ.

૧૫] પૂ. આ. શ્રી વિજયદર્શનસૂરીશ્વરજી મ. ના સદુપદેશથી શ્રી જૈન સંઘ, **તળાજા.**

૧૫] પૂ. મુનિરાજ શ્રી ધર્મસાગરજી મ. ના સદુપદેશથી શ્રી જૈન સંઘ, **નાગપુર.**

૧૨] પૂ. આ. શ્રી વિજયરામસૂરીશ્વરજી મ. ના સદુપદેશથી શ્રી જૈન સંઘ, **જાવાલ.**

૧૧] પૂ. પં. શ્રી ભાનુવિજયજી મ. ના સદુપદેશથી શ્રી જૈન સંઘ, ડભોઈ.

૧૦] પૂ. આ. શ્રી વિજયભક્તિસૂરીશ્વરજી મ. ના સદુપદેશથી શા. રતિલાલ ઓધવજી, **પાલીતાણા.**

૧૦] પૂ. પં. શ્રી પ્રવીણવિજયજી મ. ના સદુપદેશથી શ્રી જૈન સંઘ, **શાહપુર** (થાણા).

૧૦] પૂ. પં. શ્રી મેરુવિજયજી મ. ના સદુપદેશથી શ્રી જૈન શ્વેતાંબર મંદિરમાર્ગી સંઘ, **સાદડી.**

૧૦] પૂ. મુનિરાજ શ્રી કીર્તિવિજયજી મ. ના સદુપદેશથી શ્રી જૈન સંઘ, **બેંગલોર.**

૧૦] પૂ. મુનિરાજ શ્રી મેરુવિજયજી મ. ના સદુપદેશથી શ્રી જૈન ઉપાશ્રય સંઘ, **જૂના ડીસા.**

૮।- પૂ. મુનિરાજ શ્રી લલિતવિજયજી મ. ના સદુપદેશથી શ્રી નાગરાજજી. **અદોની** (આંધ્ર).

૭] પૂ. મુનિરાજ શ્રી રાજેન્દ્રવિજયજી મ. ના સદુપદેશથી શ્રી જૈન સંઘ, **પાડીવ.**

૭] પૂ. ઉપા. શ્રી ધર્મવિજયજી મ. ના સદુપદેશથી શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી, **લીંબડી.**

૫] પૂ. મુનિરાજ શ્રી પ્રીતિતત્ત્વવિજયજી મ. ના સદુપદેશથી જૈન સંઘ, **જબલપુર.**

૫] પૂ. મુનિરાજ શ્રી અશોકવિજયજી મ. ના સદુપદેશથી શ્રી જૈન સંઘ, ઊણ.

૫] પૂ. મુનિરાજ શ્રી સુબોધવિજયજી મ. ના સદુપદેશથી શ્રી જૈન સંઘ, **સરદારપુર.**

૫] પૂ. મુનિરાજ શ્રી રુચકવિજયજી મ. ના સદુપદેશથી શ્રી જૈન તપગચ્છ સંઘ, **વાંકાનેર.**

૫] પૂ. આ. શ્રી વિજયભુવનતિલકસૂરીશ્વરજી મ. ના સદુપદેશથી શ્રી તપગચ્છ જૈન સંઘ, **માંડવી.**

૫] પૂ. મુનિરાજ શ્રી ચિદાનંદવિજયજી મ. ના સદુપદેશથી શ્રી વિજયઆણસુર મોટા ગચ્છ વ૦ કમિટી. **સાણંદ.**

૫] પૂ. મુનિરાજ શ્રી સૌભાગ્યસાગરજી મ. ના સદુપદેશથી શ્રી નરેંદ્રભાઈ ડાહ્યાભાઈ કાપડિયા, **જંબૂસર.**

૫] પૂ. આ. શ્રી ઋદ્ધિસાગરસૂરીશ્વરજી મ. ના સદુપદેશથી શ્રી જૈન મહાજન, **દાઠા.**

---

પૂ. આ. શ્રી વિજયકલ્યાણસૂરીશ્વરજી મ. સં. ૨૦૧૦ના શ્રાવણ વદિ ૯ના રોજ જામનગરખાતે કાળધર્મ પામ્યા.

પૂ. આ. શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મ. સં. ૨૦૧૦ના ભાદરવા વદિ ૧૦ના રોજ મુંબઈખાતે કાળધર્મ પામ્યા.

બંને પૂ. આચાર્ય મહારાજો અમારી સમિતિને ઉત્સાહ અને પ્રેરણા આપતા, તેમની ખોટ અમારી સમિતિને જ નહિ પણ આખાયે જૈન સમાજમાં ન પૂરાય એવી છે. આ પ્રસંગે અમે તેમને કૃતજ્ઞપણે શ્રદ્ધાંજલિ ધરીએ છીએ.

---

# શ્રી જૈન સત્ય પ્રકાશ
## અંગે સૂચના



### યોજના

૧. શ્રી. જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ દ્વારા 'શ્રી. જૈન સત્ય પ્રકાશ' માસિક ૧૯ વર્ષ થયાં પ્રગટ કરવામાં આવે છે.

૨. એ સમિતિના આજીવન સંરક્ષક તરીકે રૂા. ૫૦૦) આ૦ દાતા તરીકે રૂા. ૨૦૦) આ૦ સદસ્ય તરીકે રૂા. ૧૦૧) રાખવામાં આવેલા છે. આ રીતે મદદ આપનારને કાયમને માટે માસિક મોકલવામાં આવે છે.

### વિનંતિ

૧. પૂજ્ય આચાર્યાદિ મુનિવરો ચતુર્માસનું સ્થળ નક્કી થતાં અને શેષ કાળમાં જ્યાં વિહરતા હોય એ સ્થળનુ સરનામું માસિક પ્રગટ થાય એના ૧૫ દિવસ અગાઉ મોકલતા રહે અને તે તે સ્થળે આ માસિકના પ્રચાર માટે ગ્રાહકો બનાવવાનો ઉપદેશ આપતા રહે એવી વિનંતિ છે.

૨. તે તે સ્થળોમાંથી મળી આવતાં પ્રાચીન અવશેષો કે ઐતિહાસિક માહિતીની સૂચના આપવા વિનંતિ છે.

૩. જૈનધર્મ ઉપર આક્ષેપાત્મક લેખો આદિની સામગ્રી અને માહિતી આપતા રહે એવી વિનંતિ છે.

### ગ્રાહકોને સૂચના

૧ "શ્રી જૈન સત્ય પ્રકાશ" માસિક પ્રત્યેક અંગ્રેજી મહિનાની ૧૫મી તારીખે પ્રગટ થાય છે.

૨. આ માસિકનું વાર્ષિક લવાજમ રૂા. ૩) ત્રણ રૂપિયા રાખવામાં આવ્યું છે.

૩. માસિક વી. પી. થી ન મંગાવતાં લવાજમના રૂા. ૩) મનીઑર્ડરદ્વારા મોકલી આપવાથી અનુકૂળતા રહેશે.

૪. આ માસિકનું નવું વર્ષ દિવાળીથી શરૂ થાય છે. પરંતુ ગ્રાહક ગમે તે અંકથી બની શકાય.

૫. ગ્રાહકોને અંક મોકલવાની પૂરી સાવચેતી રાખવા છતાં અંક ન મળે તો સ્થાનિક પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી અમને સૂચના આપવી.

૬. સરનામું બદલાવવાની સૂચના ઓછામાં ઓછા ૧૦ દિવસ અગાઉ આપવી જરૂરી છે

### લેખકોને સૂચના

૧. લેખો કાગળની એક તરફ વાંચી શકાય તેવી રીતે શાહીથી લખી મોકલવા.

૨. લેખો ટૂંકા, મુદ્દાસર અને વ્યક્તિગત ટીકાત્મક ન હોવા જોઈએ.

૩. લેખો પ્રગટ કરવા ન કરવા અને તેમાં પત્રની નીતિને અનુસરીને સુધારોવધારો કરવાનો હક તંત્રી આધીન છે.

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ.
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ.
શ્રી. જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય. જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ—અમદાવાદ.

# विषय-दर्शन





# નવી મદદ

૫૦) પૂ પં. શ્રીધુરંધરવિજયજી મ. ના સદુપદેશથી શ્રી નમિનાથ જૈન દેરાસર, બીડી બજાર, **મુંબઈ**

૪૨) પૂ. પં. શ્રીકનકવિજયજી મ. ના સદુપદેશથી શ્રીજૈન શ્વે મૂ શ્રીસઘ, **રાજકોટ**

૨૫) પૂ. પં. શ્રીતિલકવિજયજી મ ના સદુપદેશથી શ્રીજૈન સુધારખાતા પેઢી, **મહેસાણા**

૨૫) પૂ. આ. શ્રીવિજયઅમૃતસૂરીશ્વરજી મ ના સદુપદેશથી શ્રીભાયખલા શ્રી જૈન સઘ, **મુંબઈ**

૨૫) પૂ. પં. શ્રીમાનવિજયજી મ. ના સદુપદેશથી શ્રી. અજિતનાથ જૈન દેરાસર, **વાપી**

૧૫) પૂ પ. શ્રીસંપતવિજયજી મ ના સદુપદેશથી શ્રીવીરવિજયજી મ નો જૈન ઉપાશ્રય, **અમદાવાદ**

૧૫) પૂ. પ. શ્રીકેવળવિજયજી મ. ના સદુપદેશથી શ્રી ગિરવાજી પાર્શ્વનાથ સંસ્થા, **અમલનેર**

૧૫) પૂ પ શ્રીમંગળવિજયજી મ ના સદુપદેશથી શ્રીલવારની પોળ જૈન ઉપાશ્રય, **અમદાવાદ**



॥ ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक
मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र
जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)
तंत्री . चीमनलाल गोकळदास शाह

| वर्ष : २० | विक्रम सं. २०११ : वीर नि. सं. २४८० : ई. स १९५४ | क्रमांक |
| --- | --- | --- |
| अंक : २–३ | आगशर वदि ६ बुधवार : १५ डिसेम्बर | २३०–३१ |



# જૈન વિદ્યા

લેખક- ડૉ. શ્રી. વાસુદેવશરણ અગ્રવાલ

[ ડૉ અગ્રવાલ ભારતીય વિદ્વાનોમા માન્ય અને ગણનાપાત્ર ભારતીય સસ્કૃતિના રહસ્યવેત્તા છે. તેમણે બ્રાહ્મણ સાહિત્ય અને બૌદ્ધ સાહિત્યની માફક જૈન સાહિત્યે પણ ભારતીય સસ્કૃતિના ઘડતરમાં કેવો અને કેટલો ફાળો આપ્યો છે તેના બેએક ઉદાહરણો આપી જૈન સાહિત્યના વણખેડાયેલા ક્ષેત્રમાં સશોધન કરવા આ લેખદ્વારા પ્રેરણા આપી છે આથી જ માસિકના વાચકો માટે ઉપયોગી એવા આ લેખનો અહી સાભાર અનુવાદ આપીએ છીએ સંપાઃ ]

**જૈન સાહિત્ય** અને કળાની સામગ્રીના આધારે ભારતીય સંસ્કૃતિ અને ઇતિહાસની સામગ્રીનો ઉદ્ધાર એ જૈન વિદ્યાનું ક્ષેત્ર અને ધ્યેય હોવું જોઈએ પશ્ચિમી વિદ્વાનોએ લગભગ સો વર્ષો પહેલાં બૌદ્ધ સાહિત્યના ઉદ્ધાર અને પ્રકાશન તરફ ધ્યાન આપ્યું એ પ્રસગક્રમમાં જ બૌદ્ધધર્મ સબધી કળાસામગ્રીનુ પ્રકાશન અને અધ્યયન પણ શરૂ થયુ આથી ભારતીય ઇતિહાસ અને સસ્કૃતિના ઘણાયે નવા પડદા ખુલી ગયા બૌદ્ધ વિદ્યાનુ સાહિત્ય હવે એટલુ બધું વધી ગયું છે કે તેનાથી એક જન્મમા પાર પામવો મુશ્કેલ થઈ પડે એ સાહિત્યના છુપાયેલા અણમોલ ગ્રથો ચીન, બરમા, સિહલ, સ્યામ, તિબ્બત, કાશ્મીર, મધ્યએશિયા વગેરે દેશોમાથી પ્રાપ્ત થયા છે. મુદૂર મગોલિયા, કોરિયા, જાપાને પણ બૌદ્ધ સાહિત્યના પુનરુદ્ધારમાં પોતાની ભેટ ચડાવી છે બૌદ્ધકળાની સામગ્રી શોધતાં શોધતાં એશિયા ભૂખડના બહુ મોટા ભાગમાં પ્રસરેલી એ મળી છે. આમ બૌદ્ધવિદ્યાની અનેક નાની–મોટી ધારાઓએ મળીને ભારતીય સસ્કૃતિની મહાગંગાનો દિલ ખોલીને વિસ્તાર કર્યો છે, જેથી ભારતની સસ્કૃતિ પોતાના રસ–રૂપના સપાદનથી આજે ઘણે અંશે જાજ્વલ્યમાન થઈ રહી છે

કર્તવ્ય કર્મનો કઈક એવો જ ઉદ્દેશ્ય અને માર્ગ જૈન વિદ્યાની આગળ પણ પથરાયેલો છે જૈન વિદ્યાનુ ભવિષ્ય મહાન છે તેણે ભારતીય સસ્કૃતિને બહુ મોટુ અર્પણ કર્યુ છે. ભવિષ્યમાં ભારતીય સસ્કૃતિની જાણ જૈન સાહિત્ય અને કળાની સામગ્રીથી કેટલી વધારી શકાય એ પ્રશ્નના બરાબર ઉત્તરમા જ જૈન વિદ્યાને મળવાની સફળતાનો આધાર રહેલો છે. બુદ્ધના સમકાલીન ભ મહાવીરના સમયથી જ જૈન સાહિત્યનો આરભ માની શકાય. કહે છે કે, પાટલીપુત્રની વાચના, માથુરીવાચના અને વલભીવાચનામા જૈન ધાર્મિક

સાહિત્ય અથવા આગમ સાહિત્યનું રૂપ ક્રમશ નિશ્ચિત થયુ. અર્ધમાગધીના મૂળ આગમ સાહિત્ય સિવાય બૌદ્ધોની 'અટ્ઠકથાઓ' ની જેમ જૈનોમાં પણ ધાર્મિક ગ્રથો ઉપર ઘણીએક વિસ્તૃત ચૂર્ણિઓ અને ટીકાઓનુ નિર્માણ એક હજાર વર્ષના લાંબા સમય સુધી, પહેલાં પ્રાકૃતમાં અને તે પછી સસ્કૃતમાં થતુ રહ્યું. જે જે સાલમાં આ સાહિત્ય બન્યુ તે તે સમયનું સાંસ્કૃતિક ચિત્ર એ સાહિત્યમા અનાયાસે જ સમાવિષ્ટ થઈ ગયુ છે. ભૂગોળ, સસ્કૃતિ, સામાજિક રહણીકરણી—એ પ્રત્યેક પ્રશ્નો ઉપર જૈન સાહિત્ય પ્રકાશના નવાં કિરણો ફેલાવે છે.

'રાયપસેણિયસૂત્ર' માં મોટા વિમાનો અને સ્તૂપોની રચનાનુ વર્ણન વિસ્તારથી કરેલું છે. એમ લાગે છે કે, જાણે લેખકે સાચી અને મથુરાના સ્તૂપોનુ, તેની વેદિકાઓ અને તોરણોનું જાતે જોયેલુ વર્ણન કર્યું હોય સાહિત્ય અને કળા બને એક–બીજાના રૂપને પ્રગટાવતાં હોય એમ જણાય છે. પ્રાચીન સ્તૂપોના સાંગોપાંગ વર્ણનની આવી સુંદર સામગ્રી ભારતીય સાહિત્યમાં અન્યત્ર ક્યાંઈ નથી આ જ ગ્રથમાં પ્રાચીન નાટ્ય વિષય ઉપર પણ અણમોલ મસાલો પડચો છે. મહાવીરના જીવનચરિતને નૃત્તપ્રધાન નાટ્ય (ડાન્સ)માં કેવી રીતે ઉતારવામાં આવ્યું છે અને તેની સાથેસાથ નૃત્યના કેટલાયે ભિન્ન ભિન્ન રૂપોનુ પ્રદર્શન પણ કરવામા આવ્યુ છે; એને વાચતાં વાચતાં એમ લાગે છે કે, જાણે આપણે પ્રાચીન ભારતના કોઈ પ્રેક્ષાગારમાં જઈને બેઠા હઈએ, જ્યાં ચાક્ષુષ યજ્ઞના રૂપમાં નાટકનો વિસ્તાર થઈ રહ્યો હોય અને જેમાં કળાના અનેક ચિહ્નોને નૃત્યરૂપ ઉતારાતાં હોય.

આ પ્રકરણથી એ વાત નિશ્ચિતરૂપે પ્રગટ થઈ જાય છે કે, જૈનાગમ સાહિત્યમાં અને તેની મોટી મોટી ટીકાઓમાં ભારતીય સંસ્કૃતિના ઉદ્‌ઘાટન માટે કેટલી બહુમૂલ્ય સામગ્રી વિદ્યમાન છે! હજી સુધી વ્યવસ્થિતરૂપે આ સામગ્રીનુ અધ્યયન, સંકલન, વિવરણ અને પ્રકાશનની પરિપાટી વિદ્વાનોમાં પ્રવર્તિત થઈ નથી. પરંતુ એકવાર આવો ક્રમ ચાલુ થશે તો આપણે જોઈ શકીશું કે, જૈન વિદ્યા ભારતીય સંસ્કૃતિ અને ઇતિહાસ માટે કામધેનુની માફક આપણી આશાઓને પણ પૂર્ણ કરશે 'રાયપસેણિય' ગ્રંથના આ જ પ્રકરણમાં પ્રાચીન ભારતીય વાદ્યોની લાંબી સૂચી આપવામાં આવી છે જેમ કે—શખ, શખિકા, શૃગ, ખરમુખી, પેયા, પરિપિરિયા (મોતુ વાજુ), પશાવ, પટહ, ભભા (ઢક્કા), હોરમ્મા, (મહાઢમ્મા), ભેરી, ઝલ્લરી, દુદુભિ, મુરૂજ, મૃદગ, નદિ, મૃદગ (એક બાજુ સાકડુ અને બીજી બાજુ પહોળું મુરૂજ), આલિંગ્યક (એક પ્રકારનુ મુરજ), કુસ્તુબ, ગોમુખી, મદેલ (બને તરફ સરખા મોંવાળું), વિપચી (ત્રણ તારની વીણા), વલ્લકી ભ્રામરી, ષડ્‌ભ્રામરી, પરિવાદિની, મહતી, કચ્છપી, ચિત્રવીણા, ઝકા, નકુલ, તૂણા, તુબવીણા, મુકુંદ (એક પ્રકારનુ મુરૂજ), હુડુબા, ચિવિક્કી, કરટી, ડિડિય, કિણિત, કડમ્બ, દર્દરક, દદરિકા, કલશ, તાલ, કાંસ્યતાલ, રિગિરીસિકા, મકરિમા, શિશુમારિકા, વશી, વાલી, પરિલ્લિ—આ સૂચીમાં જે વાજાઓના નામો આવ્યાં છે તેમાંથી પ્રત્યેકનો પોતાનો એક ઇતિહાસ હોવો જોઇએ ભારતીય સગીત અને વાજાઓ ઉપર કામ કરનારા વિદ્વાનોને માટે આ સામગ્રી અણમોલ કહી શકાય એમ છે, ભારતીય શિલ્પકળામાં આમાથી અનેક વાજાંઓનુ ચિત્રણ આવ્યુ હશે તેની પરખ અને વિગતવાર અધ્યયન પૂરેપૂરા શોધનિબધનો વિષય છે ફ્રેચ ભાષામા માર્શલ ડુબુઆએ હજી હમણાં જ પ્રાચીન ભારતીય વાજાઓ ઉપર બહુ જ સુદર સચિત્ર પુસ્તક લખ્યુ છે. એ રીતે એક ગ્રથ જલદીથી આપણી ભાષામાં પણ પ્રસ્તુત કરવા જોઈએ

જૈન વિદ્વાનોની સાહિત્યિક રચનાઓ દ્વારા બીજી કેટલાયે પ્રકારની ભારતીય સંસ્કૃતિની

સામગ્રીની રક્ષા થયેલી છે જૈન ભડારોમા ઘણાયે અલભ્ય ગ્રથો સુરક્ષિત રહી ગયા છે પાટણ અને જેસલમેરના ભંડારોની જેટલી પ્રશસા કરવામાં આવે તેટલી ઓછી જ છે પુરાતન પ્રબધ, વિજ્ઞપ્તિપત્ર, ઐતિહાસિક ગીત, રાસગ્રથ—આ બધામાં ઇતિહાસ શોધનની સામગ્રી મળી શકે એમ છે ખાસ કરીને એ દિશાઓમાં જૈન વિદ્યા માટે હજીયે ક્ષેત્ર ખુલ્લુ છે. આમાથી પહેલુ તો ભિન્ન ભિન્ન વિષયો ઉપર જૈન વિદ્વાનો દ્વારા લખાયેલા પરચુરણ ગ્રથો છે તેની અંતર્ગત ગણિત, જ્યોતિષ, વાસ્તુ આદિ વિષયોના ગ્રથો છે કેટલીક વખત આ ક્ષેત્રમા વિલક્ષણ સામગ્રી મળી આવે છે હમણા જ અલ્લાઉદ્દીન ખિલજીના સમકાલીન તેની ટકશાળના અધ્યક્ષ શ્રી. ઠક્કર ફેરુના ગ્રથોનો પરિચય પ્રકાશિત થયો છે. ઠક્કર ફેરુ પ્રતિભાશાળી લેખક હતા મધ્યકાલીન વાસ્તુવિદ્યા ઉપર તેમનો 'વાસ્તુસાર' નામનો એક ગ્રથ છપાઈ ચૂકયો છે પરતુ હાલમાં જ પુરાણા સિક્કાઓ ઉપર લખેલા 'દ્રવ્યપરીક્ષા' નામક તેમના બીજા પુસ્તકનો પરિચય મળ્યો છે એ પુસ્તકની એક પ્રતિલિપિ શ્રી અગરચંદજી નાહટાની કૃપાથી અમારા જોવામા આવી આ પુસ્તકમાં લગભગ ૮૦૦ ઈ. સ થી લઈને ૧૩૦૦ ઈ સ સુધીના ભારતીય સિક્કાઓનાં નામો, તોલ અને મૂલ્યનુ ઘણુ જ પ્રામાણિક વર્ણન કરેલુ છે ભારતીય મુદ્રાશાસ્ત્રના ઇતિહાસમા આવા પ્રકારનુ કોઈ પુસ્તક પહેલાં કદી જોવામા આવ્યુ નથી. ઠક્કર ફેરુનુ પોતાના દેશવાસીઓ માટે આ અનુપમ અર્પણ છે અને જે દિવસે આ ગ્રથનુ વિસ્તૃત સચિત્ર સસ્કરણ પ્રકાશિત થશે તે દિવસ આપણે આ મહાન લેખકની કૃતિનુ મહત્ત્વ પામીશુ

પરતુ આ બધાથીયે વધીને એક બીજા ક્ષેત્રમા જૈન વિદ્યાનુ સર્વોપરિ મહત્ત્વ આપણી સામે આવે છે, અને તે છે ભાષાશાસ્ત્રના ક્ષેત્રમા ભારતની પ્રાય બધીયે પ્રાતીય ભાષાઓનો વિકાસ અપભ્રશથી થયો છે જૈન સાહિત્યમા અપભ્રશ ભાષાના ગ્રંથોનો જાણે ભંડાર ભર્યો છે હજી વીસ વીસ વર્ષો તો આ સાહિત્યને પ્રકાશિત કરવામા લાગશે પરતુ જે કોઈ ગ્રંથ છપાઈ જાય છે તે પણ હિદી ભાષાની ઉત્પત્તિ અને વિકાસ માટે ઘણી નવી સામગ્રી આપણી આગળ પ્રસ્તુત કરે છે. હિદી ભાષામા એકેક શબ્દની વ્યુત્પત્તિ શોધી કાઢવાનું બહુ મોટુ કાર્ય હજી બાકી છે વ્યાકરણની દૃષ્ટિએ વાકયોની રચના અને મહાવરાના આરભનો ઇતિહાસ પણ મહત્ત્વપૂર્ણ છે એ માટે અપભ્રશ સાહિત્યથી મળનારી સમસ્ત સામગ્રીને તિથિક્રમ અનુસાર તારવવી પડશે અને કોશ તેમજ વ્યાકરણને માટે તેનો ઉપયોગ કરવો પડશે. અત્યારે પૂરી રીતે એ અનુમાન લગાવવુ કઠણ છે કે, અપભ્રશ મહિત્યની કૃપાથી હિંદીનો કેટલો અધિક ઉપકાર થવાનો સભવ છે! એમ કહી શકાય કે, આપણા ભૂતકાળથી જીવન, રહેણીકરણી અને ભાષાનો જે ઉત્તરાધિકાર આપણને મળ્યો છે તેના ઉપર અપભ્રશ ભાષાનુ ખોળિયુ ચઢેલુ છે, ઇતિહાસના અપભ્રશકાળના તળિયે આપણી ભાષા અને રહેણીકરણીના જે મૂત્રો છે તેનુ ઉદ્ઘાટન તેના પોતાના જ વિકાસને સમજવા માટે અત્યત આવશ્યક છે આજથી પચીસ વર્ષો પહેલાં અપભ્રશ સાહિત્યના આ બહુ મૂલ્યનિધિનુ કોઈને ધ્યાન અથવા પરિચય નહોતો પરતુ આજે તો એવું જણાય છે કે, આપણા સાહિત્યના કોઠારો આ નવી સામગ્રી આવી જતા ભરપૂર બની ગયા છે. હિદી જગતના બહુસખ્યક વિદ્વાનોએ અને પ્રકાશકોએ પોતાનો સમય, પરિશ્રમ અને ધનની શક્તિ આ તરફ લગાડવી જોઈશે, ત્યારે જ આપણે અપભ્રશ સાહિત્યની આ સંપત્તિને અધિકારમા લાવી શકીશુ

બૌદ્ધ સાહિત્યથી ભારતીય સસ્કૃતિને અપરિમિત લાભ થયો છે એક પ્રકારે બૌદ્ધ સાહિત્યે ભારતીય સસ્કૃતિને ઊચા આસને બેસાડી દીધી છે. એ જ રીતે જૈન સાહિત્યની સહાયતાથી ભારતીય સસ્કૃતિને નવો પ્રકાશ મળવાની આશા અને સભાવના છે

['મહાવીર સ્મૃતિગ્રથ'માથી 'જિનવાણી' માસિકમા પ્રગટ થયેલ હિદી લેખ ઉપરથી સાભાર અનૂદિત]



# ગુફાઓમાં જૈન સંસ્કૃતિ

લેખક :—શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

( ૨ )

**ઐહોલ**—આ સ્થાન બદામી તાલુકામાં આવેલ છે ઈ સ. સાતમી-આઠમી શતાબ્દીમા અહી ચૌલુકયોનુ રાજ્ય હતુ પૂર્વ અને ઉત્તરદિશામાં કેટલીક ગુફાઓ છે એકમાં સહસ્ર ફણાવાળા શ્રી પાર્શ્વનાથની મૂર્તિ છે મૂર્તિની મહત્તા ઊડીને આંખે વળગે તેવી છે જૈનકળા પર પ્રકાશ પાડે તેવી બીજી સામગ્રી પણ અહી જોવા મળે છે પ્રભુ મહાવીરની આકૃતિ પણ એક સ્થાને છે સિહ, મગર અને દ્વારપાલની કોતરણી મુબઈ નજીકની એલીફન્ટાની યાદ અપાવે છે. શૈલી ઉચ્ચ પ્રકારની છે. અહીથી પૂર્વ દિશા તરફ **મેગુટી** નામક એક જૈન મદિર છે. એમાં એક મોટો શિલાલેખ નજરે ચડે છે, જેનો શક સવત ૫૫૬ ( ઈ સ ૬૩૪-૩૫ ) છે. ચૌલુકયરાજ પુલકેશીના રાજ્યકાળે શ્રી વરકીર્તિએ અહી આવી પ્રતિષ્ઠા કરી છે એવો ભાવ એમાથી સ્પષ્ટ થાય છે.

**ભામેર**—ભામેરનો કિલ્લો ધુળીઆથી વાયવ્યખૂણે ત્રીશ માઇલ દૂર આવેલો છે એક નાના ટેકરામાં ભોયરુ છે. એક ગુફા પણ છે, જેનો ઓટલો કિવા આગળનો ભાગ ૭૫ ફુટ લાંબો છે. દિવાલો ઉપર શ્રી. પાર્શ્વનાથ તથા બીજા જિનેશ્વરોની ગ્રામ્ય કલમે કોતરાયેલી આકૃતિઓ છે.

**અંકાઈ-તંકાઈ**—આ સ્થાન યેવલા તાલુકાની પહાડી પર આવેલ છે અને વિકટ તેમજ અમુક અશે ભયપ્રદ પણ છે પ્રાકૃતિક સૌદર્ય મજાનુ છે. અકાઈમાં જૈનોની સાત ગુફાઓ છે અને તે શિલ્પકળાની દૃષ્ટિએ મહત્ત્વ ધરાવે છે દુર્ભાગ્યે ઘણો ભાગ નાશ પામ્યો છે એવી થોડી જગ્યા જણાય છે કે જ્યાં સુદર આકૃતિઓ ન કોરાઈ હોય ! પ્રવેશદ્વાર તો ઘણુ જ શોભાવાળુ છે કોતરાયલી તીર્થ કર મૂર્તિઓ નજરે ચડે છે ઈદ્ર તેમજ ઈદ્રાણી ( વસ્તુત યક્ષ-યક્ષિણી) ની મૂર્તિઓ પણ કોરેલી છે વસ્ત્રધારી ગ ધર્વપરિવાર વાહનયુક્ત આલેખાયેલા છે એ ઉપર-થી કલ્પી શકાય કે કલાકારે જન્મ મહોત્સવનો પ્રસગ રજુ કર્યો છે. શ્રી શાન્તિનાથ પ્રભુની માનવકદની નગ્ન મૂર્તિ છે અને મૃગનુ લછન પણ જણાય છે એથી નાની પાર્શ્વનાથની મૂર્તિ પણ છે, જેના ઉપર પાચ ફણાનો આકાર છે. ગોખલામા જિનપ્રતિમાઓ છે રચનાશૈલી ઉપરથી અનુમાની શકાય કે તેરમી સદીમા એ કડારાયેલી હશે મહાકવિ શ્રી મેઘવિજયજીએ 'મેઘદૂતસમસ્યાલેખ' નામક 'વિજ્ઞપ્તિપત્ર'માં આ સ્થાનનો ઉલ્લેખ કર્યો છે.

( જુઓ-વિજ્ઞપ્તિ લેખસગ્રહ પા ૧૦૧ )

**ત્રિંગલવાડી**—આગ્રેરોડ પર આવેલ ઈગતપુરીથી ૭ માઇલ દૂર એક પહાડી પર આ ગામ વસેલુ છે પહાડીના નીચેના ભાગમા એક જૈનગુફા છે એના દ્વાર પર એક જૈનમૂર્તિ છે. વળી, ગુફાના અદરના ભાગમા પદ્માસન ઉપર ત્રણ જિનપ્રતિમાઓ છે અદરના કમરાની એક દિવાલ પાસે પુરુષાકાર જિનમૂર્તિ છે પણ તે ખડિત થયેલી છે માત્ર વિદ્યમાન રહેલા ચરણ

ઉપરથી-અંકિત કરાયેલ વૃષભના ચિહ્ન ઉપરથી એ શ્રી યુગાદિદેવની મૂર્તિ હશે એમ માલમ પડે છે વળી, ઉત્તરદિશાના એક ખૂણે આવેલી દિવાલ પર સં. ૧૨૬૬ નો એક લેખ પણ છે.

**ચાંદવડ**—પ્રાચીન જૈન સાહિત્યમાં આ સ્થળનું નામ 'ચંદ્રાદિત્યપુરી' જોવાય છે. કહેવાય છે કે યાદવવંશી દીર્ઘપ્રહારે એ વસાવી હતી. પહાડની તળેટીમા આ ગામ વસેલુ છે. પહાડની ઊંચાઈ ૪૦૦૦-૪૫૦૦ ફીટની છે. ઉપર જવાનો માર્ગ વિલક્ષણ છે પગ લપસી જવાનો ભય રહે છે અર્ધા માર્ગે જે રેણુકાદેવીનું મંદિર છે તે ખરી રીતે જૈન-ગુફા છે. જો કે તે ખાસ મોટી નથી છતાં પણ શિલ્પ-સ્થાપત્યની નજરે મહત્ત્વની છે. ગુફાની ત્રણે બાજુની દિવાલોમાં તીર્થંકર દેવોની પરિકરવાળી અત્યંત સુંદર કોરણીયુક્ત મૂર્તિઓ કંડારેલી છે. શાસનદેવીની મૂર્તિઓ પણ સારા પ્રમાણમાં છે. પ્રત્યેક યક્ષ-યક્ષિણી પોતાના વાહન અને આયુધોથી સુસજ્જિત હોઈ, મુખાકૃતિમા પણ જૈન શાસ્ત્રમાં કરાયેલ વર્ણનને અનુરૂપ છે. જૈનમૂર્તિ નિર્માણકલા-વિકાસની પરંપરા અહીંના દરેક આલેખનમાં જણાય છે. અહી મૂળનાયક શ્રી. ચંદ્રપ્રભુજી છે સર્વ મૂર્તિઓ ઉપર સિંદુર ચઢાવાતું હોવાથી તેમજ દરરોજ તેલમા સ્નાન તેમને કરવું પડતું હોવાથી આ સ્થાન તદ્દન અનોખા તીર્થરૂપ બનેલ છે. સને ૧૯૩૮ સુધી તો અહી બળિદાન પણ અપાતું હતુ! ક્યાં કરુણાનિધિ વીતરાગ દેવ, અને ક્યા સ્વાર્થરક્ત માનવોએ વર્તમાનમા સર્જેલી આ દશા! જૈન સમાજ હજુ પણ ઉપરછલ્લા આડંબરમાં મશગુલ રહેશે? આવા અનુપમ વારસાના રક્ષણ પ્રતિ એની નજર પણ નહીં જાય? અહીના પૂજારીને ખબર પડે કે પ્રેક્ષક જૈન છે તો અંદર દીવો સરખો પણ એ નહીં કરવા દે, કારણ કે આ જૈનમૂર્તિઓ છે એ વાત તે સારી રીતે જાણે છે. એ વાત સંપૂર્ણપણે સાબિત થયેલ છે, પણ પોતાના પેટ માટે આજે તે આ સ્થાન છોડવા તૈયાર નથી. સાથે દુર્ભાગ્યની વાત એ પણ છે કે જૈનોનું આ તરફ ધ્યાન પણ ઓછું છે!

**સિત્તનવાસલ**—દક્ષિણ ભારતમાં જૈન સંસ્કૃતિનું પ્રભુત્વ ઓછું નથી અહીના સાંસ્કૃતિક તેમજ નૈતિક વિકાસમાં જૈનોનો યોગ રહ્યો છે. પદુકોટાથી વાવ્યખૂણામાં નવ માઈલ ઉપર આ સ્થાન આવેલ છે અહીં પથ્થરના ટેકરામા જૈનગુફા બનાવવામાં આવેલી છે ઈ. સ. પૂર્વે ત્રીજી શતાબ્દીનો એક બ્રાહ્મીલેખ પ્રાપ્ત થયેલ છે. એમાં સ્પષ્ટ જણાવાયું છે કે—જૈન મુનિઓને વસવા સારૂ આ ગુફાનું નિર્માણ કરવામા આવ્યું છે. આ ગુફાઓમા જૈન મુનિઓની સાત સાત સમાધિશિલાઓ છે, જે દરેકની લંબાઈ ૬ ફુટ લગભગ છે વાસ્તુશાસ્ત્રની દૃષ્ટિએ એનું જેટલુ મહત્ત્વ છે તે કરતાં અધિક મહત્ત્વ ચિત્રકળાની નજરે છે મંડોદક ચિત્ર ઘણાં જ સુંદર છે. એની શૈલી અજંતાને મળતી આવે છે પલ્લવકાલીન ચિત્રકળાની ઉચ્ચતમ કૃતિઓમાં આની ગણના થાય છે કલાકારે પ્રકૃતિનાં દૃશ્યોને જે સ્વાંગ સજાવ્યો છે તે ખરેખર અનુપમ છે. જો કે કળાકારે ઘણા થોડા રંગોનો પ્રયોગ કર્યો છે છતા ભાવની નજરે આકૃતિઓ સજીવ બની છે કમળાકૃતિ, નર્તકી આદિ પ્રસંગ ઉપરાંત પૌરાણિક જૈન પ્રસંગો પણ ચિતરાયેલા છે આનુ સર્જન કળાવિલાસી મહેન્દ્રવર્માના સમયમા થયેલ છે મહેન્દ્રવર્મા **અપ્પર**ના ઉપદેશથી જૈનધર્મી બન્યો હતો પણ પાછળથી એક સ્ત્રીના પ્રયત્નથી એ ઉભય શૈવ મતાનુયાયી થયાં હતા

આનું મૂળ નામ સિદ્ધક-વાસ યાને 'સિદ્ધોના ડેરા' છે આ ગુફાઓમા જૈનમૂર્તિઓ પણ છે અને તે સર્વ પદ્માસનસ્થ છે અહીથી થોડા અંતર ઉપર એક શિલાલેખ પ્રાપ્ત થયેલ

છે, જેમાં સંગીત વિષયનું લખાણ છે. જૈન આગમો **સ્થાનાંગ** અને **અનુયોગદ્વાર**માં સંગીત વિષયના જે જાતના શબ્દો ઉપલબ્ધ થાય છે તેને પેલો લેખ મળતોજુલતો છે.

ઉપર પ્રસિદ્ધ ગુફાઓ અંગે કહેવામાં આવ્યુ છે એ ઉપરાંત **ધારાસિવ, વિન્ધ્યાચળ, બામચન્દ્ર, પાટન, મોમિનાબાદ, ચમારલેના** અને **ઔરંગાબાદ**ની ગુફાઓ પણ જૈન-ધર્મ સાથે સંબંધ રાખે છે. જિજ્ઞાસુઓને 'કેવ ટેમ્પલ્સ ઓફ ઈંડિયા' અને, 'આર્કિયોલોજિકલ સર્વે ઓફ વેસ્ટર્ન ઇન્ડિયા' ભા. ૩ વાંચવા ભલામણ છે. એમાં એ વિષે માહિતી અપાયેલી છે.

પૂર્વકાળમાં જૈનમુનિઓ અરણ્યમાં રહેતા હતા. કેવળ ભિક્ષા નિમિત્તે નગરમાં પધારતા. જ્યાં આ સ્થિતિ હોય ત્યાં વ્યાખ્યાનશ્રવણ કે ઉપદેશપ્રાપ્તિ અર્થે ઉપાસકો જંગલમાં જ આવતા હોવા જોઈએ. એ વાત પૌરાણિક આખ્યાનોમાં નોંધાયેલી પણ છે જિનમંદિરના આત્મા સમાન મૂર્તિઓ પણ નગર બહારની ગુફાઓમાં રાખવામાં આવતી હોય કિંવા કોતરાતી હોય એ પણ સંભવિત છે. મેવાડ આદિ પ્રદેશમાં તો જૈન મંદિરો જંગલમાં ઘણી મોટી સંખ્યામાં આજે પણ જોવા મળે છે, જે ગુફાઓની પદ્ધતિ ભુંસાઈ ગયા પછીના અવતરણ સમા લેખાય. આવા સ્થળને તાળા ચાવીની જરૂર નહોતી જ જ્યાં આભૂષણો હતાં જ નહીં ત્યાં સંપત્તિ લુટાવાનો ભય સંભવે જ શી રીતે? એક રીતે કહીએ તો એ પ્રથા ઘણી સુંદર હતી કે જેનાથી સર્વ લોકોને દર્શનનો લાભ પ્રાપ્ત થતો હતો. આજે આપણે મૂળ પરંપરાથી કેટલી હદે આગળ ગયા છીએ? અને એ દ્વારા પ્રભાવના વિસ્તરી છે કે ઓછી થઈ છે તે પણ વિચારણીય વિષય છે. દેશ-કાળને સામે રાખી, લાભાલાભની દૃષ્ટિએ પ્રત્યેક રસમની તુલના કરવામાં આવે, અને જે સુધારણા શક્ય જણાય તે કરવામાં આવે તો જ યુગની સાથે રહી શકાય અને યથાર્થ પ્રભાવના થઈ શકે.

ઉપસંહાર કરતાં મુનિ શ્રી. કાન્તિસાગરજી લખે છે કે-પ્રાચીન ગુફાઓમાં **ઉદયગિરિ, ખંડગિરિ, ઐહોલ, સિત્તનવાસલ, ચાંદવડ, રામટેક, ઈલુરા**-દશમી શતાબ્દી સુધી પ્રેરણા પાનારાં અને આકર્ષણ કરનારા સ્થાનો તરીકે જાણીતા રહ્યા. તક્ષણકલાની ઉત્કૃષ્ટ મૌલિક સામગ્રી **ઢંકગિરિ, જોગીમારા, ગિરનાર** આદિમાં છે જ્યારે ચિત્રાંકનમાં **જોગીમારા, સિત્તનવાસલને** ન ભૂલાય.

ગુફા મંદિરો સબંધી લેખમાળા પૂરી કરતા જણાવવાનુ કે આ સર્વ વાચ્યા અને જાણ્યા પછી, કઈ એ સંબધમા સક્રિય કામ કરવાનો નિર્ધાર સમાજધુરિણો ન લે તો, કાળના ગર્ભમાં આ રહ્યોસહ્યો વારસો પણ હતોનહોતો થઈ જવાનો! આપણી પાસે સાધન-સામગ્રીનો અભાવ હોય અને આમ બનવા પામે તો એનુ ઝાઝું દુઃખ ન લાગે. પણ આ તો છતી સામગ્રીએ અને પ્રતિવર્ષ પ્રભાવના કે ધર્મનિમિત્તે લાખો રૂપીઆ ખરચી રહ્યા છીએ તેવા સમયનું આ ચિત્ર છે. મુનિશ્રીના લખવા મુજબ ખરેખર **ખંડિયેરોમાં વૈભવ** ભર્યો પડ્યો છે પણ એ જોવાને-પારખવાને ઝવેરીના નેત્રો જોઈએ ઝવેરાતની પરીક્ષા અણ-ઘડથી ન જ થાય જૈન સમાજમા ઝવેરીની દૃષ્ટિ ધરાવતી વ્યક્તિઓ સત્વર પેદા થાય એ જ પ્રાર્થના. યુગના એંધાણ પરખાય, યોગ્ય દિશામા ઉપદેશ અપાય, અને વ્યવસ્થિતપણે કાર્ય ઉપાડી લેવાય, તો ભગવત શ્રી મહાવીરદેવની ભાવના '**સવિ જીવ કરું શાસનરસી**' એ ફળ્યા વગર ન જ રહે.



# અખંડ જોડ

( શ્રીનેમિ–રાજિમતીના ગૂર્જર કવનોનો આછો પરિચય )

લેખકઃ—પૂજ્ય પં. શ્રીધુરંધરવિજયજી

**આજન્મ બ્રહ્મચારી** બાવીશમા શ્રીનેમિનાથ પ્રભુ અને રાજિમતી એ બન્નેનો વિવાહવિધિ થયો ન હતો છતાં તેમનું અખંડિત દામ્પત્ય અજર–અમર ગવાય છે.

નવ ભવની ચાલી આવતી એ જોડી છેવટે એવી એકમેક બની ગઈ કે જેને કોઈ કદી પણ છૂટી પાડી શકે નહિ. એ જોડીની અવિખંડતાએ કવિઓના મન ઉપર એવું તો કામણ કર્યું છે કે, કવિ એકને સંભારવા જાય ત્યારે બીજાને ભૂલી શકે નહિ કવિઓની સૃષ્ટિમાં વિચરીએ ત્યારે એમ લાગે કે, દરેક કવિને આ શ્રીનેમિ પ્રભુનું કવન કરવામાં આ વસ્તુ સિવાય બીજી વસ્તુ જાણે સૂઝતી ન હોય ! તે સંબંધી પ્રાચીન–સ્તવનો અને અન્ય પદ્યોનો આછો પરિચય અહીં અપવામાં આવે છે

**(૧) શ્રી આનંદઘનજી—**

તેઓશ્રીની ચોવીશીમા ૧૬ ગાથાનુ સ્તવન શ્રીનેમિનાથજીનુ છે. રાજિમતી પ્રભુને ઉદ્દેશીને કહે છે. જુદા જુદા વિરોધાભાસનું સુંદર દર્શન આ સ્તવનમાં થાય છે. પ્રેમભક્તિ યોગનું પ્રતિબિમ્બ અહી હૂબહૂ ખડું થયું છે. છેવટે અધ્યાત્મ તરફ તેનો વળાંક કવિએ એટલી સરસ કુશળતાથી લીધો છે કે કવિની એ શક્તિ વાચકને મુગ્ધ કરી દે છે.

**(૨) શ્રી યશોવિજયજી—**

મહાતાર્કિક છતાં અહી, ખરેખર યશોવિજયજી મહારાજ રસિક કવિ તરીકેની છાપ પાડે છે. રાજિમતી પ્રભુને ઉપાલંભ આપે છે કુરંગ–હરણ કે જેને લઈને નેમિ રાજિમતીને ન પરણ્યા, તેને યાદ કરીને પછી મુક્તિ ઉપર રોષ ઠાલવ્યો છે. પ્રેમની મહત્તા વર્ણવીને તેનો વૈરાગ્ય તરફ વળાંક લઈને ૭ ગાથાના સ્તવનમાં કવિએ ઘણી વાતો સમજાવી દીધી છે

આ કવિની બીજી ચોવીશીમાં પણ ઉપરના જેવો ભાવ છે, પણ છટા અને ભાષા જુદી છે. બાર ગાથાનુ એ શ્રીનેમિજિન સ્તવન છે

કવિની ત્રીજી ચોવીશી ચૌદ બોલની છે તેમા પણ આ અખંડ જોડની સુન્દર ઝળક દેખાય છે. નવ ગાથામાં ચાર–પાંચ ગાથામાં આ ભાવ રમે છે.

**(૩) શ્રી વિનયવિજયજી—**

આપની ચોવીશીમા શ્રીનેમિનાથ પ્રભુના ત્રણ સ્તવનો છે. તેમા પહેલા સ્તવનમાં રાજિમતી શ્રીનેમિને, નારીને નાથનો આધાર કેવો છે, તેનુ વર્ણન કરે છે ને તેમાં પણ ‘ આમ અધ-વચ્ચે રઝળતી મૂકીને જાવ ત્યારે મારી કેવી દશા થાય ’ તે રસમય ભાષામાં કહે છે. છેવટે ગિરનારે જાય છે અને બધી બળતરા ઠારે છે.

બીજા સ્તવનમાં પરણવા આવ્યા અને એમ ને એમ ચાલ્યા તે કેના જેવુ છે તેનુ વર્ણન છે. આ બન્ને સ્તવનો સાત–સાત ગાથાના છે ત્રીજું ૭ ગાથાનું સ્તવન છે તેમા એકવાર મારું વચન માનો પણ શ્રીનેમિએ ન માન્યુ એટલે રાજુલને લાગ્યુ કે મારા નાથને મુક્તિએ ભોળવ્યો છે એટલે તેની ખબર લઈ લઉ ! ખરેખર, ને તેની ખબર લેવા નીકળી પડે છે.

**(૪) શ્રી મોહનવિજયજી—**

આ કવિ તો 'લટકાળા' ઉપનામે પ્રસિદ્ધ છે. તેમની ચોવીશીમાં ભગવાનને મીઠા ઉપાલંભ આપવાની તેમની ખૂબી બીજા બધા કરતાં જુદી તરી આવે છે. તેમને તો શ્રી નેમિનાથના સ્તવનમાં પોતાને પ્રિય વિષયનુ જ વસ્તુ સાંપડી ગયું એટલે પછી કહેવામાં મણા શા માટે રાખે? સાત ગાથામાં રાજુલ પાસે શ્રી નેમિને તેમણે ઘણું કહેવડાવ્યું છે. એક ત્રીજી ગાથાથી કવિની ખૂબી કેવી છે તેનો ખ્યાલ આવી જશે·

"સુણી હરણીના હો રાજ! વચન કામિનીના હો રાજ! સહી તો બીના રે વહાલા આધા આવતાં;
કુરંગ કહાણો હો રાજ! ચૂકે ન ટાણો હો રાજ! જાણો વહાલા રે, દેખી વર્ગ વિરંગનો : ૩ :"

ખરી મજા તો આખુ સ્તવન વાંચતાં આવે. બીજુ પણ તેમનું સ્તવન સાત ગાથાનું છે. તેમા રાજુલ શ્રી નેમિને જુદી જુદી રીતે ઉપાલભ આપે છે ને છેવટે સંયમ લઇ વહેલી વહેલી શિવને વરે છે.

**(૫) શ્રી કાંતિવિજયજી—**

સાત ગાથાના સ્તવનમાં શરૂમાં વર્ષાઋતુનું વર્ણન છે ને એવે સમયે વિયોગ વ્યથામાં કેવી ક્રૂરતા કરે છે તે રાજુલને મોએ બોલાવીને જો આમ મને છેતરીને ચાલ્યા જવાના છો એવુ હુ પહેલેથી જાણતી હત તો લાજ ત્યજીને હાથ પકડી રાખત ને ન જવા દેત છેવટે સંયમને શિવ તો આવે જ એ વગર અખડિતતા ન જળવાય

કાંતિવિજયજી પણ રસિક કવિ છે. અષ્ટમીના સ્તવનથી તેમની પ્રસિદ્ધિ છે. તેમના ગુરુનું નામ પ્રેમવિજયજી છે.

**(૬) શ્રી રામવિજયજી—**

સુમતિવિજયજીના શિષ્ય રામવિજયજી સ્તવન–સાહિત્યમાં પ્રસિદ્ધ અને પ્રચલિત છે. શ્રી સિદ્ધચક્રજીની સ્તુતિ, શ્રી ચંદ્રપ્રભુજીનું સ્તવન શ્રી શાતિજિન સ્તવન વગેરે તેમનાં સ્તવનો વ્યાપક છે. સાત ગાથાના શ્રી નેમિજિન સ્તવનમાં રાજુલ, મુક્તિએ પોતાના નાથને ભોળવ્યો છે એટલે હું તેની સરસાઈ કરીને નાથને વશ કરું એ ભાવને આગળ કરીને એવું જ કાર્ય રાજુલ પાસે કરાવ છે

**(૭) શ્રી ન્યાયસાગરજી—**

મુક્તિએ સયમસુન્દરી રૂપી દૂતી મોકલી છે તેની સાથે સ્વામી ગઢ ગિરિનાર ગયા છે. ત્યાં પોતે જાય છે અને અનુભવ મન્દિરમાં રમે છે. આમ રાજુલ અને શ્રી નેમિનું ચિત્ર સાત ગાથાના સ્તવનમા ખડુ કર્યું છે. બીજા ૭ ગાથાના સ્તવનમાં પ્રથમ થોડો ઉપાલંભ આપીને પછી પ્રભુ સકેત કરવા આવ્યા હતા એમ રાજુલ સમજે છે અને સંયમ લઈ શિવ વરે છે ઉત્તમસાગરજીના શિષ્ય ન્યાયસાગરજી પ્રસિદ્ધ છે

**(૮) શ્રી માનવિજયજી—**

શાતિવિજયજી વિબુધના શિષ્ય માનવિજયજી ઉપાધ્યાય તેમની ચોવીશીના ભાવગંભીર કેટલાક સ્તવનોથી વિખ્યાત છે. શ્રી નેમિનાથ પ્રભુના સ્તવનમાં શૃંગારિક ભાવને વૈરાગ્ય તરફ તેમને એવી સરસ ખૂબીથી ખેચી લીધો છે કે જે તેમની કવિત્વ શક્તિ પ્રત્ય ઘેરું બહુમાન ઉત્પન્ન કરે છે.

સ્તવન નવ ગાથાનુ છે. નેમ–રાજુલના નવ ભવની પ્રીત છે શરૂઆત ગોપીઓની મનામણીથી કરી છે. વિવાહમડપ સુધી વર્ણન કરીને—આ સર્વ મોહની સાથે નવભવથી ચાલ્યું આવતું યુદ્ધ છે વિવાહમંડપ એ કોટ છે ત્યાં જઈને શ્રી નેમિએ તેને માર્યો અને રાજુલને પણ બચાવી પછી તો પોતે કેવુ સૈન્ય તૈયાર કર્યું તે વર્ણવીને પૂર્ણ સ્થિતિ પહોચાડી છે. (ચાલુ)

# મહાકાય પ્રાણીઓ

લેખક :–પૂજ્ય મુનિરાજ શ્રી. જ્ઞાનવિજયજી ( ત્રિપુટી ) મુ મેરઠછાવણી

**અઢી હજાર** વર્ષ પહેલાં ભગવાન્ મહાવીરસ્વામીએ જગતની સમ્મુખ જે જે સત્યો મૂક્યાં છે તેને જૂઠા ઠરાવવા માટે વિભિન્ન દર્શનાચાર્યો નિષ્ફળ નિવડયા છે. આજના વૈજ્ઞાનિકો તેમાંનાં ઘણા સત્યોને પૂર્ણ સત્યરૂપે નિહાળી તેનુ સમર્થન કરી રહ્યા છે. મહાકાય પશુ–પક્ષીઓ માટે પણ એવું જ એક સત્ય જગતના ચોકમાં ચમકી રહ્યુ છે

ભૂસ્તરશાસ્ત્રીઓ ભૂમિના પડોમા દટાયેલી વસ્તુઓને બહાર કાઢી તેના આધારે પુરાણ-કાળના ઘણાં તથ્યોને પ્રકાશમાં લાવી મૂકે છે. આવા સશોધનમા તેઓને જુદા જુદા સ્થાનોમાંથી જુદા જુદા કાળે ઘણા અસ્થિપિંજરો ( હાડકાના માળખા ) મલ્યા છે ભૂસ્તરશાસ્ત્રીઓ તેની ચારે બાજુની જમીન કે ચટ્ટાનો વગેરે જે હોય તેને ઝીણવટથી હાઈડ્રોક્લોરિક વગેરે દ્વારા હઠાવી, તેને અખડરૂપે બહાર કાઢી, તેના પ્લાસ્ટિક નમૂનાઓ તૈયાર કરી, તે માળખાંઓના આધારે તે તે પ્રાણીઓની લબાઈ, પહોળાઈ, ઊચાઈ, જડબાનુ માપ, માથાનુ માપ, મોંનુ માપ, પોલાણ, માસ રહેવાના ભાગો, માંસનું વજન, હાડકાનુ વજન, શરીરનું વજન અને અખડ શરીરનુ માપ રજૂ કરે છે, અને એ રીતે તેમના સશોધનમા અનેક મહાકાય પ્રાણીઓનો ઇતિહાસ ઊભો થાય છે વૈજ્ઞાનિકો એવું પણ અનુમાન કરે છે કે–કરોડો વર્ષ પહેલાં આ ભૂમિ પર એવા મહાકાય પ્રાણીઓ હતા. તે જ જાતિના લઘુકાય પ્રાણીઓ ગિરોળી, કાચીંડો, નોળિયો, મગરમચ્છ, કાચબો, ઉંદર, ઘુસ, ઘો, સાપ વગેરે આજે આપણી સામે વિદ્યમાન છે.

આ માટે એન્સાઈક્લોપીડિયા બ્રિટાનિકા ભા ૧૭, ધી સ્ટોરી ઓફ એનિમલ લાઈફ ( મ્યૂરિસબારટેન ), એનિમલ ફાર્મ્સ એન્ડ પેન્ટર્સ ( એડોલ્ફ પોર્ટમેન ) અને એનિમલ ઈમોલ્યૂશન — એ સ્ટડી ઓફ રીસેન્ટ બ્યૂઝ ઓફ ઈટ્સ કાજેજ ( જો. એસ કાર્ટર ) વગેરેમાં ઘણું નિર્દેશન મળે છે. તેમાં ઘણા પ્રાણીઓનું વર્ણન છે તેમાંથી થોડાએક મહાકાય પ્રાણીઓનું વર્ણન નીચે આપવામાં આવે છે

**મોટું શરીર**—એવાં અસ્થિપિંજરો મળ્યા છે કે જેના આધારે તે પ્રાણીઓનુ વજન ૮૪૦ મણ અને લબાઈ ૭૦ ફૂટની હશે એમ અનુમાન થાય છે

**કેમ્પટો**—જે પ્રાણી કગારુ જેવા આકારનુ મહાકાય હતુ. તે માંસભોજન કરતુ નહોતુ.

**પ્લેટોસોરસ**—જે માંસાહારી અને ભયાનક હતુ તેના મુખથી પૂછ સુધીની લબાઇ ૨૦ ફૂટ હતી

**એલોસોરસ**—તેની લબાઈ ૩૦ ફૂટ હતી તેના મોંમા ચપ્પુ જેવા દાતની ઘણી લાઇનો હતી. એ શિકારી પ્રાણી હતુ.

**આરકેપેરિસ**—તે પ્રાણી એલોસોરસથી વધુ બલવાન હતુ. આકાશમા ઊડતું હતું અને ગિરોલી જેવા આકારનુ હતું

**બ્રોંટોસોરસ**—તે ભીમકાય પ્રાણી નિરામિષભોજી હતુ તેનું વજન ૮૪૦ મણ અને નાકથી પૂંછ સુધીની લબાઈ ૭૦ ફૂટ હતી તેને સાપ જેવી ગરદન, નાનું માથુ અને ચમચા જેવા દાંત હતા

**સ્ટેગો**—તેને કુબડી છાતી હતી, વજન ૨૮૦ મણ હતુ અને લબાઈ ૨૦ ફુટ, નાના ૪ પગ અને મોં મેળ વગરનુ હતુ પીઠ પર ત્રિકોણ કોટ જેવૂ હતુ મોટાનું માપ માત્ર ૧૧ છટાંક હતુ.

**ટ્રાઈ સેરાટોપ્સ**—તે ૨૦ ફુટ લાંબુ અને વચમા ૮ ફુટ ઊંચું પ્રાણી હતુ. તેને ૩ શિંગડાં અને ૭ ફુટ ઊંચું મોં હતું

**એનેટો સરટ**—તે ૨૫ ફુટ લાંબુ હતુ, તેને ૨ પગ હતા, સારસ જેવી ચાંચ હતી. ૨ હજાર જેટલા દાંત હતા. જે ખોરાક ચાવવામાં ઘંટીના બે પૈડા જેવુ કામ દેતા હતા, તે જમીન પર અને પાણીમાં ચાલતુ હતું.

**ટાઈરેનો**—તેની લંબાઈ ૫૦ ફુટ હતી, તેનું મોં જમીનથી ૧૮ થી ૨૦ ફુટ ઊંચું રહેતું હતું. તેને મોંમાં ૭ ૭ ઇંચ લાંબા દાંતો હતા.

ભૂસ્તરશાસ્ત્રીઓ આ પ્રમાણે અનેક પશુ–પક્ષીઓનુ પ્રાચીનકાળમાં અસ્તિત્વ બતાવે છે. અને સાથોસાથ જણાવે છે કે આ એ જાતનાં પ્રાણીઓ આજે પૃથ્વી પર વિદ્યમાન નથી.

જૈન સાહિત્યમાં અષ્ટાપદ, ભારંડ, ગ્રાહ, ભૂમિજ–મત્સ્ય વગેરે નામો આવે છે. તેના ડીલડોલ–શરીર અને સામર્થ્યના ઉલ્લેખો મળે છે પરંતુ આજે તે જાતના પશુ, પક્ષી–જલચરો દેખાતા નથી. "દેખાતા નથી" એટલે એ જાતનાં પ્રાણીઓ હતાં જ નહી એમ અનુમાન કરી નાખવું એ ઉપરના પ્રાણીવર્ણનો વાંચ્યા પછી આપણને એક ઉતાવળુ સાહસ જ લાગે છે.

આફ્રિકામાં થોડાં જ વર્ષો પહેલાં એક ભયંકર પક્ષી હતુ એ વાત જાહેરમાં આવી છે. તેનુ સ્વરૂપ જોતાં–વિચારતાં આપણને અષ્ટાપદ વગેરે માટે શંકાને સ્થાન રહેતુ નથી. સાથો-સાથ જૈન સાહિત્યનું નિરૂપણ કેટલું વાસ્તવિકતાથી સંકળાયેલું છે એ વસ્તુ સમજવામાં જરાય વાર લાગતી નથી.

જૈન સમાજમાં વિજ્ઞાન, પુરાતત્ત્વ, ભૂસ્તરજ્ઞાન વગેરેનો જાણકાર વર્ગ ઊભો થાય તો જગતની સામે આવાં અનેક સત્યો રજૂ કરશે એ નિર્વિવાદ વસ્તુ છે.

[ અનુસંધાન પૃષ્ઠ : ૩૭ થી ચાલુ ]

આ મંદિરમાંની ૯ દેરીઓની મૂર્તિઓ આહોરના જિનાલયમાંથી લાવવામાં આવી છે અને તેની પ્રતિષ્ઠા સં. ૧૯૫૯ના જેઠ સુદિ ૫ના રોજ કરવામાં આવી છે.

બીજું મંદિર શ્રીપાર્શ્વનાથપ્રભુનુ છે. સં. ૧૮૨૦માં હથુંડી રાઠોડ ઓશવાલ શેઠ જેમાજી અને ઓટાજી નામના બે ભાઈઓએ મળીને બંધાવ્યુ છે કેટલાકના કહેવા મુજબ અહી કિલ્લો બાંધવામા આવ્યો ત્યારે તેની સાથોસાથ આ મંદિર બાંધવામાં આવ્યુ મંદિર બાંધ-વાના કારણમાં એમ જાણવા મળે છે કે, બંને ભાઈઓ પૈકી નાના જેમાજીને એવું સ્વપ્ન આવ્યું કે, શેલા ગામની બહાર આવેલા મોટા તળાવમા શ્રીપાર્શ્વનાથ પ્રભુની મૂર્તિ છે તેને બહાર કાઢો — આથી તેણે ત્યા જઈ જોયું તો બરાબર સ્વપ્ન મુજબ પ્રાચીન મૂર્તિ, પબાસન અને તોરણ વગેરે નીકળી આવ્યુ અને આ મંદિર બંને ભાઈઓએ મળીને બંધાવ્યુ. મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનની ૧॥ હાથ પ્રમાણની સુંદર પ્રતિમા વિરાજમાન છે. એના પબાસનમાં સં. ૧૧૬૨નો પ્રાચીન લેખ છે. એ પબાસનમાં અંબિકાની મૂર્તિ હોવાથી એ શ્રીનેમનાથ ભગવાનનુ હશે. તેના ઉપર શ્રીપાર્શ્વનાથની મૂર્તિને પાછળથી બેસાડવામા આવી લાગે છે.

આજે પણ શેઠ જેમાજીના પરિવારના ૫૦ ઘરો વિદ્યમાન છે. મંદિર ઉપર ધ્વજા–દંડ તેમના પરિવાર તરફથી જ ચડાવવામાં આવે છે.

ત્રીજુ મંદિર શ્રીધર્મનાથ ભગવાનનુ છે, જે યતિજીના ઉપાશ્રયમાં આવેલુ છે, સં. ૧૯૫૦મા મંદિર આ બંધાવેલું છે.

આ સિવાય બીજા ત્રણ જૈન મંદિરો વિદ્યમાન છે. એક જૈન ધર્મશાળા પણ છે.

# બાલી

લેખક . પૂ. **મુનિરાજ શ્રીવિશાલવિજયજી** ( ધર્મજયંતોપાસક )

**અ**મદાવાદથી દિલ્હી જતી વેસ્ટર્ન ( પશ્ચિમી ) રેલ્વે લાઇનમાં ફાલના નામે સ્ટેશનનું ગામ છે. ત્યાંથી મોટર રસ્તે ૪ માઈલ દૂર બાલી નામે કસ્બાતી ગામ આવેલું છે.

જોધપુર રાજ્યમાં બાલી મોટું ગામ ગણાય છે ઉદયપુરના મહારાણીની પટરાણી બાલીકુંવરીના નામે આ ગામ વસ્યુ હતુ. કોઈ એમ પણ કહે છે કે, બાલી નામની ચોધરાણીએ અહીં પ્રથમ વાસ કર્યો તેથી આનું નામ બાલી પડ્યુ.

બાલી ગામ વસ્યુ એ પહેલાં પણ આ સ્થળે કોઈ ગામ વસેલું હોય એવુ અહીના દેરાસરની એક પ્રતિમાના શિલાલેખ ઉપરથી અનુમાન નીકળે છે. એ શિલાલેખમાં 'વલભીપુર' એવુ નામ અમારા વાંચવામાં આવ્યું ત્યારે અમને વિચાર થયો કે આનુ નામ વલભીપુર ક્યાંથી પડ્યું ? આ વિશે અહીના શેઠ ધનરૂપજીને પૂછતાં માલમ પડ્યુ કે, બાલી પહેલા આ ગામ વલભીપુર નામે ઓળખાતુ હતુ એનુ કારણ વૃદ્ધો પાસેથી એમ જાણવા મળ્યું છે કે, કોઈ કારણે વલભીપુરનો રાજા પોતાની પ્રજા સાથે વિ. સ ૩૧૨માં અહી આવ્યો અને તેણે આ સ્થળે 'વલભીપુર' નામે ગામ વસાવ્યું ઇતિહાસથી પત્તો લાગે છે કે, છઠ્ઠી સદીમાં જ્યારે વલભી ભાંગ્યુ ત્યારે ત્યાંના લોકો મેવાડમા સાદડી, નાડોલ, નાડલાઈ વગેરે પ્રદેશોમાં આવી વસ્યા હતા. એ સમયે આ બાલી વલભીપુર નામે વસ્યુ હોય એ બનવાજોગ છે. એ પછી જ આ ગામનું નામ 'બાલી' પડેલુ છે, જે ઉપર્યુક્ત હકીકતના કારણે પડ્યુ હશે : એમ જાણવા મળે છે. પહેલાં અહી ચૌહાણ રાજાનો અધિકાર હતો. તે પછી જાલોરના સોનગરા સરદારોનો અમલ હતો. એ પછી મેવાડના રાણાઓના અને તે પછી જોધપુર રાજ્યના તાબા હેઠળ આવ્યું છે. વિ. સ. ૧૮૨૬ થી ૧૮૩૩ સુધીમાં અહીં પશ્ચિમ દિશામાં નાનોસરખો પણ સુંદર કિલ્લો બાંધેલો જોવાય છે.

આજે તો આ ગામ સારા પ્રમાણની વસ્તીથી આબાદ છે સરકારી કચેરી વગેરે અહીં મૌજુદ છે. ઓશવાલ તેમજ પોરવાડ શ્રાવકોનાં ૫૦૦ ઘરોમાં મળીને લગભગ ૨૦૦૦ જૈનોની વસ્તી છે. વળી, ૯ જૈન ઉપાશ્રયો અને ૬ જૈન મદિરોથી આ ગામ રળિયામણુ બનેલુ છે.

બજારની વચ્ચે જ શ્રીઆદીશ્વર ભગવાનનુ શિખરબંધી મંદિર ત્રણ માળનુ છે. લોકવાયકા પ્રમાણે આ મંદિર ૨૦૦૦ વર્ષ પહેલા ગધર્વસેન નામના રાજાએ બંધાવ્યુ હતુ. પણ એ માટે કોઈ ઐતિહાસિક પ્રમાણ મળતુ નથી લગભગ ૩૫ વર્ષો પહેલા આ મદિરના જીર્ણોદ્ધાર માટે પાયો ખોદતાં જમીનમાથી સોનાના સિક્કા મળી આવ્યા હતા ઓશવાળ જૈનોએ આ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવી સુદર આરિસાભવન જેવું બનાવ્યુ છે સ ૨૦૦૬ના જેઠ સુદિ ૫ના રોજ આની ફરીથી પ્રતિષ્ઠા થઈ છે. પહેલાં મૂળનાયક શ્રીશાંતિનાથ પ્રભુ આમાં બિરાજમાન હતા. પ્રાચીન લેખવાળુ પબાસન જમીનમા પૂરી દેવામા આવ્યુ એમ કહેવાય છે. અત્યારે શ્રીઆદીશ્વર ભગવાનની એક હાથ પ્રમાણ શ્વેતપ્રતિમા બિરાજમાન છે, જેની શ્રીહીરવિજયસૂરિજીએ સં ૧૬૩૨મા પ્રતિષ્ઠા કરી છે પહેલાં અહી કાઉસગ્ગિયા પ્રતિમા ૫૭–૫૮ ઈંચની ઊંચી અને મૂળનાયકની મૂર્તિ ૬૦ ઇંચ પ્રમાણની હતી એ ખંડિત થતાં આ નવી મૂર્તિ શ્રીહીરવિજયસૂરિહસ્તક પ્રતિષ્ઠિત થઈ હશે

[ જુઓ : અનુસંધાન પૃષ્ઠ ૩૬ ]



# કર્મ મીમાંસા

[ લેખાંક-પાંચમો ]

લેખક :-માસ્તર શ્રીયુત ખુબચંદ કેશવલાલ. સિરોહી

**કર્મ** કેવા સ્વભાવે, કેટલા સમય પૂરતુ, કેવા રસપુર્વક ( કેવા સ્વરૂપે ) અને કેટલા દલિક પ્રમાણમાં ઉદય ( ફળ દેવાના સમય )માં આવશે તે કાર્મણવર્ગણાનો સંસારી આત્મા સાથે બંધ થવા સમયે જ નિયત થાય છે. પરતુ તે કર્મનો ઉદય શરૂ થયા પહેલાં તેના અબાધા કાળ સુધીમાં તેમાં ક્વચિત ફેરફાર થઈ જવા પામે છે. એ ફેરફાર થવાનું કારણ મનુષ્યના પૂર્વ કર્મ કરતા વિદ્યમાન અધ્યવસાયો ઉપર વિશેષ હોય છે. આ માન્યતાથી સિદ્ધ થાય છે કે બધ સમયે નિયત થયેલ બાબતોમાં પણ પરિવર્તન થઈ શકે છે. બંધાયેલ દરેક કર્મોનું આ પ્રમાણે પરિવર્તન થાય છે એમ પણ નથી પરતુ અમુક સસ્કારવાળા કર્મમાં જ આ પ્રમાણે પરિવર્તન થાય છે. આ સસ્કારની ઉત્પત્તિ બંધ સમયે જ કર્મમાં પેદા થાય છે. કોઈક કર્મ એવા સસ્કારવાળુ હોય છે કે બધ સમયે નિયત થયેલ બાબતોમા કોઈ પણ પ્રકારે કંઈ પણ પલટો થવા પામે જ નહિ. એનું ફળ નિયત થયા મુજબ જ ભોગવવુ પડે. આવા સંસ્કારવાળા કર્મને જૈનશાસ્ત્રમા ‘નિકાચિત કર્મ’ તરીકે ઓળખાવ્યુ છે

નિકાચિત સિવાય બીજુ એક એવા સસ્કારવાળુ કર્મ છે કે તેમાં કર્મ અગે જે ફેરફારો થવાના પ્રકાર દર્શાવ્યા છે તે પૈકી સ્થિતિ અને રસમા જ ન્યૂનાધિક થવાના સ્વભાવરૂપ પ્રકારોનું થવાપણું હોય છે. આવા સસ્કારવાળા કર્મને ‘નિધત્તિ કર્મ’ કહેવાય છે. આ બે સસ્કાર સિવાયની અન્ય કાર્મણ વર્ગણામાં કોઈ વખત અધ્યવસાયના બળથી પ્રકૃતિ, સ્થિતિ, રસ અને પ્રદેશમા ન્યૂનાધિક ફેરફારો થવાનુ સભવી શકે છે આ ફેરફારો ઓછેવત્તે અશે અબાધાકાળ દરમ્યાન થાય છે. અબાધાકાળ એટલે કર્મ બધાયા પછીનો અને ઉદય (ભોગવટા) પહેલાંનો કાળ સમજવો. ઉદયાવલિકોને પ્રાપ્ત થયેલાં કર્મોમા કંઈ ફેરફાર થઈ શકતો નથી.

કર્મની કઈ કઈ બાબતોમાં કેવા કેવા પ્રકારે ફેરફારો થાય છે અને તે પ્રમાણે થતા ફેરફારો શું નામે ઓળખાય છે તે આ પ્રમાણે છે:—

કર્મની સ્થિતિ અને રસની વૃદ્ધિ, હાનિનો આધાર મનુષ્યના પૂર્વકર્મ કરતાં વિદ્યમાન અધ્યવસાયો ઉપર વિશેષ રહે છે એક સમયે કરાયેલ અશુભ કર્મોની સ્થિતિ અને રસમા પણ પાછળથી કરાયેલ શુભ કૃત્યો વડે ઘટાડો થઈ શકે છે અને પ્રથમ કરેલ શુભ કૃત્યો દ્વારા ઉપાર્જિત શુભ કર્મની સ્થિતિ અને રસમાં પણ પાછળથી થતા દુષ્કૃત્યોના યોગે ઘટાડો થવા પામે છે. આ ક્રિયાને જૈનદર્શનમા ‘અપવર્તના’ કહે છે. આમા અશુભ કર્મનો રસ અશુભ હોય છે. આત્મ વિકાસનો માર્ગ સુલભ બનાવવામા અશુભ કર્મની સ્થિતિ અને રસની જ અપવર્તના જરૂરી છે

ભોગવટાના કાળનુ પ્રમાણ અને અનુભવની તીવ્રતા-મંદતા નિર્ણીત થયેલી હોવા છતાં પણ આત્મા ઉચ્ચ કોટિના અધ્યવસાયોરૂપ કરણ વડે તેમાં ન્યૂનતા કરી શકે છે. કર્મ રાજા

સાથે સ્થિતિના કરાર કરેલા હોય કે તે કોડાકોડી સાગરોપમ સુધી ભોગવાશે કોલકરારની વધુમાં વધુ સ્થિતિની મુદત ૭૦ કોડાકોડી સાગરોપમની હોય છે પણ તે કોલકરારની મુદત તોડી નખાય તો જ આત્મા આગળ વધે છે જો તોડવાની તાકાત ન આવે તો આગળ વધાય જ નહિ. કોઈ જગાનું પાણી એવું હોય કે તેનાથી ચૂલા ઉપર મૂકેલી દાળ કલાકો સુધી પણ ચડે નહિ, પણ તેમાં સોડા અગર એવા બીજા કોઈ દ્રવ્યના સંયોગથી એ તરત ચડી જાય અને તેની કલાકોની સ્થિતિને તોડી નંખાય એ રીતે આત્માના અમુક જાતના અતિશુભ પરિણામ વડે જે કર્મ સિત્તેર કોડાકોડી સાગરોપમ સુધી ભોગવવાનુ હોય, તેના ભોગવટાનો કાળ તોડી શકાય. તે તોડી નાખીને થોડામાં ભોગવી લેવાય કર્મની અંદર કાળ જાગતી ચીજ છે, તેનુ કાસળ નીકળે તો મોક્ષ નજીક જ છે એટલે જેઓ કર્મની સ્થિતિને તોડી શકે તે ગુણ પ્રાપ્ત કરી શકે છે જૈનદર્શનમાં સમ્યક્ત્વ, દેશવિરતિ, સર્વવિરતિ, ઉપશમશ્રેણિ યાવત્ ક્ષપકશ્રેણિરૂપ ગુણનો આધાર સ્થિતિ ઉપર કહ્યો છે. સમ્યક્ત્વ પામ્યા પહેલાં ગ્રથિભેદ કરે ૬૯ કોડાકોડી અધિક સ્થિતિ તોડે ત્યારે ત્યાં આવે છે. તેથી વધુ સ્થિતિ તોડે તો દેશવિરતિ પામે, તેથીયે સખ્યાના સાગરોપમ તોડી નાખે ત્યારે સર્વવિરતિની પ્રાપ્તિ થાય એ રીતે આત્માના ગુણ પ્રગટ કરવા માટે કર્મની સ્થિતિને તોડી નાખવી પડે છે કર્મની સ્થિતિ કાપવાનુ એકાદ સમયમાં બની જતુ નથી. તે અસખ્યાતા સમયમા બને છે. પહેલા સમયે જેટલી સ્થિતિ તોડવા માડી તેટલી તૂટી, બીજા સમયે તોડવા માડી તેય તૂટે તો આગળ વધવાનુ થાય એક સમયમા કર્મોની સ્થિતિ તોડવામાં આખોય સમય ચાલ્યો જાય તો તોડાય નહિ. સ્થિતિ તોડી નાખવા છતા કર્મ પ્રદેશોનો સમૂહ તો નિયત થયા મુજબ જ રહે છે. ફેર એટલો પડે છે કે જે પ્રદેશોના સમૂહના ભોગવટામાં દીર્ઘકાળ વ્યતીત કરવાનો હોય તેટલો સમૂહ ટૂકા કાળમાં ભોગવવાનુ કરે પણ ભોગવટાનું સત્ત્વ એવું ને એવું હોય તો ભેળુ થાય અને મુશ્કેલી ઊભી કરે ગેજ અડધી આની વજનભાર કેરી વસ્તુ એક મહિના સુધી નિયમિત લેનારને એક મહિને લગભગ એક તોલા સુધી થઈ જાય પણ એક મહિનાની સામટી લઈ લે તો મરણ પ્રસગ ઉપસ્થિત થાય ધીમે ધીમે વાપરવાની વસ્તુ ધીમે ધીમે ખવાય તો નુકસાન ન થાય એક સાથે ખાવાથી નુકસાન થાય. એકદમ ભોગવવાનો રસ્તો ચઢવાનો નહિ પણ પડવાનો છે, પણ તેના સત્ત્વને તોડી નાખે તો એક સામટી વપરાયેલ વસ્તુ પણ નુકસાન કરનાર થતી નથી વધુ પ્રમાણમા આરોગાયેલ કેરીનો રસ વાયુનો પ્રકોપ કરે, પેટમા સખત પીડા પેદા કરે પણ રસમાંનુ સત્ત્વ તોડી નાખીને વાપરવાથી વાયુ ઉત્પન્ન થાય નહિ વધુ પ્રમાણમા કેરી ખાવાના સ્વાદીલાઓએ ખાવા સમયે સૂઠને મિશ્રિત કરવી જોઈએ, પછી વાંધો ન આવે. એ રીતે કર્મની સ્થિતિ તૂટવાની સાથે રસ પણ તૂટવો જોઈએ, પછી વાંધો ન આવે. કર્મની વધુ તાકાત સ્થિતિ અને રસ ઉપર છે. એ બન્નેમા શિથિલતા આવે તો આત્મા બળવાન બને. એટલે આ રીતે કર્મ એક વખત બધાઈ ગયુ પણ તેને નબળુ પાડવા માટે તેના સ્થિતિ અને રસમા ફેરફાર થઈ શકે સ્થિતિ અને રસ અનુક્રમે ટૂકા અને મદ ન થઈ શકતા હોત તો ઉપદેશ, તપશ્ચર્યા, દાન, ધર્મ વગેરે કાંઈ પણ કરવાનુ રહે જ નહિ. પરતુ એ બધા શુભ અનુષ્ઠાનો અને શુભ પરિણામો દ્વારા પૂર્વબદ્ધ અશુભ કર્મોની સ્થિતિમા ન્યૂનતા અને રસની તીવ્રતામા મદતા લાવી શકાય. તે ન્યૂનતા શી રીતે લાવી શકાય? શરદી થઈ હોય તો શરદી વિરુદ્ધના કારણો મળવાથી શરદી તૂટી જાય, એ પ્રમાણે જે પરિણામે સ્થિતિ અને રસ બાંધેલા હોય તે તેનાથી વિરુદ્ધ પરિણામ હોય તો

તૂટી જાય. જે વખતે સ્થિતિઘાત કરે તે જ સમયે રસનો પણ ઘાત કરે તો સ્થિતિ અને રસનો ઘાત એકી વખતે થાય પરંતુ સ્થિતિમાં જેટલું તોડે તેના કરતા રસમાં અનંતગણુ તોડે. રસ-ઘાતના ઝપાટામાં સ્થિતિઘાત ધીમો ચાલે.

કરેલાં કર્મ અવશ્ય ભોગવવાં પડે એમ જે કહેવાય છે તે પ્રદેશની અપેક્ષાએ. પ્રદેશબંધ તૂટી ન શકે, સ્થિતિબંધ તથા રસબંધ તૂટી શકે. સ્થિતિઘાતને સૂચવતુ સમુદ્ઘાતનું વર્ણન જૈન શાસ્ત્રમાં આવે છે. આ સમુદ્ઘાત એ કર્મની સ્થિતિ ઉપર આધાર રાખે છે. મોક્ષે જવાવાળા મનુષ્યનું પણ વધારેમા વધારે આયુષ્ય ક્રોડ પૂર્વનુ હોય છે અને વેદનીય વગેરેની સ્થિતિ અતઃ કોટાકોટિ સાગરોપમની હોય છે. એટલે આયુષ્ય કરતાં તે કર્મોની સ્થિતિ વધી જાય ચરમ શરીરવાળાનુ આયુષ્ય તોડી શકાય નહિ. તેઓનું આયુ. પૂર્ણ થઈ જાય છતાં વેદનીય વગેરેની સ્થિતિ બાકી રહી જાય. આયુ વિના બીજાં બાકી રહેલાં કર્મ ભોગવાય શી રીતે? અને કર્મ બાકી હોય ત્યાં સુધી મોક્ષે પણ શી રીતે જવાય? આયુઃ પૂર્ણ થયે મોક્ષે જવાય પરંતુ આયુની સ્થિતિ પૂર્ણ થયા છતા વેદનીયાદિ કર્મ બાકી રહી જાય ત્યારે શુ કરવું? આ બધો પ્રભાવ સ્થિતિ તોડવા ઉપર છે એટલે ચાર ઘાતીકર્મ ક્ષય કરી કેવલજ્ઞાન પામેલા તો બાકી રહેલાં વેદનીય, નામ, ગોત્ર અને આયુષ્ય એ ચાર પૈકી વેદનીય, નામ અને ગોત્રની લાંબી સ્થિતિ ટૂંકી કરી આયુષ્ય કર્મની સ્થિતિ જેટલી બનાવવા માટે સમુદ્ઘાત કરે જે સ્થિતિ ઓછામાં ઓછી રાખવી જોઈએ તે રાખીને બાકીની બધી તોડી નાખે. સર્વથા અપ-વર્તન કરે માત્ર કાચી બે ઘડાની સ્થિતિ રાખી બાકીનો ભાગ ઉડાડી દે આમ કેવલીઓ પણ તેમને જ્યાંસુધી મોક્ષે જવાની તૈયારી ન થાય ત્યાસુધી કર્મો ભોગવતા રહે છે. છેલ્લા વખતે જ્યારે મન, વચન, કાયાના યોગ રોકી લેવાય ત્યારે સ્થિતિનો ક્ષય કરે છે. આ હકીકત સ્થિતિના અપવર્તન કરવાને અંગે અહીં સમજવા માટે લેવાઈ છે આ પ્રમાણે કર્મની સ્થિતિ અને રસમાં ન્યૂનતા થવારૂપ અપવર્તનાકરણની હકીકત કહેવાઈ.

તેથી ઉલટી ક્રિયાને 'ઉદ્વર્તના' કહેવાય છે. અશુભ કર્મ બંધાયા બાદ પણ બંધ સમય કરતા પાછળથી વિશેષપણે કલુષિત અશુભ અધ્યવસાયો થવાના પરિણામે નિયત સ્થિતિ અને રસમાં વૃદ્ધિ થવા પામે છે તેને ઉદ્વર્તના કહે છે.

ઉદ્વર્તન અને અપવર્તન કરણદ્વારા સમજી શકાય છે કે અજ્ઞાનવશે કરી યા તો મોહનીય કર્મની વિશેષ પ્રબળતાના યોગે થયેલ ભૂલના પરિણામે ભૂતકાળમાં બંધાયેલ કર્મનો દીર્ઘકાળ તીવ્રપણે ભોગવવાના ભોગવટાથી બચવા માટે વર્તમાન જીવન પવિત્ર બનાવી સદાચરણોમાં પ્રવૃત્તિ કરી આત્માના પરિણામને અતિવિશુદ્ધ બનાવવા પ્રયત્ન કરવો જોઈએ

આ ઉદ્વર્તન અને અપવર્તન અંગેની હકીકત જૈન સિવાયના અન્ય દર્શનોમાં પ્રાયઃ દૃષ્ટિગોચર થતી નથી કારણ કે આ હકીકત પ્રકૃતિ, સ્થિતિ, રસ અને પ્રદેશરૂપ ચાર પ્રકારે બંધાતા કર્મ પૈકી સ્થિતિ અને રસ અંગે જ છે. જૈનેતર દર્શનમાં માત્ર કર્મ બંધાય છે એટલું જ કથન કરાયેલુ છે. બાકી બંધના આ ચાર પ્રકારનું સવિસ્તર વર્ણન નથી. એટલે સ્થિતિ અને રસબંધનુ કથન ત્યા ન હોવાથી ઉદ્વર્તન અને અપવર્તનનું સ્વરૂપ પણ જૈનદર્શન સિવાય બીજે જાણવા ન મળે એ સ્વાભાવિક છે

બંધાયેલ કર્મમાં અન્ય પ્રકારે ફેરફાર થાય છે, તે હવે પછીના લેખાંકમાં દર્શાવાશે

[ ચાલુ ]



# उस्तरलाव यंत्र संबंधी
# एक महत्त्वपूर्ण जैनग्रंथ।

लेखक :–श्रीयुत अगरचंदजी नाहटा

[ गतांकसे आगे ]

ग्रन्थकारके गुरुभ्राता 'विनयरत्न' थे, जिनकी बनाई हुई 'विदग्धमुखमंडन'की एक अपूर्ण प्रति हमारे संग्रहमें है, और अन्य पूर्ण प्रति यहाँके कुशलचन्द्रगणि पुस्तकालयमें उपलब्ध है। यह वृत्ति १८०० परिमित है[१], इसकी रचना सं. १५४५ (?) में हुई है।

अब विवेच्य उस्तरलाव ग्रन्थका परिचय दिया जा रहा है—

## उस्तरलाव यंत्र सटीक

आदि–**उस्तरलाव**समुद्रं, कस्तरीतुमलं भवेत्।
तथापि **मेघरत्नेन,** सारमुद्ध्रियते मनाक् ॥ १ ॥
कर्तारमीशं जगतां प्रणम्य, प्रमोदवानुस्तरलावयंत्रम्।
कुर्वे प्रबंधे प्रयतः प्रभूतात्, गुरुप्रसादात् किल मेघरत्नः ॥ २ ॥

टीका–कविकृते अहं मेघरत्नः किलेति सत्ये उस्तरलावयंत्रे उस्तरलावयंत्रविषये प्रबंधे प्रकष्टबंधानं कुर्वे, विदधे। किं कृत्वा, जगतां कर्त्तारं ईशं प्रणम्य गच्छंतीति जगति अनित्याः, पदार्थास्तेषां किंभूतो **मेघरत्नः** प्रमोदवान् उस्तरलावयंत्रप्रबंधे हर्षवान् इत्यर्थः, कस्मात् प्रभूतात् प्रचुरात् गुरुप्रसादात् प्रचुरं गुरुप्रसादमधिगम्य विदधे इत्यर्थः इति श्रीसंक्षेपार्थो दर्शितः शास्त्रविस्तरभयात् ॥ १ ॥

### ग्रंथ आरम्भ—

आदौ शुभ पीत्तकपित्तलायाश्चक्र विदध्यात् दृढवर्तुल च।
मध्ये सरध्र ध्रुवकीलयुक्तमिच्छानुमानप्रमित विधेयम् ॥ १ ॥

**अस्यार्थः**–आदौ प्रथमत पीतकपित्तलायाः पीतवर्णपित्तलायाश्चक्र विदध्यात्–कुर्यात्। किंभूतं चक्रम्? शुभ–निर्दोषं अथवा पीतकस्य–सुवर्णस्य चक्र विदध्यादित्यपि। किंभूत चक्र पुनः? दृढवर्तुल–दृढं च तत् वर्त्तुल च दृढवर्त्तुलमिति। पुन किंभूत? मध्ये सरध्रं–सछिद्रम्। पुनः किंभूत? ध्रुवकीलयुक्त–ध्रुवकीलकेन सयुक्तम्। पुन सचक्र इच्छानुमानप्रमितम्, स्वेच्छाप्रमाण विधेय–कर्त्तव्यम्।

**वार्त्ताः**—आदिहि पहिलइ भु निर्दोषु पीयली पीतली सुवर्णवर्णं पित्तलिका चरचका इयइ। अथवा पीतकु कहता सोना काचक करावई, कोई समर्थ उस्तरलाव काम जेजी। किसइ छइले चकु दृढ जिसइ वाकउ न होइ तिसउ नयलु करणउ तथा वाटुलउ करणउ। विचालइ रध्र कीजइ। मध्ये

१. हमारे संग्रहकी प्रतिमें जो पाठ है उसकी सख्या अस्पष्ट है।

ध्रुव कीलकु कीजइ अस इच्छानुमान परमाण कीजई जिवड्उ इच्छा होइ तेवडउ कीजइ ॥२॥

नासा सनाथ कड्किासमेत, दुगूलदोरसहित सफंदम् ।
तिर्यक् पुन: सार्धयवप्रमाणमस्योपरिष्टात् परिवेषपत्रम् ॥१॥

टीका छोडकर नीचे भाषा मात्र दी जा रही है.—

**वार्त्ता:**—वली किसउ हइ सु चक्रु, नासा सहित, नाथ सहि सहित वहुडि कड़ी साइत नाका माहे एक लहुडि कड़ी माहे एक दूजी वेडरी कड़ी। कड़ी माहे पट्टसूत्रका दोरा अने दोरा सकोमलु नाहि होता। मतकि ही कडीमांहे जोर करइ। अडड जत्रि खोड़ि पडई। पटसूत्रु न अड़इ। यन्त्रु ढीलउ रहई। फूदा सहितु जिस हाथी झालता सग्रहउ रहइ यन्त्रु। पुनरपि कहता भी इस चक्रु ऊपरि दउढ़ १॥ यव प्रमाण मविस्तर परिवेस सारिखा बाटुलउ पत्तु दिवारि जह रेहा डियइ ॥३॥

**अंत:**—३७वें श्लोककी भाषा टीका —

**वार्त्ता:**—यन्त्रका जाणणहार उस्तरलाव चहु प्रकारि कहइ। पहिला उस्तरलाउ कुदसी इसउ नाम्न। तिहा पनरह १५ रेखा। १५ पनरह चक्रु होवइ। चक्र चक्र माहे विचालइ छ. छ: ६, ६ अशका विचाला जाणेवा ॥१॥।

दूजा पुलसी इति नाम। तिहा त्रीस ३० रेखा त्रीस चक्र जाणेवा। विचालइ त्रिहुँ त्रिहुँ असकका करकु ॥२॥

चउथा तयाम इति नाम तिहां नव्वय ९० रेखा। नव्वय ९० चक्रा एकु एकु चक्रु एकु एकु असकु जाणीवउ। इति चिहु प्रकारि उस्तरलाउ जाणणा ॥४॥ इति उस्तरलावभेदाः ॥१॥

उस्तरलावमध्ये वड़ा चक्रु। नवमा तवक अतलसका। नवमा तवकका नाम अतलस। आठ तवक तिस वीचि दहइ तीनसय साठि ३६० असक सायत मुस्तकी मनित्येक रूपः। नवमा तवक माहे। नक्षत्र तारा तारा किछु नांहि। त्रीनसय साठि ३६० ऊपरि ९३। रेख देहि हइ ॥१॥

दिन रात्रि माहे शायत मुस्तकी मनांहि कतु छटइ वधइ ॥१॥ मेषादि राशि १२ तिन्हकी प्रकृति चउ प्रकारि यथा आतसी १ खाकी २ वाई ३ आवी ४

लेखन—स० १६०० वर्षे चैत्र वदि ८ रवौ .आगे हरताल फेरी हुई है.

| आतसी | वाई | खाकी | आवी | यन्त्र | | | |
|---|---|---|---|---|---|---|---|
| १ | २ | ३ | ४ | | ८१४ | १०१३ | १ १२।१ |
| ५ | ६ | ७ | ८ | ल ला ला लव ला ला<br>३१ ३१ ३१ ३२ ३१ ३१ | | २ सा<br>२६<br>× | २० सायत १<br>दस्वीका २० |
| ९ | १० | ११ | १२ | ल ला कत कत ल ल<br>३० ३० २९ २९ ३० ३० | | १ ११।२<br>३० | २०५२ |
| | | | | | | २ सा<br>३० द | |

स्या अक अई अलीनु बुतु विन । जुह बहिन् दिसयव किन् हव वल ॥

अंत—श्लोक ३८ वां—अथोत्तर गोल दक्षिण गोले आह ॥

रेखात एवोत्तरयाम्यगोलमध्ये च बाह्ये भवतोऽत्र चक्रे ।

तथोत्तरस्यां दिशि दक्षिणस्यां भवति मानीति च राशिचक्रात् ॥३॥

बड़गच्छकी एक शाखा भटनेरमें थी, उसका बहुतसा हस्तलिखित ग्रन्थसंग्रह अनूपसंस्कृत लायब्रेरीमें है। मेघरत्नादिका इसी भटनेर शाखाका होना संभव है। इस शाखाकी कुछ प्रतियां हनुमानगढके एक व्यक्ति ( गजधर )के यहां संग्रहीत पड़ी है, उनके अवलोकनसे संभव है उस्तरलाव यंत्रकी अन्य प्रति व उसके रचयिताके अन्य ग्रन्थका भी पता चले। प्रयत्न चालु है।

जैन हस्तलिखित ज्ञानभंडारोकी मध्यकालमें बड़ी उन्नति हुई, लाखो प्रतियां लिखवाई गई। हजारों ग्रन्थ निर्माण किये गये, पर शोक है कि मुसलमानोके साम्राज्यकालमें भी उनका जितना विनाश नही हुआ उतना अंग्रेजोंके शासनके समय हुआ। कुछ तो मुद्रण युगके प्रचलनके साथ हस्तलिखित प्रतियोका पठन-पाठन समाप्त हो गया; कुछ शिक्षाकी कमीके कारण उसका महत्त्व भूला दिया गया, फलतः उस्तरलाव जैसे अपने विषयके एकमात्र ग्रन्थ भी आजतक अज्ञात अवस्थामें पडे है। अनूपसंस्कृत लायब्रेरीका भी कुछ वर्ष पूर्व वड़ा बेहाल था। सूचीमें केवल ५००० प्रतियां थी; बाकी बस्तोमें बंधी हुई ८-१० हजार प्रतियां यों ही अज्ञात अवस्थामें पडी थीं। इधर वर्तमान चीनके राजदूत पत्रिका बीकानेरमें आने पर इस अनुपम संग्रहकी सुव्यवस्था हुई जिससे सबको अज्ञात ग्रन्थोके प्रकाशनका पता चला है। इस संग्रहके सूचीपत्रके ६ भाग प्रकाशित हो चुके है, जिनमें अत्यधिक जैन ग्रन्थ भी विविध विषयोंमें हस्तलिखित है, पर जैन विभागमें जो ५००-६०० प्रतियां रखी हुई है उनकी कर्ताके नाम, रचनाकाल-सूचक सूची ही नहीं बनवाई है। ग्रन्थोंके नाम मात्रकी सूची है। यद्यपि मैने सब प्रतियां कई बार देख ली हैं। इन प्रतियोमें कई ऐसे जैन ग्रन्थोकी प्रतियां भी है जिनकी दूसरी प्रति किसी भी जैन ज्ञानभंडारमें नहीं है, जिन पर फिर कभी प्रकाश डाला जायगा। जैन साहित्य बहुत विशाल है इसे भली भांति खोज कराके प्रकाशमें लाना जैन समाजके विद्वानोका सर्व प्रथम कर्तव्य होना चाहिए।

## परिशिष्ट

उस्तरलाव यंत्रके संबंधमें विशेष पूछताछ करने पर अहमदाबादके पंडित जितेन्द्रजी जेटली से ज्ञात हुआ कि Encyclopaedia Britanicca में इतना विशेष है, जो यंत्रके चित्रके साथ छपा है।



# श्री सुमतिसंभव नामक ऐतिहासिक काव्यकी उपलब्धि।

लेखक :—श्रीयुत भंवरलालजी नाहटा.

**म**ध्यकालीन जैन इतिहासके साधन बहुत ही प्रचुर है। प्रतिमालेख, प्रशस्तिलेख, पट्टावलिएं, वंशावलिएं, पुष्पिकाएं, तीर्थमालाएं, चैत्यपरिपाटियें, ऐतिहासिक काव्य, गीत, रास आदि विविध प्रकारकी सामग्री उपलब्ध है। जिनके आधार इतिहास ही नहीं, भारतीय इतिहासकी बहुत ही तथ्यपूर्ण जानकारी प्राप्त है। ग्यारहवीं शतीके पश्चात् ऐतिहासिक साधनोंका प्राचुर्य उल्लेखनीय रूपमें वृद्धिगत पाया जाता है। पूर्ववर्त्ती इतिवृत्तको संकलन करनेका प्रयत्न करनेके साथ साथ समकालीन इतिहासके संकलनका प्रयत्न 'प्रबन्ध संग्रह' आदि ग्रंथोंमें दृग्गोचर होता है। जैन आचार्यों और श्रावकोंके इतिवृत्त संबन्धी अनेको सुन्दर काव्य संस्कृत एवं लोक-भाषामें रचे गए, उनमेंसे अधिकांश सामग्रीको प्रकाशित करनेका गत २५—३० वर्षोंमें स्तुत्य प्रयत्न हुआ है, फिर भी अभी तक बहुतसे महत्त्वपूर्ण ग्रंथ अप्रकाशित अवस्थामें पडे है। कुछ ग्रन्थोंकी तो हस्तलिखित संग्रहालयोंके शोधके अभावमें हमें जानकारी तक भी नहीं है। जैन भण्डारोंके अतिरिक्त बहुतसे सरकारी एवं विदेशी संग्रहालयोंमें भी हजारों जैन हस्तलिखित प्रतियां पायी जाती है जिनकी ओर हमारे मुनियों एवं विद्वानोका ध्यान कम ही जाता है।

कलकत्तेकी एसियाटिक सोसाइटीका हस्तलिखित संग्रह ही बहुत महत्त्वपूर्ण है। इसके कई विषयोके तो विवरणात्मक सूचीपत्र प्रकाशित हो चुके है जिनमें बहुतसे जैन ग्रन्थ भी हैं। पर जैन विभागकी प्रतियोकी नामावली मात्र ही बहुत वर्ष पूर्व प्रकाशित हुई थी जिसके कागज भी जर्जरित हो गए है। श्रीअजितरंजन भट्टाचार्यने जैन ग्रन्थोका सूचीपत्र हाल होमें बनाया है जो अभी छप रहा है। कुछ वर्ष पूर्व जैन ग्रन्थोंकी उपर्युक्त नाम सूची देखने पर उसमें कुछ ग्रन्थ अन्यत्र अनुपलब्ध एवं अज्ञातसे प्रतीत हुए अतः उन प्रतियोको स्वयं देख लेना आवश्यक समझ आज ही हम सोसाइटीमें पहुंचे और सौभाग्यवश एक अज्ञात ऐतिहासिक काव्यकी उपलब्धि हुई। जिसका परिचय नीचेकी पंक्तियोमें दिया जा रहा है।

इस काव्यका नाम "सुमतिसंभव महाकाव्य" है। इसके प्रणेता तपागच्छीय सुकवि सर्वविजय है। काव्य ८ सर्गोका है और इसमें श्रीसुमतिसाधुसूरिका गुणवर्णन किया गया है। काव्यकी दृष्टिसे यह एक सुन्दर ग्रन्थ है, इतिहासकी दृष्टिसे तो महत्त्वपूर्ण है ही। इसके प्रारंभिक ६ सर्गोमें श्रीसुमतिसाधुसूरिजीके जन्मस्थान, जन्मोत्सव, दीक्षा, गुरुपरंपराका वर्णन है सातवें और आठवे सर्गमें माण्डवगढ निवासी "मालवभूपाल" तथा 'लघुशालिभद्र' विरुद विभूपित जावड़साहके व्रतग्रहण एवं प्रतिष्ठा महोत्सवादि धार्मिक कार्योका महत्त्वपूर्ण वर्णन है।

इस काव्यकी पत्र संख्या २१ है, जिसमें पांचवां व छठा पत्र अनुपलब्ध है। प्रति पृष्ठ १३ पंक्ति एवं प्रति पक्तिमें ४० अक्षर लिखे हुए है। कहीं कहीं बोर्डरमें सूक्ष्माक्षरी टिप्पण भी लिखे हुए है। हर्षकुल गणि जैसे विद्वानने इसे लिखवायी है अतः पाठ भी बहुत शुद्ध है। काव्यकी रचनाका समय तो नहीं दिया गया पर प्रस्तुत प्रति सं. १५५४ इलदुर्ग महानगर (ईडर)में लिखी गयी है अतः रचना इसी समयके आसपासकी ज्ञात होती है। सुमतिसाधुसूरिका परवर्त्ती वृतान्त इसमें नहीं दिया गया है अतः उनकी विद्यमानतामें ही रचा जाना निश्चित है।

गांडवगढके जावड़साह अपने समयके बहुत ही प्रभावशाली व समृद्ध धार्मिक पुरुष थे। उनके सम्बन्धमें और भी कई ग्रन्थों एवं शिलालेखोंसे अच्छी जानकारी मिलती है। अभी ग्वालियरमें डॉ. सुभद्रादेवी—जो कि मांडवगढके जैन इतिहासकी कई वर्षोंसे सामग्री संग्रहीत कर रही है—से बातचीत हुई तो उन्हे जावडसाह पर एक लेख शीघ्र ही तयार कर प्रकाशित करनेकी प्रेरणा की गई थी। सौभाग्यसे तत्काल ही उनके सम्बन्धमें एक अच्छी जानकारी प्राप्त हो गई जो एक बड़े हर्षकी बात है।

इस काव्यकी खोज करने पर संभव है और भी कहीं प्रतियां प्राप्त हो जाय अतः शीघ्र ही शोध की जाकर इसे प्रकाशमें लाना चाहिए। हमें प्राप्त प्रतिमें दूसरे सर्गका अंतिम एवं तीसरेका प्रारंभिक अंश, मध्यवर्त्ती दो पत्रोंके नहीं मिलनेसे कम रह जाता है अतः अन्य प्रतिकी शोध अत्यावश्यक है।

प्राप्त प्रतिके आधारसे काव्य—विवरण नीचे दिया जा रहा है।

आदि—— ॥ श्रीपरमगुरुश्रीहेमविमलसूरिगुरुभ्यो नमः ॥

श्रीमन्नाभिनरेन्द्रनन्दनजिनस्तन्यात् सधन्यात्मना—
मुद्यत्कुंतलगालिकाम्रदलभृत्कल्याणकुम्भः शुभम्।
यः सद्वृत्त इति प्रतिष्ठितपरः श्रीमुक्तिसीमन्तिनी,
मूर्धन्युद्धृतशुद्धकेवलकलानिस्संगगंगाजल. ॥ १ ॥

प्रथम सर्गमें श्लोक संख्या ५२ है। इसके अन्तमें यह प्रशस्ति लिखी है:—

"इतिश्रीसुमतिसंभवनामके महाकाव्ये देश—देशाधिप—पर्वत—परंपरादिवर्णनो नाम प्रथमः सर्गः सम्पूर्णः ॥

द्वितीय सर्गके ४१ श्लोक है, तत्पश्चात् पत्रांक ५—६ नहीं होनेसे अपूर्ण रह गया है। तृतीय सर्गके ५२ श्लोक है, इसमें "........जन्मोत्सव-लेखशालाग्रहण-यौवनवय-प्रारंभादि वर्णन" विषय है। चतुर्थ सर्गके ६१ श्लोक है जिसमें "... चन्द्रोदय-सूर्योदय-दीक्षो-

[ देखो—अनुसंधान टाइटल पेज ३ ]

# રતલામમાં વર્તેલું ભયનું સામ્રાજ્ય

## રતલામમાં શ્રી શાંતિનાથજી જૈન મંદિર પ્રકરણમાં કલેકટર મહોદયની પક્ષપાતપૂર્ણ નીતિ

**રતલામમાં** એક બાવન જિનાલય દેરાસર શ્રીશાંતિનાથજી ભગવાનનું છે. દેરાસર ઘણું પ્રાચીન છે શ્રીસંપ્રતિ મહારાજની ભરાવેલી ઘણી પ્રતિમાઓ દેરાસરમાં છે. ઘણા વરસો અગાઉ આ દેરાસરનો વહીવટ એક યતિજી કરતા હતા. બાદ તેમનો વહીવટ તથા ચારિત્ર્ય ઠીક નહિ હોવાથી શ્રી જૈન સંઘ તરફથી સરકારને ફરિયાદ કરવામાં આવી. બાદ સરકારે કોર્ટ ઓફ વોર્ડસ્‌ની દેખરેખ નીચે દેરાસરનો વહીવટ સોંપ્યો. બાદ દેરાસરનો વહીવટ છેલ્લાં ઘણાં વર્ષોથી કોટાવાલા શેઠ ચલાવે છે વહીવટ સુંદર રીતે ચાલી રહ્યો હતો.

ઉપરોક્ત દેરાસરમાં બ્રાહ્મણ પૂજારી પૂજા કરતો હતો. રતલામ કલેકટર મહોદય પાસે ઉપરોક્ત પૂજારી તથા બીજા સનાતન ધર્મના આગેવાનોએ, ફરિયાદ કરી કે શ્રીશાંતિનાથ ભગવાનનુ દેરાસર સરકારી છે અને તેના અદર ગભારાના ભાગમાં શિવલિગ બિરાજમાન હતા તે જૈનોના સાધુ તથા હીરાલાલ ચૌધરી વિ. સાથે મળીને શિવલિગની મૂર્તિને ત્યાથી ખસેડી નાખી. બાદમા આરોપ લગાવ્યો કે મૂર્તિ ચોરીને લઈગયા.

આ જાતની પોલીસમાં ફરિયાદ કરવામા આવી એટલે પોલીસ તરફથી પૂ. મહારાજ સા. શ્રી મનકસાગરજી વિરુદ્ધ વોરટ કાઢવામા આવ્યુ. પૂ મહારાજ સા. તો કારતક સુદ ૧૫ ના રોજ વિહાર કરી ગયા હતા. બાદમાં હીરાલાલજી ચોધરીને હાથમાં બેડીઓ નાંખીને બજારમાં થઈને પોલીસ થાણા ઉપર લઈ ગઈ અને પૂરી દીધા. બાદ જે જે જૈનોના આગેવાનો હતા તે બધાને એક પછી એકને પકડીને લઈ ગયા પરતુ હીરાલાલ ચોધરી તથા સમીરમલ સિવાય બીજા બધાંને છોડી મૂકવામાં આવ્યા.

હકીકતમાં આપણા મંદિરમાં કોઈ શિવલિગની મૂર્તિ (લિંગ) પ્રતિષ્ઠા કરેલી હતી જ નહિ, કદાચ પૂજારીએ કોઈની પણ જાણ વગર કોઈ લિગ અસ્થિર યાને હાલતુ ચાલતુ યાને ઉપાડી શકાય, બેસાડી શકાય–તેવી રીતે રાખ્યુ હોય તો કોઈને ખબર નથી

આ પ્રકરણ રાઈનો પહાડ બની ગયો, કારણ તેના અંદર ગુંડા લોકો પણ સામેલ થઈ ગયા અને પબ્લિક મીટીગો કરીને જૈનધર્મ ઉપર જેટલા આક્ષેપો ગદામાં ગદા શબ્દોથી બોલી શકાય તેટલા મૂકવામા આવ્યા. આ મીટીંગોમાં ખુદ હેલ્થ મિનિસ્ટર શ્રી. પ્રેમસિંહજી રાઠોડ હાજર હતા. તેઓશ્રીએ પણ પોતાની ખુરશી જાળવવા ખાતર અને ભવિષ્યમાં પોતાને પબ્લિક તરફથી મત મળે તે દૃષ્ટિએ ભાષણ આપ્યુ અને જાહેર કર્યું કે મૂર્તિની તપાસ કરવામાં આવશે નહિ તો નવીન મૂર્તિ બિરાજમાન કરવામા આવશે પ્રભાતફેરીઓ સનાતન ધર્મના આગેવાનોની ઉશ્કેરણીથી કાઢવામાં આવી, જેમાં નાના છોકરાઓ હતા અને બોલતા કે **"જૈન ધર્મનો નાશ હો."**

રતલામ એક સ્ટેટ હતુ. ત્યાંના દરબારના સમયમાં કોઈ દિવસ આ પ્રમાણે કોઈ ધર્મનો નાશ હો તેવા ઉચ્ચારો સાંભળવામાં નથી આવ્યા.

કલેકટર મહોદય જાતે મહાકાળના ભક્ત છે. તેમણે કલેકટર તરીકે નિષ્પક્ષ રહેવું જોઈતુ હતુ, તેના બદલે જાહેર સભામા ભાષણ આપે છે કે, હુ પણ એક સનાતની છું અને અસલ મૂર્તિ જરૂર પધરાવીશ.

બાદ કલેકટર મહોદયે દેરાસર ઉપર પોલીસનો પહેરો ગોઠવી દીધો, અને દેરાસરનો

કબજો ત્યાના તહસીલદારને સુપરત કરી દીધો શ્રી. સજ્જનસિંહ જે ત્યાનો વહીવટ કરતા હતા તેમને કલેક્ટર મહોદયે બોલાવ્યા અને આજ્ઞા કરી કે તમો દેરાસરનો કબજો સરકારને સુપરત કરી દો, પરંતુ તેમણે સાફ ના પાડી અને જણાવ્યુ કે-એવુ કોઈ કારણ નથી કે દેરાસરનો વહીવટ સરકાર લઈ લે તેમ છતા કલેક્ટર મહોદય કે જેઓ prejudiced mind થી કામ કરતા હતા તેમણે તરત દેરાસરનો કબજો લઈ લીધો અને પોલીસને હુકમ કર્યો કે કોઈને પણ અદર જવા દેશો નહિ

તા. ૨૩-૧૧-૫૪ ના રોજ હીરાલાલ ચોધરી તથા સમીરમલને પોલીસે પકડયા હતા. તા ૨૪ ના રોજ પોલીસે મેજિસ્ટ્રેટ સા પાસે ૮ દિવસનો રીમાન્ડ માગ્યો આપણા તરફથી opposition કરવામા ન આવ્યો, તેમજ જામીન ઉપર છોડવા સારુ અરજ પણ નહોતી આપી, કારણ બધાના મનમા ડર પેસી ગયો હતો કે જે કોઈ આગેવાન બનશે તેને પકડી લેવામા આવશે એટલે સરકારની સામે આગેવાન થવાની કોઈની હિમત ના ચાલી

હીરાલાલજી ચોધરી ૬૦ વરસના વૃદ્ધ છે એક પ્રતિષ્ઠિત આબરૂદાર વ્યક્તિ છે તેમના દિલ ઉપર જબરજસ્ત આઘાત લાગ્યો હતો ત્રણ દિવસનો અઠ્ઠમ થયો હતો ચોથે દિવસે સાધારણ કાંઈ લીધુ હતુ

રતલામ સઘ તરફથી શ્રી જૈન કોન્ફરન્સને પણ ખબર આપી હતી ત્યાથી સેક્રેટરી આવ્યા હતા શ્રી કલેકટર સા સાથે વાટાવાટો થઈ હતી, પરતુ કાઈ શુભ પરિણામ ન દેખાયું એટલે તેઓ પાછા ગયા.

તા. ૨૪ના રોજ રતલામ સંઘ તરફથી શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી ઉપર લાબો તાર આપવામાં આવ્યો અને પરિસ્થિતિ જણાવી શેઠ આણદજી કલ્યાણજી તરફથી શ્રી. ત્રિકમભાઈ, જેઓ ઉજ્જૈન રહે છે અને મકસીજી તીર્થ માટે છેલ્લાં બાર વરસથી પ્રતિનિધિ છે તેમના ઉપર તાર આવ્યો કે, "હીરાલાલજી ચોધરી આદિ જેઓ જેલમા છે તેમને છોડાવો તથા દેરાસરમા પૂજા નથી થતી તેથી આશાતના થાય છે તેનો બદોબસ્ત કરો. બાહોશ વકીલને લઈને રતલામ જાઓ"

કલેકટર મહોદય તરફથી તા ૨૫ ના રોજ લાઉડસ્પીકર દ્વારા જનતાને જણાવવામાં આવ્યુ કે તા. ૨૭-૧૧-૫૪ ના સવારના ૯-૪૫ મિનિટે શિવલિગની સ્થાપના શ્રી. શાતિનાથના મંદિરમા કરવામા આવશે

એટલે રતલામના આગેવાનોએ વકીલને લઈને ઇંદોરમા હાઈકોર્ટમા writ દાખલ કરી અને માગણી કરી કે તા. ૨૭-૧૧-૫૪ ના રોજ શિવલિગ અમારા દેરાસરમા શ્રી કલેકટર મહોદય દ્વારા પધરાવવાના છે તે બદલ મનાઈ હુકમ આપશો. માનનીય હાઈકોર્ટે મનાઈ હુકમ આપ્યો, પરતુ કલેકટર મહોદયને માલમ પડ્યુ કે મનાઈ હુકમ આવશે એટલે તા. ૨૭ ના બદલે તા ૨૬-૧૧-૫૪ ના દિવસે ૧૨ વાગતા શિવલિગ આપણા શ્રી શાતિનાથ પ્રભુના દેરાસરમા પધરાવવામા આવ્યુ લગભગ ૧૦૦૦ માણસો સાથે હતા ખુદ કલેકટર મહોદય પણ હાજર હતા સાભળવામા આવ્યા પ્રમાણે પોલીસ જુવાનો બુટ પહેરીને મદિરમા દાખલ થયા હતા પરતુ કોઈએ રોકયા નહી

કેટલી ભયકર આશાતના! કટલો એકતરફી જુલમ!! કેટલો અન્યાય!!! રતલામના શ્રી સઘને ધન્યવાદ આપવા ઘટે છે કે તેમના લોહી ઉકળી ઉઠ્યા છતા કાઈ પણ અઘટિત બનાવ

નથી બનવા દીધો અને સઘળા જુલમો શાંત રહીને સહન કર્યા. જ્યારે શાસનરક્ષકને બદલે ભક્ષક બને ત્યાં કોઈ ઈલાજ નથી રહેતો. એકતરફી જ્યાં કાર્યવાહી ચાલે ત્યાં સાંભળનાર કોણ?

રતલામ સંઘ તરફથી વિરોધના તાર ગયા પરંતુ તેની કાંઈ અસર થઈ નહી.

ઉજ્જૈનથી ત્રિકમભાઈ એક બાહોશ વકીલ કે જેઓ રતલામમાં ડીસ્ટ્રીકટ જજ તરીકે રહેલા હતા તેમને લઈને તા ૨૭-૧૧-૫૪ ના રોજ શનિવારે મોટર દ્વારા રતલામ બપોરે એક વાગતા આવ્યા હતા મેજિસ્ટ્રેટ સા ને મળીને આરોપીઓને મળવાની રજા લીધી હીરાલાલજી તથા સમીરમલને હાથમાં બેડીઓ નાંખીને લાવવામાં આવ્યા તે વખતે હીરાલાલની હાલત ઘણી જ ખરાબ હતી

બે દિવસ વધુ રહેત તો કદાચ આઘાતના લીધે અશુભ થઈ જાત હીરાલાલ બોલી જ શકતા ન હતા આખું શરીર ધ્રૂજતું હતું તેઓ બોલ્યા કે-"મારી ૬૦ વરસની ઉમરમાં કલંક લાગ્યું હવે જીવવામાં કાંઈ ફાયદો નથી જેલમાં મરી જવું તે સારું છે. હું બધાની મદદમાં ઊભો રહ્યો પરંતુ આજ મારું કોઈ નથી" તેમને દિલાસો આપવામાં આવ્યો ને વકીલાતપત્ર ઉપર બંનેના દસ્કત લીધા મેજિસ્ટ્રેટ સા સમક્ષ જામીનની અરજી દાખલ કરવામાં આવી. સામસામે દલીલો થઈ સદ્ભાગ્યે બપોરના ત્રણ વાગતાં શ્રી મેજિસ્ટ્રેટ સાહેબે ૨૫૦૦-૨૫૦૦ રૂપિયાના જામીન ઉપર છોડવાનો હુકમ કર્યો કોર્ટમાં ઘણા લોકો એકઠા થઈ ગયા હતા બધા લોકો હુકમ સાંભળવા આતુર હતા હીરાલાલ તથા સમીરમલ ચાર વાગતા છૂટયા હતા

બાદમાં કલેકટર મહોદયને મળ્યા. પૂજા એક પૂજારી તથા એક જૈનને કરવા માટે નક્કી કરવામાં આવ્યું એટલે ભગવાનની પૂજા બરાબર તા ૨૭-૧૧-૫૪ થી થાય છે

હવે સવાલ દેરાસરનો કબજો લેવાનો તથા નવું શિવલિંગ હટાવવાનો રહે છે

તે બદલ ગામેગામના શ્રી. સંઘને વિનંતિ છે કે આપ નીચે પ્રમાણે તારો મોકલશો અને જે આપણા તરફ અન્યાયો થયા છે તે દૂર કરવામાં મદદ કરશો

(i) Prime Minister Delhi
(ii) Home Minister Delhi
(i) Chief Minister Gwalior
(ii) Home Minister Gwalior
(iii) Chief Secretary Gwalior

Collector Ratlam has acted as party in Shree Shantinathji Jain Temple Chapter Taking over possession of Temple Management without any cause, posting police at Temple, Stopping all Jains to enter even for Darshana Keeping all Idols unworshipped for three days, multifying High Court Stay order, giving lectures in public Meeting expressing partial opinions thereby increasing feusion Hence requesting Judicial inquiry against Collector for all his misdeeds

**Shree Jain Sangh.**

[ 'જૈન' સાપ્તાહિકના તા ૪-૧૨-૫૪ ના અંકમાંથી સાભાર ઉદ્ધૃત ]



# ત્યાગની પ્રતિષ્ઠા

લેખક શ્રીયુત અમૂલ



**રાજમાર્ગથી** હું પસાર થઈ રહ્યો હતો, તેવામાં એક ચકલામાં છોકરાઓનું ટોળું એક પાઘડીવાળા શેઠની મજાક ઉડાવી રહ્યું હતું તેઓ અંદરો અંદર વાત કરતા હતા: 'પૂરો મારવાડી, પાકો અમદાવાદી હરામજાદો, ખોરો ખાતર વ્યાજખોર

એકે બીજાને કહ્યું: એના પૈસા શું કામ લાગશે? નથી છૈયું છોકરું કે એના માટે એ ભરી રાખે! આ તે કંજુસનો અવતાર છે!

પગે જોડા નથી. શિયાડો ખાધેલા એના લાંબા કોટ માટે બે પસાનો સાબુ યે નથી. ધોતિયું યે જરી ગયું છે પાઘડીનો જરકસી છેડો માથે છોગાની માફક લટકી રહ્યો છે પૂરા પચાસ વર્ષની એની ઉંમરમાં એણે ધરાઈને ધાન પણ ખાધું નહિ હોય. મંદિરમાં પૈસો મૂકતાંયે વિચાર કરે છે, ત્યાં મંદિર બહાર બેઠેલા ભિખારીને તો પાઈ–પૈસો ક્યાંથી આપે? ચમડી તૂટે પણ દમડી ક્યાથી છૂટે!

શેઠનું નામ હતું લક્ષ્મીચંદ તેઓ મંદિરમાંથી બહાર નીકળી રહ્યા હતા ત્યારે ભિખારીઓ એમની આગળ પોતાનો ખોળો પાથરી પાઈ પૈસાની માગણી કરી રહ્યા હતા. એ પ્રસંગ જ આ છોકરાઓને આમ બોલવાનું કારણ આપી રહ્યો. લક્ષ્મીચંદ શેઠ કંજૂસની ખ્યાતિ વરી ચૂક્યા હતા.

બીજી રીતે શેઠમાં કેટલાક ગુણ પણ હતા તેઓ પોતાના હકનું છોડતા નહિ. પણ કોઈની વધારાની રકમ હડપ નહોતા કરતા. કોઈની થાપણ એ ઓળવતા નહિ. હમેશા ગીતાનો પાઠ કરતા ગમે તેટલું દૂર હોય. ટાઢ–તડકો લાગતો હોય કે મૂશળધાર વરસાદ તૂટી પડતો હોય છતાં તેઓ હમેશાં એક પંડિતજી પાસે કથાવાચન સાંભળવા જતા

પંડિતજી સૌ શ્રોતાઓનો આદરસત્કાર કરી સામે બેસાડતા પણ આ કંજૂસનો કદી કોઈ ભાવ પૂછતું નહિ લક્ષ્મીચંદ શેઠ રોજ બધા શ્રોતાઓની પાછળ એક ખૂણામા જઈને બેસતા અને કથા સાંભળતા રોજની માફક આજે પણ તેઓ આવ્યા હતા.

આજે એક ભજનિકે આ શ્રોતાઓની વચ્ચે ભજનો લલકાર્યા આ ભજનિકનો મીઠો સાદ, ગાવાની ઢબ, બધું તાલબદ્ધ હતું ગમે તેવાનું દિલ હલી જાય અને તેમાં એકતાન બની જાય એવો તાલ આ ભજનિકે જમાવ્યો હતો

એ તાલમાં ભંગ પાડે એવો સૌના આશ્ચર્ય વચ્ચે રૂપિયાનો ખણખણાટ એ ભજનિકની સામે થઈ રહ્યો.

કોણ જાણે કેમ, ખૂણે બેઠેલા શેઠના વસાઈ ગયેલા અંતરદ્વારનો જાણે આંગળો હઠી ગયો હોય અને ઉદારતાનાં અણધાર્યાં પૂર ઊમટી આવ્યાં હોય એમ શેઠે પોતાની પાસે રાખી મૂકેલી એક હજાર રોકડા રૂપિયાની થેલી આ ભજનિક સામે ઠાલવવા માંડી

લોકો કહેવા લાગ્યા: 'કોઈ દિવસ કંજૂસનું હૃદયકપાટ પણ ખુલી જાય છે!'

પંડિતજીએ કહેવા માંડયું. 'જેમ આ ભજનિકે પોતાના ગળાને મોકળું મૂકયું તેમ આ શેઠનું હૃદય પણ આજે મોકળું થયું. ભજનિક! આજે આ કંજૂસનું ધન નથી એક ઉદારદિલ શેઠનું ન્યાયથી મેળવેલું આ ધન છે એ લેવામાં સંશય ન રાખતા.'

શ્રોતાઓમાંના એકે ધીમે અવાજે કહ્યું: 'ન્યાયનું!'

'હા, ન્યાય-નીતિથી મેળવેલું આ ધન છે એમાં શંકા નથી. મને ખબર છે કે, મારા જ કુટુંબીમાંના એક છોકરાના બાપનું અચાનક હૃદય બંધ પડી જતાં અવસાન થયું. એના બાપે આ શેઠને ત્યાં પોતાની મૂડી જમા રાખેલી શેઠે જ્યારે એ અવસાનના સમાચાર જાણ્યા કે તરત જ એ છોકરાને જાતે બોલાવીને તેના બાપના પૈસા વ્યાજ સાથે પાછા આપ્યા હતા.

'બીજું ઉદાહરણ પણ કહી સંભળાવું:

'આ શેઠને ત્યાંથી એક જણ પૈસા લઈ જતો અને દઈ જતો. પેલા માણસના હિસાબમાં ભૂલ હતી. એ ભૂલથી એની મોટી રકમ શેઠને ત્યાં રહી જતી હતી પણ શેઠે જ્યારે એનો હિસાબ ચોપડે ચોકખો કર્યો ત્યારે એની વધારાની રકમ એને પાછી આપી દીધી

'ન્યાયથી ઉપાર્જન કરેલા આ ધન માટે બીજી શંકા કયાંથી જ હોય!' પંડિતજીએ તો આજે આ શેઠની જ કથા સંભળાવવા માડી

શેઠ રૂપિયાની થેલી ઠાલવીને પોતાના સ્થાને બેસવા પાછા વળતા હતા ત્યાં સૌએ એમને આદર સાથે આગળ બેસવા વિનવણી કરવા માંડી પંડિતજીએ પણ શેઠનો હાથ પકડી આગ્રહપૂર્વક આગળ બેસાડયા

પછી તો શેઠની વાચા ખુલી: 'તમે આ મારો આદર કરતા નથી પરંતુ મારા ધનનો આદર કરી રહ્યા છો ગઈ કાલ સુધી મને કોઈ પૂછતું નહોતું અને રૂપિયાની થેલી આપ્યા પછી આમ એકાએક માન આપી રહ્યા છો તે શેઠને નહિ પણ શેઠના બચકાને આપી રહ્યા છો. સાચે જ, પૈસાની ભારે પ્રતિષ્ઠા છે'

'શેઠજી! આપની માન્યતામાં કંઈક ભૂલ થાય છે ધન તો આપની પાસે ગઈ કાલે પણ હતું જ પરંતુ પ્રતિષ્ઠા નહોતી આ પ્રતિષ્ઠા ધનની નથી પણ ધનના ત્યાગની છે' પંડિતજીએ ખુલાસો કર્યો

ધન તો ત્યાગથી જ શોભે છે.

११) પૂ. મુનિરાજ શ્રીચંદ્રકાંતસાગરજી મ. ના સદ્દુપદેશથી શ્રીનાગજી ભૂદરની પોળ શ્રીજૈન સંઘ, **અમદાવાદ**

११) પૂ. મુનિરાજ શ્રીભક્તિવિજયજી મ. ના સદ્દુપદેશથી શ્રીજૈન શ્વેતાંબર મૂ. શ્રીસંઘ, **નડિયાદ**

१०) શેઠ પારી. પાનાચંદ વ્રજલાલ, **કપડવંજ**

१०) પૂ. મુનિરાજ શ્રી. શશિપ્રભવિજયજી મ. ના સદ્દુપદેશથી સં. દેવકરણ મૂળજીભાઈ જૈન દેરાસર ઓફિસ, **મલાડ**

१०) પૂ. પં. શ્રીચરણવિજયજી મ. ના સદ્દુપદેશથી શ્રીજૈન શ્વે..મૂ શ્રીસંઘ, **સરિયદ**

९) પૂ. મુનિરાજ શ્રી. નિરંજનવિજયજી મ. ના સદ્દુપદેશથી શ્રીજૈન ઓશવાલ શ્રી સંઘની પેઢી, **શિવગંજ**

६) પૂ. આ શ્રીવિજયન્યાય સૂરીશ્વરજી મ. ના સદ્દુપદેશથી શેઠ શાંતિલાલ નાથાલાલ, **બાલાસિનોર**

५) પૂ. મુનિરાજ શ્રીસુમનવિજયજી મ. ના સદ્દુપદેશથી શ્રીજૈન સઘ સમસ્ત, **લુણાવાડા**

५) પૂ. મુનિરાજ શ્રી રવિવિજયજી મ. ના સદ્દુપદેશથી શ્રીજૈન સઘ, **વડનગર**

५) પૂ. પં. શ્રીજયંતવિજયજી મ. ના સદ્દુપદેશથી શ્રીજૈન શ્વે. મૂ. સઘની પેઢી, **નાશિક સીટી**



[ अनुसधान पृष्ट ४५ से आगे ]

त्सवादिवर्णनो चतुर्थः सर्गः" है। पंचम सर्ग ५२ श्लोकोका " ·स्मरपराजयनाम पंचमः सर्गः" है। छट्ठे सर्गमें "····श्रीसुधर्मगणधरादिपट्टपरम्परावर्णनो नाम षष्ठः सर्गः" है यह ५७ श्लोकोका है। सातवां सर्ग सबसे बड़ा है जिसमें ७२ श्लोक हैं। अंतमें "····गुरूपदेशप्रतिबुद्धविशुद्धप्रज्ञश्रीमण्डपाचलवास्तव्यश्रीमालवभूपालेतिविरुदलघुगालिभद्रश्रीजावडेन्द्रपरिग्रहपरिमाणस्थितिवर्णनो नाम सप्तमः सर्गः" लिखा है। आठवां सर्ग ४६ श्लोकका है जिसमें "···श्रीजावडेन्द्रप्रतिष्ठोत्सववर्णनो नामाष्टम. सर्ग" वर्णित है। अंतिम श्लोक प्रशस्ति·—

शिवहेमपण्डितानां शिष्यगिगुर्वाचकेन्द्रचन्द्राणाम्।<br>
श्रीजिनमाणिक्यानां छात्रः शास्त्रं व्यधत्तेदम् ॥ ४५ ॥<br>
इतिश्रीसुकविसर्वविजयप्रसन्नगुरुभारती प्रतीतिकरे।<br>
नव्येत्र सुमतिसभवकाव्ये सर्गोष्टमोऽयमजनिष्ट ॥४६॥

इतिश्रीमत्तपागच्छाधिपत्यपदवीपुलोपमजावरीरंभवास्तव्यवास्तोप्पतिश्रीमत्तमश्रीश्रीसुमतिसाधुसूरीश्वरगुणगौरवपौरवर्गश्राव्ये श्रीसुमतिसंभवे नामके महा[का]व्ये श्रीजावडेन्द्रप्रतिष्ठोत्सववर्णनो नामाष्टम· सर्ग संपूर्णोयं सुमतिसंभवग्रंथ· यथार्थाभिधान पाठकानाम् ॥ छ ॥ छ ॥ सवत् १५५४ वर्षे श्रीइलदुर्गमहानगरे हर्षकुलगणय. सुमतिसंभवग्रंथमलीलिखल्लेखकेन ॥ श्री ॥

# શ્રી જૈન સત્ય પ્રકાશ

## અંગે સૂચના



### યોજના

૧. શ્રી જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ દ્વારા 'શ્રી જૈન સત્ય પ્રકાશ' માસિક ૧૯ વર્ષ થયા પ્રગટ કરવામાં આવે છે.

૨. એ સમિતિના આજીવન સંરક્ષક તરીકે રૂા ૫૦૦) આ૦ દાતા તરીકે રૂા. ૨૦૦) આ૦ સભ્ય તરીકે રૂા. ૧૦૧) રાખવામા આવેલા છે. આ રીતે મદદ આપનારને કાયમને માટે માસિક મોકલવામાં આવે છે.

### વિનંતિ

૧. પૂજ્ય આચાર્યાદિ મુનિવર્ગ ચતુર્માસનુ સ્થળ નક્કી થતાં અને શેષ કાળમા જ્યાં વિહરતા હોય એ સ્થળનુ સરનામું માસિક પ્રગટ થાય એના ૧૫ દિવસ અગાઉ મોકલતા રહે અને તે તે સ્થળે આ માસિકના પ્રચાર માટે ગ્રાહકો બનાવવાનો ઉપદેશ આપતા રહે એવી વિનતિ છે.

૨. તે તે સ્થળોમાંથી મળી આવતાં પ્રાચીન અવશેષો કે ઐતિહાસિક માહિતીની સૂચના આપવા વિનતિ છે.

૩ જૈનધર્મ ઉપર આક્ષેપાત્મક લેખો આદિની સામગ્રી અને માહિતી આપતા રહે એવી વિનતિ છે.

### ગ્રાહકોને સૂચના

૧ "શ્રી જૈન સત્ય પ્રકાશ" માસિક પ્રત્યેક અંગ્રેજી મહિનાની ૧૫મી તારીખે પ્રગટ થાય છે.

૨. આ માસિકનું વાર્ષિક લવાજમ રૂા. ૩) ત્રણ રૂપિયા રાખવામાં આવ્યું છે.

૩. માસિક વી. પી. થી ન મંગાવતાં લવાજમના રૂા. ૩) મનીઑર્ડરદ્વારા મોકલી આપવાથી અનુકૂળતા રહેશે.

૪. આ માસિકનું નવું વર્ષ દિવાળીથી શરૂ થાય છે. પરતુ ગ્રાહક ગમે તે અંકથી બની શકાય.

૫. ગ્રાહકોને અંક મોકલવાની પૂરી સાવચેતી રાખવા છતાં અંક ન મળે તો સ્થાનિક પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી અમને સૂચના આપવી.

૬. સરનામું બદલાવવાની સૂચના ઓછામાં ઓછા ૧૦ દિવસ અગાઉ આપવી જરૂરી છે.

### લેખકોને સૂચના

૧. લેખો કાગળની એક તરફ વાંચી શકાય તેવી રીતે શાહીથી લખી મોકલવા.

૨. લેખો ટૂંકા, મુદ્દાસર અને વ્યક્તિગત ટીકાત્મક ન હોવા જોઈએ.

૩. લેખો પ્રગટ કરવા ન કરવા અને તેમાં પત્રની નીતિને અનુસરીને સુધારોવધારો કરવાનો હક તંત્રી આધીન છે.

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ.
પ્રકાશક ચીમનલાલ ગોકળદાસ શાહ.
શ્રી જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–**અમદાવાદ.**

# विषय-दर्शन

અંક : લેખ : લેખક : પૃષ્ઠ :





## પૂ. વિદ્યાવિજયજી મ. ના કાળધર્મ પ્રસંગે જૈ. ધ. સ. પ્ર. સમિતિએ કરેલો ઠરાવ.

**પરમ પૂજ્ય** મુનિરાજ શ્રી. વિદ્યાવિજયજી મ. ના સં. ૨૦૧૧ના માગશર વદિ ૧૨ ને મંગળવારના રોજ કાળધર્મ પામ્યાથી જૈન સમાજને ન પૂરી શકાય એવી ખોટ આવી પડી છે. સ્વર્ગસ્થ મુનિરાજ આ સમિતિમાં પહેલેથી જ પાંચ પૂજ્યોની સમિતિમાંના એક વરાયેલા સભ્ય હતા. સમિતિના સંચાલનમા તેમણે કીમતી ફાળો આપ્યો હતો. સ્વર્ગસ્થ મુનિરાજે સમિતિની કરેલી સેવા માટે આ સમિતિ તેમનો ખૂબ ખૂબ આભાર માને છે. અને તેઓશ્રીના શિષ્ય તેમજ ગુરુભાઈઓ ઉપર આવી પડેલા દુઃખમાં સમવેદના જાહેર કરે છે




॥ ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक

मुनिसम्मेलन संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

તંત્રી · ચીમનલાલ ગોકળદાસ શાહ

| वर्ष : २० | વિક્રમ સં. ૨૦૧૧ : વીર નિ. સં. ૨૪૮૦ : ઈ. સ ૧૯૫૫ | क्रमांक |
|---|---|---|
| अंक : ४ | પોષ વદિ ૭ શનિવાર : ૧૫ જાન્યુઆરી | २३२ |


# સંયમ

**સંયમ** ભારતીય સંસ્કૃતિનો આત્મા છે. કાચબો સંયમનું પ્રતીક છે. સંયમ વિના મૃત્યુંજય પાસે પહોંચી ન શકાય.

કાચબો પોતાનાં સઘળાં અંગો સંકોચીને પડી રહે છે — જરૂર જણાય ત્યારે વિકાસનો અવસર આવે છે ત્યારે અંગોપાંગ વિસ્તારે છે. સાધના માત્રમાં સંયમની જરૂર રહે છે

વિષયભોગમાં રચ્યાપચ્યા રહેનારા લોકોને પણ આપણા સંત–સાધુઓ મીઠી–મર્માળી વાણીમાં હમેશાં એમ જ કહેતા આવ્યા છે કે, તું વિષયોની જંજાળમાંથી એકદમ છૂટી શકતો ન હોય તો તેની ચિંતા કરીશ મા. લોભ લાલચ મૂકી શકતો ન હો તો લોભવૃત્તિને એકદમ કાબૂમાં લઈ લેવાનું સાહસ કરીશ મા. ખુશીથી ખાઈ–પીને મજા કર. પૈસા ભેગા કરવા હોય તો કરી લે. અને ગાળાગાળી કે મારામારી કરવી હોય તોપણ તને છૂટ છે જન્મ-જન્માંતરથી તને જે ટેવો પડેલી છે તે એકદમ નહિ છૂટે.

એટલી એક વાત યાદ રાખજે — પશુપક્ષી પણ સંયમ પાળે છે તું તો માણસ છે, બુદ્ધિશાળી છે. ધીમે ધીમે પણ સંયમને કેળવવા માંડ જેઓ આંખો મીંચીને પણ ભોગો ભોગવે છે તેમની ભોગ ભોગવવાની શક્તિ થોડા વખતમાં જ બરબાદ થઈ જાય છે તું ભોગો બરાબર ભોગવી શકે એટલા ખાતર પણ સંયમ રાખ. અકરાંતિયાની જેમ એક જ વખતે ખૂબ ખાઈ લેનાર પાછળથી પીડાય છે. પણ રોજ રોજ સંયમપૂર્વક આહાર કરનાર તંદુરસ્ત રહીને એનો ઉપભોગ કરી શકે છે.

પશુને જેમ એનો માલિક ધીમે ધીમે પળોટે છે તેમ સંત–સાધુઓ પણ જિજ્ઞાસુઓ, ભાવિકોને આ રીતે સંયમ–વ્રત–યમ–નિયમાદિના રાજમાર્ગ ઉપર મૂકી દે છે.

(સંકલિત)



# ધૂપ દીપ

લેખક :—પૂજ્ય પંન્યાસ શ્રી. કનકવિજયજી

**ધન્ય !** પ્રજાવત્સલ રાજવીને !

**જે કાળે** મગધ સામ્રાજ્યની આણ ભારતદેશના વૈશાલી પ્રદેશો પર ફેલાયેલી હતી, તે સમયની આ વાત છે. આજથી લગભગ ૨૫૦૦ વર્ષ પહેલાંનો એ ઐતિહાસિક પ્રસંગ છે.

મગધ સામ્રાજ્યની વિશાલ સત્તાનો દોર, તે સમયે મહારાજા શ્રેણિકના હાથમાં હતો. શ્રમણ ભગવાન શ્રી. મહાવીર પરમાત્માનો તે અનન્ય ઉપાસક હતો. રાજા શ્રેણિક ન્યાયનિષ્ઠ તથા પ્રજાપાલક રાજવી હતો. મગધદેશની કીર્તિ તથા તેની સમૃદ્ધિને સાંભળીને ઠેઠ નેપાળદેશના વ્યાપારીઓ મગધની રાજધાની રાજગૃહીમાં એક અવસરે ફરતા ફરતા આવી ચઢ્યા દૂર દૂર દેશોના વ્યાપારીઓ, કારીગરો, વિદ્વાનો, કલાકારો ઈત્યાદિ સહુ હિંદમાં પહેલવહેલાં પગ મૂકતા, ને જ્યારે તેઓના કાને મગધ સામ્રાજ્યના વૈભવની ગૌરવગાથાઓ સાંભળવા મળતી, એટલે તે સહુ મગધના પાટનગર રાજગૃહીના આંગણે તેના વૈભવને નિહાળવા ઉત્સુક દિલે દોડી આવતા

નેપાલના વ્યાપારીઓ પાસે મહામૂલ્ય રત્નકંબલો હતી ખાસ નેપાલના પ્રસિદ્ધ કારીગરોએ બનાવેલી આ શાલો ખૂબ જ ચમત્કારિક અને કિંમતી હતી નેપાલ સિવાય દુનિયાના કોઈ પણ દેશમાં આવી શાલો તૈયાર થતી ન હતી નેપાલનો રાજા આ કારીગરોને ઉત્તેજન આપી, પોતાના દેશની આશ્ચર્યકારક કારીગરીને પરદેશના બજારોમાં ઉમંગભેર મૂકતો.

અત્યંત મુલાયમ ઊનમાંથી બનાવેલી આ કાંબળીઓ, ઉપભોગનું અનુપમ ઉપકરણ ગણાતું. રાજા–મહારાજા, કે ધનકુબેર શ્રેષ્ઠી–સામત સિવાય આ કાંબળને વસાવવાની કોઈની તાકાત નહોતી. અંગ ઉપરના ઉપવસ્ત્રોમા આ શાલ, રત્ન સમાન હતી તેમજ તેની કિનારો કિંમતી રત્નોથી અંકિત હોવાના કારણે તે કાંબળો ‘ રત્નકંબલ ’ ના નામે પ્રસિદ્ધ હતી

નેપાલથી રત્નકંબલોને લઈને રાજગૃહીમાં પેસતા વ્યાપારીઓએ જ્યારે મગધના પાટનગર રાજગૃહીની સમૃદ્ધિ, શોભા તથા ઊંચે આકાશને અડીને ઊભેલાં દેવમંદિરોનાં રત્નજડિત સુવર્ણ કલશો, ધનકુબેર શ્રેષ્ઠીઓની આભની અટારીએ લહેરતી હવેલીઓ નજરે નિહાળી, ત્યારે તેઓ ઘડીભર તો આશ્ચર્યના નિરવધિ સાગરમાં ડૂબી ગયા. રાજગૃહીના વૈભવોને જોતાં જોતાં તે વ્યાપારીઓએ રાજભવનના મુખ્ય દ્વારમા પ્રવેશ કર્યો

મહારાજ શ્રેણિકના રાજભવનની સાદાઈ જોઈને તે લોકોને મૂંઝવણ થઈ ને શ્રેણિકની સમક્ષ તેઓને લઈ જવામાં આવ્યા મગધના સર્વસત્તાધીશ શ્રેણિકની ભવ્ય મુખમુદ્રાને નિહાળતાં, નેપાળના વ્યાપારીઓ કલ્પી ન શક્યા કે, ‘ મગધ સામ્રાજ્યનો માલિક મહારાજા શ્રેણિક આટલો સાદો કેમ હશે ? મહારાજાના ચરણોમા પોતાનો માલ ખૂલ્લો કરતાં, તેઓએ કહ્યું : ‘ રાજન્ ! ભારતના સર્વશ્રેષ્ઠ તથા સમૃદ્ધ સામ્રાજ્યના વૈભવ અને તેની જાહોજલાલીને સાંભળી અમે અહી આવ્યા છીએ અમારી પાસે મહામૂલ્ય રત્નકંબલો છે. આ રત્નકંબલોનો એ ગુણ છે કે, શિયાળાના દિવસોમાં એને જો શરીર પર ધારણ કરવામાં આવે તો તે અત્યન્ત ઉષ્મા

આપે છે અને ગ્રીષ્મ ઋતુમા તેને અગે ધારણ કરતા તેમાંથી શીતળતા પ્રગટે છે, જે અંગને શીતળ રાખે છે. અને ચોમાસાની ઋતુમાં તે શીતોષ્ણ રહે છે. નેપાળદેશની આ કામળો, દુનિયાના કોઈ પણ પ્રદેશમાં મળતી નથી '

મહારાજા શ્રેણિકે એ રત્નકબલોને જોઈ, નેપાળ જેવા પાડોશી દેશની આવી અમૂલ્ય કારીગરીને જોઈ-જાણીને રાજા શ્રેણિકને અત્યંત આનંદ થયો મહારાજાએ વ્યપારીઓને રત્નકબલનુ મૂલ્ય પૂછ્યુ. જવાબમાં વ્યપારીઓમાનાં એક વ્યપારીએ મહારાજા શ્રેણિકને જણાવ્યું: 'રાજન્! આ શાલ તો આપ જેવાના રાજભવનમાં જ શોભે! સામાન્ય માનવીનું આ ભોગવવાનુ ભાગ્ય ન હોય. એક રત્નકબલનુ મૂલ્ય સવાલાખ સુવર્ણમુદ્રાઓ છે આપના જેવા મગધના માલિકને તો આવી વસ્તુઓ આજે પગ લૂછીને કાલે ફેંકી દેવા જેવી ગણાય આમા દ્રવ્યનો કાંઈ પ્રશ્ન ન હોઈ શકે.'

શ્રેણિકે હસતાં હસતાં નેપાલના વ્યાપારીઓને કહ્યુ· 'મારે માટે તો દ્રવ્યનો પ્રશ્ન જ મોટો હોઈ શકે! મગધનો વૈભવ કે મગધનો ધનભડાર એ મારો નથી એ તો કેવળ મારે સાચવીને સદ્વ્યય કરવાની વસ્તુ છે મગધના સામ્રાજ્યનો હુ સ્વામી નથી એ સામ્રાજ્ય મારી પ્રજાનુ છે હુ તો કેવળ એનો રખેવાળ છુ હુ પ્રજાનો માલિક કે સ્વામી નથી મારી પાસે છે પ્રજાના પાલક પિતાનું હૃદય અને માતાનુ વાત્સલ્ય: મારે આનદ-પ્રમોદ, વિલાસ કે વૈભવ ભોગવવાના ન હોય! એ બધુ ભોગવવાનો અધિકાર મારી વહાલી પ્રજાનો છે'

વ્યાપારીઓની સામે દૃષ્ટિક્ષેપ કરતા મહારાજાએ કાંઈક ગંભીર બનીને ફરી કહ્યું: 'તમે એક રત્નકંબલનુ મૂલ્ય સવાલાખ સુવર્ણમુદ્રાઓ કહ્યુ કેમ ખરું ને? પણ મારા પોતાના અગત ઉપભોગ કે મોજ-શોખની ખાતર આમ લાખ્ખો સોનામહોરો મારાથી કેમ ઉડાવી દેવાય? પ્રજાના સુખ-સગવડ કે આનદની જ ચિતામા રહેના મારા જેવાને આવા વિલાસો ન શોભ'

નેપાલના વ્યાપારીઓ મગધના સર્વસત્તાધીશ શ્રેણિક રાજાના મુખેથી બોલાતા આ શબ્દોને સાંભળીને ક્ષણભર દિગ્મૂઢ થઈ ગયા. એમનો ઉત્સાહ ઓગળી ગયો. વાતાવરણમાં થોડીવાર નીરવતા છવાઈ.

વ્યાપારીઓ વિચારવા લાગ્યા કે, 'ભારતના વિશાલ સામ્રાજ્યનો એકનો એક માલિક આ શુ બોલી રહ્યો છે? નાના બાલકની જેમ આવા વેલાં એ કેમ કાઢતો હશે? શું કૃપણ કે સકુચિત માનસનો તો એ નહિ હોય ને?'

મહારાજાએ વ્યાપારીઓના મો પર છવાયેલી અકળામણને કળી લીધી: વાતાવરણની નીરવતાને ભેદતાં ફરી તેઓ બોલ્યા 'તમે કદાચ એમ કલ્પના કરતા હશો કે મગધના મહારાજાને પોતાના ભોગ-વિલાસો પાછળ કે અગત સુખ-સગવડ, મોજ-શોખ ખાતર લાખો ખર્ચી નાખતાં એનો હાથ કોણ પકડે છે? પણ ના, મગધની પ્રજા એ મારા વહાલા સતાનના સ્થાને છે. મા કે બાપ, પોતાના સતાનને ભૂખ્યા રાખીને, કેમ ખાઈ શકે? પોતાના સંતાનોને નાગા કે ચીથરેહાલ કપડે ટળવળતા રાખીને એ પોતાના અગ પર કપડુ કેમ ઓઢી શકે? મારી વહાલી પ્રજાએ પોતાના હૃદયમદિરના સિહાસન પર મને જે શ્રદ્ધા તથા સદ્ભાવથી પ્રતિષ્ઠિત કર્યો છે તે શ્રદ્ધા એ મારો આનદ, એ સદ્ભાવ એ મારી મૂડી, એ મારુ ધન અને એ જ મારુ સામ્રાજ્ય છે. મા પોતાના બાળકને ખવડાવીને ભૂખે રહેવામા સુખ અનુભવે છે. પોતે ફાટેલુ ચીથરું પહેરીને પોતાના પ્યારા બચ્ચાને મુલાયમ કપડાથી ઢાંકે છે. પોતાના

વહાલા સંતાનના સુખની કલ્પનામાં વાત્સલ્ય ઘેલી માને પોતાની દુનિયા સમાઈ જતી લાગે છે. પોતાના સંતાનના સુખે એ દુઃખમાં સુખી બને છે ઉદ્વેગમાં આનંદની મોજ અનુભવે છે.

'તો મારી પ્રજાના સુખની કલ્પનામાં મને આજે આનંદ છે. એની શોભામાં મારું સ્વર્ગ છે. આ રત્નકંબલોનો વૈભવ મને શોભે નહિ. મને તે છાજે પણ નહિ, તમારી પાસેથી રત્નકંબલ ખરીદીને હું સવા લાખ સુવર્ણમુદ્રાઓનો ધુમાડો કરું, તેના કરતાં મારી પ્રજાના સુખ ખાતર ભલે એ ધન મારા ભંડારમાં પડ્યું રહે! આ મગધ સામ્રાજ્યના રાજભંડારમાં જે ક્રોડોની મિલકત પડી છે, તે મારી નથી, મારા સુખોપભોગ કે અંગત સ્વાર્થને માટે એનો વ્યય કરવાનો મને અધિકાર નથી, એ સંપત્તિ મારી પ્રજાની છે. પ્રજાને કાજે, પ્રજાના સુખને સારુ એનો ઉપયોગ કરવાને હું બંધાયેલો છું. રાજ્યનો કે રાજ્યભંડારનો હું કેવળ ચોકીદાર છું.'

'આજે તમે તમારો માલ મને વેચવા આવ્યા છો તમારા માલનાં તમને નાણાં નહિ ઉપજતાં મારી પાસેથી તમે નિરાશ બનીને જશો, તે હું સમજુ છું તમારી આશાઓ ભાંગીને ભુક્કો બની ગઈ છે તે હું કલ્પી શકું છું, પણ હું એ માટે નિરુપાય છું. તમે જ્યાં જ્યાં જાઓ ત્યાં એટલું કહેજો કે, સમૃદ્ધિના ભંડાર ગણાતા મગધના સામ્રાજ્યનો માલિક રાજા શ્રેણિક પોતાના આનંદ, પ્રમોદ કે વિલાસ, વૈભવો કરતાં પ્રજા પ્રત્યેના સ્નેહ, વાત્સલ્ય તથા તેના સુખ, આનંદ તેમજ પ્રમોદને મહાન ગણે છે. પ્રજાની પુણ્યાઈનો પૈસો પોતાના ઉપભોગ કે અંગત સ્વાર્થ ખાતર ઉડાવી દેવામાં એ નાનમ માને છે. મારા શરીરને કેવલ શણગારવા માટે હું મારી પ્રજાએ મને વિશ્વાસથી સોંપેલી મિલકતને પરદેશથી આવેલા વ્યાપારીઓના હાથમાં કેમ ફેંકી દઉં? મારું મન એમ કરવામાં અકળામણ અનુભવે છે માટે તમે મારા નગરમાં, રાજ્યમાં, મારી પ્રજા પાસે જાઓ! હું તમારા માલને નહિ ખરીદી શકું! મારી પ્રજા તે ખરીદે, ભોગવે, પોતાના શરીરને શણગારે તેમાં જ મારું ગૌરવ છે.'

મહારાજા શ્રેણિક પોતાના હૈયાની વાણીને શબ્દો દ્વારા વ્યક્ત કરતા ગયા, ને નેપાલના વ્યાપારીઓ સાંભળતા ઠરી ગયા. મગધ સામ્રાજ્યના વૈભવોની કલ્પના કરતાં એક વખતે જેઓ આશ્ચર્યમાં દિગ થઈ ગયા હતા, તેઓ મગધનરેશના હૃદયની ઉદારતા, ભવ્યતા તથા તેની પ્રજાવત્સલતાને જાણી સાંભળીને ખરેખર, વિચારસાગરમાં અટવાઈ ગયા.

તેઓ જે ઉત્સાહથી આવ્યા હતા, જે આશાથી રાજભવનમાં પગ મૂકીને પ્રવેશ્યા હતા, તેઓના હૈયાંની તે આશાઓ કે મનોરથોના મિનારા ભલે આજે તૂટી પડ્યા પણ તેઓ વિદાય વેળા શૂન્ય દિલે નહોતા નીકળ્યા કાંઈક લઈને આવ્યા હતા, છતાં જતી વખતે તે વ્યાપારીઓ એવી કોઈ મહાન ચીજ લઈને ગયા, જે ઇતિહાસના પાને ગૌરવપૂર્વક આલેખાઈ! તે મહાન વસ્તુ, પોતાની વહાલી પ્રજા પ્રત્યેનું તેના પાલક રાજાના હૈયામાં છલકતું વાત્સલ્ય! તેઓ હૈયાની આંખોથી નિહાળીને નીકળ્યા.

મગધનરેશ શ્રેણિકે રત્નકંબલનો વૈભવ ફેંકી દીધો, પણ એની પાસે જે ફેંકી દેવા માટેનું હૃદય હતું, તેનું મૂલ્ય કદી થઈ શકે તેમ નહોતું.

સત્તાના સિંહાસને બેઠેલા સામ્રાજ્યના માલિકો આજે પણ મગધનરેશના હૃદયની એ ભવ્યતાને કે મહત્તાને પિછાની શકે તો કેવું સારું!

૦



# શોધખોળ પાછળ લક્ષ્ય કેંદ્રિત કરવાની જરૂર

•

લેખક · શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

•

**પુ**રાતત્ત્વની કાર્યવાહી જૈન-અન્વેશન (શોધ)નો માર્ગ સરળ બનાવે છે. એ ઉપરાંત રૉયલ એશિયાટિક સોસાયટી લંડન તેમજ બંગાળી 'રૂપમ્' પત્ર તથા ઇન્ડિયન આર્ટ એન્ડ ઇન્ડસ્ટ્રી, સોસાયટી ઑફ ધી ઇન્ડિયન ઓરિયેન્ટલ આર્ટ, મુંબઈ યુનિવર્સીટી, જર્નલ ઑફ ધી અમેરિકન સોસાયટી ઑફ ધી આર્ટ, ભાંડારકર ઓરિયેંટલ રિસર્ચ ઇન્સ્ટીટ્યૂટ, ઇન્ડિયન કલચર આદિ પત્રો અને ભારતીય વિદ્યા, શ્રી જૈન સત્ય પ્રકાશ, જૈન સાહિત્ય સંશોધક, જૈન એંટીક્વેરી, જૈનિઝમ ઇન નોર્થન ઇન્ડિયા, જૈનિઝમ ઇન સાઉથ ઇન્ડિયા, આદિ શોધખોળ સંબંધી પત્રોમાં તેમજ પુસ્તકોમાં જૈન ઇતિહાસ તથા પુરાતત્ત્વ વિષયક અત્યંત મહત્ત્વપૂર્ણ સામગ્રી સંઘરાયેલી છે જરૂર છે ફક્ત એ પાછળ સતત કાર્યશીલ રહેનાર વ્યક્તિઓની. જેમ ગેઝેટીયરના આધારે પ્રાચીન જૈન સ્મારકો સંબંધી માહિતી સંગ્રહીત કરી શકાય છે તેમ ઉપરોક્ત સાહિત્યમાં સંગ્રહ કરાયેલ બાબતો ઉપરથી અભ્યાસી વિવેચકો જૈનધર્મ સંબંધી વિગતવાર ઇતિહાસ તૈયાર કરી શકે છે આ સામગ્રી એટલી વિશાળ છે કે એમાંથી માત્ર એકાદ ગ્રંથ જ નહી પણ, સંખ્યાબંધ ગ્રન્થો સર્જી શકાય.

જૈન ગુફાઓ સબંધમાં સ્વ નાથાલાલ છગનલાલ શાહે (પાલણપુરવાસી) સારા પ્રમાણમાં સામગ્રી એકત્ર કરી હતી, પણ એ સર્વ પુસ્તકરૂપે જનતા સમક્ષ આવે તે પૂર્વે એ ગૃહસ્થ કાળના પંજામાં સપડાઈ ગયા અને સમાજ, તેમના પરિશ્રમનુ ફળ જોવા ભાગ્યશાળી ન નીવડ્યો જો કે એ પ્રકારની નહી પણ એથી જુદા પ્રકારની છતાં પુરાતત્ત્વને લગતી ઘણી બાબતોનો સંગ્રહ એનસાયક્લોપીડિયાની પદ્ધતિએ સ્વ. ત્રિભોવનદાસ લ શાહે પણ કર્યો હતો, છતા જૈન સમાજનુ એ દિશામા વાસ્તવિક લક્ષ્ય ન હોવાથી—આજના યુગમાં આવી જાતનાં સર્જન કેટલો મહત્ત્વનો ભાગ ભજવે છે એના યથાર્થ મૂલ્યાંકન કરવાની શક્તિ ન હોવાથી—એ ડૉક્ટરના અવસાન સાથે એ ઉપર પણ પડદો પડી ગયો. આમ આપણી પાસે વર્તમાન કાળને આકર્ષે તેવો ખજાનો છતાં એ પાછળ સતત કામ કરતી કોઈ સંસ્થા ન હોવાથી અને એ પાછળ જીવન હોમી દેનાર વ્યક્તિ ન હોવાથી, વિશ્વના ચોકમા એનો ખરો પ્રકાશ પાથરી શકાયો નથી.

'ખડેરોના વૈભવ' નામા હિંદી પુસ્તકમા મુનિરાજ શ્રી કાન્તિસાગરે વિશાળ દૃષ્ટિ રાખી

જે જે વાતો કહી છે, એ સર્વને અહીં રજુ કરવાનો આશય નથી અને એ શક્ય પણ નથી. આમ છતાં **જૈનશિલ્પ** અને **મૂર્તિકલા** આદિ ઐતિહાસિક સાધનો સંકલિત કરનાર તેમજ એના પ્રકાશન કાર્યમાં દિલચસ્પી દાખવનાર જે કેટલાક વિદ્વાનો છે અગર હતા, એની ટૂંકી નોંધ અહીં એટલા સારુ આપવી વ્યાજબી ધારી છે કે એ વિષયમાં રસ ધરાવતી અન્ય અન્ય વ્યક્તિઓને જરૂર પડતાં, તેમનો સંપર્ક સાધવાનું સુલભ પડે એમાંના જેઓ આજે દેહરૂપે અસ્તિત્વ નથી ધરાવતા, તેઓમાંના કેટલાક અક્ષરરૂપે મોજુદ છે જ, અર્થાત્ તેઓની કૃતિઓ આજે પણ દષ્ટિગોચર થાય છે

ડૉક્ટર ફુહરર, વિન્સેન્ટ એ સ્મિથ, ડૉક્ટર ભાંડારકર (પિતા-પુત્ર), ડૉક્ટર ફ્લીટ, ડૉક્ટર ગૌરીશંકર હીરાચંદ ઓઝા, બાબુ પૂરણચંદ્રજી નાહર, મુનિશ્રી જિનવિજયજી, વિજયધર્મસૂરિજી, બાબુ કામતાપ્રસાદજી જૈન, ડૉ હસમુખલાલ ડી સાંકલીયા, શાંન્તિલાલ ઉપાધ્યાય, અશોક ભટ્ટાચાર્ય, ઉમાકાન્ત શાહ, પ્રિયતોષ બેનરજી તથા અગરચંદજી અને ભવરલાલજી નાહટા, મુનિ કલ્યાણ-વિજયજી, ડૉ વાસુદેવશરણ અગ્રવાલ, મોહનલાલ દલીચંદ દેશાઈ, પં લાલચંદ ભગવાનદાસ, મુનિ શ્રીજયંતવિજયજી. આધુનિક ગવેષકોમાં શ્રી. સારાભાઈ નવાબનુ નામ ન જ ભૂલી શકાય. તેમણે ભારતના ચારે ખૂણામાં પ્રવાસ કરી મૂર્તિઓ તેમજ શિલ્પસ્થાપત્ય સબંધી ઘણી ઘણી સામગ્રીઓ સંઘરી છે અને એમાંની ઘણી ખરી પુસ્તકોમાં ચિત્રરૂપે ઉતરાવી, જનસમૂહમાં એ વહેતી મૂકી છે. '**ભારતનાં જૈન તીર્થો અને તેમનું શિલ્પસ્થાપત્ય**' તથા '**ચિત્ર-કલ્પદ્રુમ**' નામક ગ્રંથો એના ઉદાહરણ રૂપે ટાંકી શકાય. મુનિશ્રી જિનવિજયજીની દેખરેખ હેઠળ **સિંઘી ગ્રંથમાળામાં** જે જે પ્રકાશનો થયાં છે એ પણ નોંધપાત્ર છે. આજના યુગમાં ભગવંત શ્રી. મહાવીર દેવની વાણીનો સુપ્રમાણમાં પ્રચાર કરવો હોય તો આ દિશામાના પ્રયત્નોને વધુ પ્રમાણમાં વિકસાવવાની ખાસ અગત્ય છે.

⊙

[ અનુસંધાન પૃષ્ઠ . ૫૮ થી ચાલુ ]

ચાર ગાથાના શ્રી નેમિજિનસ્તવનમા રાજુલ નેમિને વિનવે છે સાદી ભાષામાં રાજિમતીનું કથન વાચકને મુગ્ધરીતે ખેચી રાખે છે વારવાર બોલ્યા કરીએ એવુ મન થયા કરે છે.

**(૨૩) શ્રી. ખુશાલમુનિજી—**

સાત ગાથાના શ્રીનેમિજિનસ્તવનમાં વિવાહના પ્રસગનુ આબેહૂબ ચિત્ર ખડુ થાય છે વિવાહ માટે મનાવવા, જાન જોડીને જવું, ત્યાથી પાછુ ફરવુ, વિવાહ કરવા માટે અનેકની વિનવણી છતાં ન માનવું, સયમ લેવો ને છેવટે રાજિમતીનુ પણ ત્યાં જઈને મળી જવુ એ સર્વ પ્રસગો શબ્દમા હોવા છતા ચિત્ર ખડા કરે છે.

આ વર્ણવ્યા તે અને બીજા સેંકડો સ્તવનો આ ભાવને વ્યક્ત કરતાં જુદી જુદી રીતે રચાયાં છે. એ ભાવ એટલો તો અખૂટ છે કે કદી ખૂટે નહિ, રચનાર થાકે પણ ભાવમા તો જ્યારે જુઓ ત્યારે નવીનતા ભાસે–'**क्षणे क्षणे यन्नवतामुपैति, तदेव रूपं रमणीयतायाः**' એ વચનનો અહી સાક્ષાત્કાર થાય છે રાજિમતીના ચાર માસ, બાર માસ, પન્દર તિથિ, સાત વાર વગેરે તથા સજ્ઝાયો, ગીતો એ પણ અખડ જોડ માફક અખડ અને અજોડ છે. એવી જોડની અખંડતા માગી મળતી હોય તો માગી લેવા જેવી છે



# અખંડ જોડ

[ શ્રી નેમિ–રાજિમતીના ગૂર્જર કવનોનો આછો પરિચય ]

લેખક : પૂજ્ય પંન્યાસ શ્રી. ધુરંધરવિજયજી

( ગતાંકથી પૂર્ણ )

## (૯) શ્રી. જિનવિજયજી—

**સ્તવનોના** સાહિત્યમાં આમનું નામ આગળ પડતુ છે જ્ઞાનપચમીનુ, મૌન એકાદશીનુ ઢાળોવાળુ સ્તવન રોચક અને વ્યાપક છે નવ ગાથાના શ્રીનેમિજિનસ્તવનમાં કુરંગ–સિદ્ધિગણિકા નવ ભવનો નેહ અને વાર્ષિક દાન એ ચાર ઉપાલભ રાજૂલ આપે છે. છેવટે જોડ અખડ બને છે. આમની બીજી ચોવીશીમા ૧૫ ગાથાનું શ્રી નેમિજિન સ્તવન છે, તેમા શરૂમાં થોડો ઉપાલભ આપી રાજિમતી ચોમાસાનુ વર્ણન ઉત્તેજક રીતે આલેખે છે દેશી પણ પ્રસગને અનુરૂપ છે છેવટે આધ્યાત્મિક વિવાહવિધિ વર્ણવીને દામ્પત્યને દીપાવ્યું છે.

## (૧૦) શ્રી. પદ્મવિજયજી—

પદ્મદ્રહ નામે પ્રખ્યાત થયેલા આ કવિવરનુ પદ્યસાહિત્ય વિશિષ્ટ છે એટલુ જ નહિ ઘણુ જ અસરકારક છે શ્રીનવપદજીની પૂજા ચોમાસી દેવવદન આદિ કૃતિ વારવાર તેમની યાદ અપાવે છે

તેમની સ્તવન ચોવીસી બે છે તેમાં પ્રથમ ચોવીશીમાં બોલો ગૂથ્યા છે બીજી ચોવીશીમાં સાત કડીનુ શ્રીનેમિજિન સ્તવન છે. રાજૂલ પોતાની સ્થિતિ અને પરિસ્થિતિ વર્ણવે છે. છેવટે વ્રત લે છે. સ્તવનની રોચકતા દેશી અને શબ્દસકલનાથી સારી ખીલી છે.

## (૧૧) શ્રી. જ્ઞાનવિમલજી—

આ કવિવરનુ સ્તવન વગેરે પદ્યસાહિત્ય પારાવાર છે. ઢગલાબંધ સ્તવનો હોવા છતાં એકેમાં નીરસતા નથી આવવા દીધી એ ખરેખર અદ્ભુત છે. શ્રી સિદ્ધાચલજીના તેમના બનાવેલાં ૩૬ સો સ્તવનો છે અને સર્વ મળી ૩૬ હજાર સ્તવનો છે એમ કહેવાય છે પાચ ગાથાના શ્રીનેમિજિન સ્તવનમાં રાજિમતીથી ન લલચાયા એ મહત્તા વર્ણવીને એકરસ પ્રીતિ જાળવી એ ખુબી છે મોક્ષ મેળવવા માટે એવી પ્રીતિ કરતા શીખવું એ પ્રમાણે હિતશિક્ષા આપીને સ્તવન પૂર્ણ કર્યું છે.

## (૧૨) શ્રી. દેવચંદજી—

દ્રવ્યાનુયોગ નીતરતા સ્તવનોથી પ્રસિદ્ધ શ્રી. દેવચદજી મહારાજના સાત ગાથાના શ્રી. નેમિજિન સ્તવનમાં દ્રવ્યાનુયોગના તરવરાટ સાથે રાજિમતીજી ખડા થાય છે. જીવનમાં જિનવર-યોગે રાજિમતીજીએ દ્રવ્યાનુયોગ અનુભવ્યો એ રીતે ભવ્યાત્માએ અનુભવવો જોઈએ.

## (૧૩) શ્રી. નયવિજયજી—

સાત કડીમાં શ્રી નયવિજયજી પ્રભુનુ બાહ્ય–અભ્યન્તર સુન્દર સ્વરૂપ આલેખીને છેવટે રાજિમતીને સંભાળીને સ્તવન પૂર્ણ કરે છે.

## (૧૪) શ્રી. હંસરત્નજી—

સાત ગાથાનું શ્રી નેમિજિન સ્તવન છે તેમા રાજિમતીના રસિક ઉપાલભ સાથે પ્રીતિનુ

રોચક વર્ણન છે. છેવટે ખરેખર પ્રીતનુ પરિણામ દર્શાવીને સમાપ્તિ કરી છે. દેશી પ્રસગને અનુરૂપ છે.

**(૧૫) શ્રી. લક્ષ્મીવિમલજી—**

આઠ ગાથામાં શ્રી નેમિજિન પ્રત્યે રાજૂલવતી કવિએ ઠીક ઠીક કહ્યું છે. અધ્યાત્મ પણ શૃંગાર સાથે હળ્યો છે. સાદિ અનંત સયોગ સધાવીને સંપૂર્ણતા સાધી છે.

**(૧૬) શ્રી. વિનીતવિજયજી—**

સાત કડીના શ્રી નેમિજિન સ્તવનમાં રાજિમતીના મુખે કવિએ વર્ણવેલો વિપ્રલભ શૃંગાર સુન્દર ખીલી ઊઠયો છે. અને અખડ જોડ જામી ગઈ છે.

**(૧૭) શ્રી. ચતુરવિજયજી—**

રાજિમતીની વિનતિ સાત ગાથા સુધી ચાલે છે. કવિના મનમાં એ અખડ જોડ એટલી અસર કરી ગઈ છે કે વગર નામે પણ વર્ણન દીપી ઊઠયું છે.

**(૧૮) શ્રી. રામવિજયજી—**

વિમલવિજયજી ઉપાધ્યાયના આ શ્રી. રામવિજયજી સ્તવનસૃષ્ટિમાં પ્રસિદ્ધ છે. શ્રી નેમિજિન સ્તવનની પાંચ જ કડી છે, છતા ભાવપ્રવાહ સાથે રસપ્રવાહ અખૂટ વહે જાય છે. રાજુલ સખીઓને કહે છે કે જાઓ અને શ્રી નેમિને મનાવો—એ કહીને પોતાની પરિસ્થિતિ સુન્દર રીતે દર્શાવી છે. છેવટે શિવમન્દિરમાં જઈ મળ્યા છે.

**(૧૯) શ્રી. અમૃતવિજયજી—**

નાનું ત્રણ જ કડીનું શ્રી નેમિજિનસ્તવન શાસ્ત્રીય પદ્ધતિના ' કાનુડા ' રાગમાં સરસ ખીલ્યું છે. પણ વિષય લાંબો એટલે એક સ્તવનમાં કવિવરને સંતોષ ન થાય એ સ્વાભાવિક છે. એકએ સ્તવનો નહિ પણ આખાં સાત સ્તવનો કવિએ રચ્યાં છે. રસની જમાવટ ઉત્તરોત્તર વધતી ચાલી છે. આશાવરીમાં ૭ કડીનુ, બીજું ત્રીજુ પાંચ કડીમાં આશાવરી રાગનુ, વસત રાગમાં પાચ કડીનું ચોથુ ને પાંચમું પણ ત્રણ કડીનું વસત રાગમાં, છટ્ઠું ત્રણ કડીનુ જગલા રાગમાં ને સાતમુ ચાર ગાથાનુ ભોપાલીમાં છે રાગધારી પદ્યોના રસિયાઓને સ્તવનો ખૂબ આકર્ષણ જમાવે છે. સુન્દર સજાવટ સાથે જમાવટ કરવામાં આવે તો શ્રોતાઓ થભી જાય એવી સામગ્રી છે.

**(૨૦) શ્રી. હરખચંદજી—**

સોરઠ રાગના ૭ ગાથાના સ્તવનમા રાજિમતીની વિનવણી છે. શબ્દો અને ભાવ ભાવવાહી છે. હિન્દીની છાયા હોવાથી રમ્યતા વધી છે. એવી છાયા પ્રાચીનતાનો ભાસ કરવામાં ઠીક ઉપયોગી નીવડે છે.

**(૨૧) શ્રી. ભાવવિજયજી**

ગોડી રાગમાં પાંચ ગાથાના શ્રી નમિજિનસ્તવનમાં શ્રીભાવવિજયજી સસ્કૃત ભાષાના છાયાવાળા શબ્દો ગૂથીને રમ્યતામા સારો વધારો કરે છે ' રાજિમતી મનકમલ દિવાકર, કરુણા રસભડાર ' એ પ્રમાણે રાજિમતી સાથેનો સમ્બન્ધ કવિએ સુન્દર રીતે યાદ કર્યો છે.

**(૨૨) શ્રી. ઉદયરત્નજી—**

સ્તવનાદિ સાહિત્યમા આ કવિવરનુ નામ મોખરે છે. રસિકતા, રોચકતા અને ઘરગથ્થુ શબ્દોનો ખજાનો આ કવિવરમા ખૂટયો ખૂટે નહિ એવો છે.



## पंच काव्योंके टीकाकार
# नरवेष सरस्वती वाचनाचार्य
# श्री. चारित्रवर्द्धन

लेखक :—श्रीयुत अगरचंदजी नाहटा, बीकानेर

**जैन साहित्य**कारोको बहुविध विशेषताओंमें जैनेतर ग्रंथो पर जैन टीकाओंका रचा जाना भी विशेष रूपसे उल्लेखनीय है। इन टीकाकारोंमेंसे कई कई टीकाकारोने तो ऐसी विद्वत्ता-पूर्ण विशद टीकाएं बनाई है, जिनसे मूल ग्रन्थको समझनेमें बहुत ही सुगमता होनेके साथ २ बहुतसी नवीन ज्ञातव्य जानकारी भी मिल जाती है। इन टीकाओंके द्वारा मूल ग्रंथोका गौरव और प्रचार बहुत अधिक बढा है। ऐसे समर्थ टीकाकारोंमें महाकवि कालिदासके मेघदूत, कुमारसंभव, रघुवंश और श्रीहर्षके नैषध तथा माघके शिशुपालवध—इन पांच काव्योंके टीका-कार 'वाचनाचार्य चारित्रवर्द्धन' विशेषरूपसे उल्लेखनीय है। पर इनके सम्बन्धमें बहुत ही कम लोगोंको जानकारी है। इसलिये प्रस्तुत लेखमें इनका संक्षिप्त परिचय कराया जा रहा है।

श्री. चारित्रवर्द्धनने अपनी टीकाओंकी प्रशस्तियोंमें अपनी प्रतिभाका तो सगर्व उल्लेख किया है, यावत् उन्होने अपनेको नरवेष सरस्वती बतलानेमें भी हिचकिचाहट नहीं की, पर गुरु-परम्पराके अतिरिक्त अपने जन्म, वंश, जन्मस्थान आदिका कुछ भी उल्लेख नहीं किया, इसलिये केवल जन्म समयका ही अनुमान बतला कर उनकी गुरुपरम्पराका परिचय दिया जा रहा है।

### जन्म एवं दीक्षा

आपकी उपलब्ध रचनाओंमें, रचना समयके उल्लेखवाली तीन ही रचनाएं है, जिनमें सर्व प्रथम संवत् १४९२ में रचित 'कुमारसंभववृत्ति' है। उस समय आपकी आयु ३२ वर्षके लगभगकी मानी जाय, तो जन्म समय १४६० के आसपासका होना संभव है।

### गुरुपरम्परा

दीक्षा उन दिनों लघुवयमें ही अधिक होती थी, अतः आपकी दीक्षा सं. १४७०–७५ में होना संभव है। अपनी टीकाओंकी प्रशस्तियोंमें आपने जो गुरु परम्परा दी है, उसके अनुसार खरतरगच्छके जिनवल्लभसूरि, जो कि बड़े शास्त्रज्ञ और असाधारण विद्वान थे, उनकी परम्परामें

जिनेश्वरसूरि हुए, उनके शिष्य जिनसिंहसूरिके पट्टधर जिनप्रभसूरि भी बडे समर्थ विद्वान हुए। मोहम्मद तुगलकको उन्होंने जैनधर्मका प्रतिबोध दिया और 'विविध तीर्थकल्प, विधिप्रपा, श्रेणिकचरित्र (द्व्याश्रयकाव्य)' और सातसो स्तोत्रों आदिकी रचना की। इनके शिष्य जिनदेवसूरि, जिनकी रचित 'कालिकाचार्य कथा' और 'हेमी नाममाला—शिलोंच्छ' प्राप्य है। इनके पट्टधर जिनमेरुसूरिके शिष्य जिनहितसूरि हुए, जिनके रचित 'वीर स्तवन' हमारे संग्रहमें है। आपके प्रतिष्ठित 'पार्श्वनाथ पंचतीर्थी प्रतिमा'का संवत् १४४७का लेख 'धातु प्रतिमा लेख संग्रह' भाग २, लेख अंक ६१७ में प्रकाशित है।

जिनहितसूरिके शिष्य उपाध्याय कल्याणराज हुए, चारित्रवर्द्धन इन्हीं कल्याणराजके शिष्य थे। अपना परिचय देते हए उन्होने अपनी विद्वत्प्रतिभाका उल्लेख निम्न शब्दोंमें किया है—

"तच्छिष्यप्रतिपक्षदुर्द्धरमहावादीभपञ्चाननो, नानानाटकहाटकामरगिरिः साहित्यरत्नाकरः।
न्यायाम्भोजविकाशवासरमणिर्बोद्धेतिजाग्रत्प्रभो, वेदान्तोपनिपन्निपण्णधिषणोऽलंकारचूडामणिः॥
श्रीवीरशासनसरोरुहवासरेशः, सद्धर्मकर्मकुमुदाकरपूर्णिमेन्दुः।
वाचस्पतिप्रतिमधीनरवेषवाणि**चारित्रवर्धन**मुनिर्विजयी जगत्याम्॥

× × ×

'शिशुपालवध टीका'के सर्गान्तमें भी लिखा हैः—"इत्यखंडपांडित्यमंडितपादभामंडलाखंडलस्थापनाचार्यकर्पूरवीर(चीर)धाराप्रवाहप्रमृतिबिरदावलीकलितो(चलितो)त्कटवदान्यसुभट**देशलहर**वंशसरसीरुहविकाशनमार्तण्डबिम्बप्रचंडदोर्दंडविकट**चेचट**गोत्र्यगोत्राभिदुन्नत साधुश्री—देशलसंतानीयसाधुश्री**भैरवात्मज**साधुश्री**सहस्रमल्ल**समभ्यर्थितजैनप्रभीयस्वच्छतुच्छगच्छतिल—कायमान**चारित्रवर्द्धनाचार्य**विरचिनायां शिशुपालवधमहाकाव्यटीकायां विंशतितमः सर्गः॥"

प्राप्त टीकाओमें 'सिंदूरप्रकर, कुमारसंभव और रघुवंश'—इन तीनोंकी टीका प्रशस्तिमें तेरह श्लोक तो समानरूपसे व्यवहृत है। जिनमें इन टीकाओके रचे जानेके समय उपर्युक्त जिनहितसूरिके पट्टधर जिनसर्वसूरि, जिनचन्द्रसूरि, जिनसमुद्रसूरि और जिनतिलकसूरि क्रमशः आचार्य हुए। जिनतिलकसूरिकी विद्यमानतामें कुमारसंभव और सिदूरप्रकरवृत्ति संवत् १४९२ और १५०५ में बनाई गई। रघुवंश टीकाकी भांडारकर आरियन्टल रिचर्स—इंस्टीटयूटकी प्रतिमें उपर्युक्त तेरह श्लोकोंके बीचमें एक और श्लोक जोड़ा हुआ मिलता है, जिसमें जिनतिलकसूरिके पट्टधर जिनराजसूरि "जीते रहें", लिखा गया है। इससे इस टीकाकी रचना सं. १५११

---

१. इनके रचित ७६ तीर्थमाला स्तवन गा १२ हमारे संग्रहमें है।

२. इनके रचित 'कुमारसभव-वृत्ति' (भा० ओ० इ-पूना.) व 'रघुवशवृत्ति' (हनुमानगढमें) है।

के पीछेकी होनी चाहिये, क्योंकि चारित्रवर्धनकी नैषधटीका जो सं. १५११में बनाई गई थी, उसमें जिनतिलकसूरिकी विद्यमानताका उल्लेख है। जिनतिलकसूरि काफी वर्षों तक आचार्य पद पर रहे माल्रम होते है। इनके शिष्य राजहंस उपाध्यायकी सं. १४८६ की लिखित 'वाग्भट्टालंकारवृत्ति'की प्रति 'भांडारकर इंस्टीटयूटमें प्राप्त है। प्रतिमाप्रतिष्ठा लेख तो आपके १५२८ तकके मिलते है। यदि उन लेखोका समय ठीकसे पढा गया है, तो चारित्र वर्द्धन-की रघुवंशवृत्ति संवत् १५२८के बादकी सिद्ध होगी और चारित्रवर्द्धनका स्वर्गवास संवत् १५३० के लगभग होना संभव है।

'नैषध टीका'में लिखा गया है कि यद्यपि इससे पहले इस पर अनेक टीकाएं विद्यमान है पर यह टीका विशेषरूपसे 'जननी व प्रथप्रदर्शिका होगी'। यह टीका अभी तक छपी नहीं है, अतः शीघ्र ही प्रकाशित होनी चाहिये।

आपकी रचित टीकाओंका परिचय इस प्रकार है:—

(१) मेघदूत टीका. (११२) श्लोककी यह टीका श्रीमालसालिगके पुत्र साधु अरडकमल-की समभ्यनासे रची गई। इसकी संवत् १५२४की ३० पत्रोंकी लिखित प्रति उपा. विनय-सागरजीके सग्रहमें है। वैसे यह टीका छप भी चुकी है।

(२) कुमारसंभववृत्तिः—संवत् १४९२ के माघ शुक्ला अष्टमीको उपर्युक्त अरडकमल्लकी अभ्यर्थनासे यह "तात्पर्य दीपिका—शिशुहितैषिणीवृत्ति" बनायी गयी। संवत् १९५४ में गुजराती मुद्रणालय,बम्बईसे यह प्रकाशित भी हो चुकी है। भांडारकर इंस्टीटयूटकी प्रतिके अनुसार छः सर्गकी टीका चारित्रवर्द्धनकी है और सातवे सर्गकी मेदपाटज्ञातीय उदयाकरकी है। प्रकाशित संस्करणमें ७ सर्ग तककी टीका चारित्रवर्द्धनकी बताई गयी है।

(३) रघुवंशवृत्ति—इसमें रचनाकालका निर्देश नही है। जैसा कि ऊपर लिखा गया है; यह टीका सबसे पीछे बनायी जाना संभव है। इसकी रचना भी उपर्युक्त अरडकमल्लकी अभ्यर्थनासे ही हुई है।

(४) सिंदूरप्रकर टीका—यह सोमप्रभाचार्यरचित सुक्तावलीकी विशद टीका है। एक सौ श्लोकों पर यह ४८०० सौ श्लोक प्रमाणकी विवृति टीकाकारके असाधारण पाण्डित्यकी परिचायक है। दृष्टान्तके रूपमें इसमें अनेक कथाएं भी दी गयी है। संवत् १५०५ के राध (वैसाख) शुक्ला अष्टमी गुरुवारको श्रीमालवंशीय ढोरगोत्रीय ठक्कुर भीषणकी अभ्यर्थ-नासे इसकी रचना की गई। धर्मदासके द्वारा इसकी प्रथम प्रति लिखी जानेका निर्देश प्रशस्तिके अंतिम श्लोकमें पाया जाता है। पत्ता नहीं वह आपका दीक्षित या गृहस्थ शिष्य था या कौन

१ इनके रचित 'जीवप्रबोधप्रकरण' बीकानेर श्रीपूज्यजीके संग्रहमें है।

था ? इस महत्त्वपूर्ण टीकाका प्रकाशन अतिशीघ्र वांछनीय है।

(५) नैषधवृत्ति—संवत् १५११ के वैशाख सुदि माधव तिथिको इसकी पूर्णता हुई। यह टीका भी बहुत ही उत्तम है। इसके आरंभमें लिखा है कि यद्यपि इस पर बहुतसी टीकाएं विद्यमान है, पर मेरा यह प्रयत्न विशेषताको लिये हुए ही होगा—

" यद्यपि बह्वयष्टीकाः, सन्ति मनोज्ञास्तथापि कुत्रापि।
एषा विशेषजननी भविष्यतीत्यत्र मे यत्नः ॥ ६ ॥

इसकी २१७ पत्रोकी प्रति गुजराती सभा, कलकत्ताके पुस्तकालयमें है। "

(६) शिशुपालवध टीका—इसमें रचनाकालके निर्देशवाली अन्तिम प्रशस्ति नहीं है। इसकी रचना देशलसंतानीय भैरवात्मज साधु सहस्रमल्लजीकी अभ्यर्थनासे हुई। इसकी अपूर्ण प्रति 'अनूप संस्कृत लाइब्रेरी' और हमारे संग्रहमें तथा पूर्ण प्रति 'भांडारकर इंस्टीटयूट' में है।

(७) कल्याणमंदिरवृत्ति—इसकी प्रति बड़ौदामें है, जो मेरे अवलोकनमें नहीं आई, अतः विशेष परिचय नही दिया जा सका।

(८) भावारिवारणवृत्ति—इसकी प्रति पाटण भंडार आदिमें है।

(९) राघवपांडवीय वृत्ति—इसका उल्लेख 'कैटलोगस् कैटलोगोरम' भाग एकके पृष्ठ ८५३में पाया जाता है। पर इसकी प्रति कहां है ? जाननेमें नहीं आयी। किसी विद्वानको इसकी प्रति प्राप्त व ज्ञात हो तो सूचित करें।

उपर्युक्त ग्रंथपरिचयसे स्पष्ट है कि चारित्रवर्द्धनका कोई मौलिक ग्रंथ नहीं मिलता। समर्थ टीकाकारके रूपमें ही उनकी रचनाएं प्राप्त है। इनमेंसे पांच टीकाएं तो महाकाव्य पर है और तीन टीकाएं जैन स्तोत्रादिके उपर है।

यहाँ एक विशेष बातका उल्लेख करना भी आवश्यक है कि जिन श्रावकोकी अभ्यर्थनासे ऐसे महाकाव्यादि पर टीकाएं रची गयी, वे सभी श्रावक श्रीमाल ज्ञातिके थे और वे भी बहुत साहित्यरसिक और काव्यप्रेमी होने चाहिये। अत: उनके संबंधित प्रशस्तियां दी जा रही है।

श्री. चारित्रवर्द्धन पद्मावती देवीके विशेष भक्त प्रतीत होते हैं। इन्होने अपनी टीकाओके प्रारंभमें पद्मावतीको सादर प्रणाम किया है। वैसे ये 'जिनप्रभसूरि'की परम्परामें थे। पद्मावती देवी उनकी भी सांनिध्यकारी रही है। जिनप्रभसूरि रचित 'पद्मावती चउपइ' 'भैरव-पद्मावती-कल्प' में छपी है।

श्री. चारित्रवर्द्धनकी विद्वत्प्रतिभाको देखते हुए उनके और ग्रन्थ भी मिलने चहिये, जिनकी खोज अत्यावश्यक है। यदि इस लेखसे प्रेरणा पाकर इनके अज्ञात ग्रंथोकी खोज की गई

और अप्रकाशितको प्रकाशमें लाया जाय तो मेरा यत्न सार्थक हो सकेगा। 'रघुवंशवृत्ति–प्रशस्ति' भेजनेके लिये आर. के. गोडेका मैं आभारी हूँ।

अब हम श्री. चारित्रवर्द्धनने स्वगुरुपरम्परा और जिन श्रावकोकी अभ्यर्थनासे टीकाएं रची गयी, उनकी प्रशस्तियें परिशिष्टके रूपमें यहाँ दे देते है।

## गुरुपरम्पराप्रशस्तिः—

वंशे श्री**जिनवल्लभ**स्य सुगुरोः सिद्धान्तशास्त्रार्थविद्,
दर्पिष्ठप्रतिवादिकुंजरघटाकण्ठीरवः सूरिराट्।
नानानव्यसुभव्यकाव्यरचनाकाव्यो विभाव्याऽमल –
प्रज्ञो विज्ञनतो **जिनेश्वर** इति प्रौढप्रतापोऽभवत् ॥ १ ॥

शिष्यस्तदीयोऽजनि जन्तुजातहितार्थसम्पादनकल्पवृक्षः।
विपक्षवादिद्विपपंचवक्त्रः सूरीश्वरः श्री**जिनसिंह**सूरिः ॥ २ ॥

तत्पट्टपूर्वाद्रिसहस्ररश्मि**जिनः प्रभः** सूरिपुरन्दरोऽभूत्।
वाग्देवताया रसनां यदीयामास्थानपट्टं जगदुर्बुधेन्द्राः ॥ ३ ॥

तदनु **जिनदेव**सूरिः स्वशेमुषीतर्जितत्रिदशसूरिः।
निरुपमसमरसभूरिः सूरिवरः समजनिष्ट जयी ॥ ४ ॥

तदनु **जिनमेरु**सूरिर्दूरीकृतपावको निरातंकः।
समजनि रजनीवल्लभवदनोरगे तार्क्ष्यः ॥ ५ ॥

गुणगणमणिसिन्धुर्भव्यलोकैकबन्धुर्विधुरिव कुमतौघः प्रीणिताशेषसंघ.।
जिनमतकृतरक्षस्तर्जितारातिपक्षोऽजनि **जिनहित**सूरिस्त्यक्तनिश्शेषसूरिः ॥ ६ ॥

**जिनसर्व**सूरिरभवत् तत्पट्टे घट्टितप्रबलमोहः।
सज्जनपंकजराजीविकाशभास्वान् महौजस्कः ॥७॥

तस्य **जिनचन्द्र**सूरि' शिष्यो दक्षः कलावतां पक्षः।
कक्षीकृताखिलजनोपकारसारः सदाचार' ॥ ८ ॥

सूरि**र्जिनसमुद्रा**ख्यस्तस्य जज्ञे महामति.।
अन्तिषत्सुकृती साधुवृन्दाम्भोजनभोमणि' ॥ ९ ॥

**जिनतिलक**सूरिरस्माद् विजयी जीयादशेषगुणकलित'।
श्रीवीरनाथशासनसरसीरुहभास्करः श्रीमान् ॥ १० ॥

[1]तत्पट्टपूर्वाचलमौलिचन्द्रः विपक्षवादि द्विपपञ्चवक्त्रः।
जीयात् सदाऽसौ **जिनराजसूरिः** सत्पक्षयुक्तो जिनधर्मरक्ष ॥ ११ ॥

---

१. अन्य सब प्रशस्तियामें १० श्लोक है, केवल रघुवंशवृत्तिमें यह अधिक है।

**जिनहितसूरेः** शिष्यो बभूव भूमीशवन्दितांघ्रियुगः ।
**कल्याणराज**नामोपाध्यायस्तीर्णशास्त्राब्धिः ॥ १२ ॥

तच्छिष्यप्रतिपक्षदुर्द्धरमहावादीभपञ्चाननो,
नानानाटकहाटकामरगिरिः साहित्यरत्नाकरः ।
न्यायाम्भोजविकाशवासरमणिर्बौद्धेते जाग्रत्प्रभो,
वेदान्तोपनिषन्निषण्णधिषणोऽलंकारचूडामणिः ॥ १३ ॥

श्रीवीरशासनसरोरुहवासरेशः, सद्धर्मकर्मकुमुदाकरपूर्णिमेन्दुः ।
वाचस्पतिप्रतिमधीर्नरवेषवाणि**र्चारित्रवर्द्धन**मुनिर्विजयी जगत्याम् ॥ १४ ॥

[ रघुवंशटीका पृ० ]

**(१) श्रावक परम्पराः—**

श्रीमालवंशहंसो **डौडा**गोत्रे पवित्रगुणपात्रम् ।
समजनि **जगलू**श्रेष्ठी, विशिष्टकर्मा वरिष्ठयशाः ॥ १४ ॥
**माल्लू**श्रेष्ठी तस्य, प्रशस्यमूर्तिर्बभूव तनुजन्मा ।
पुत्रोऽमुष्य स **भूधर** इत्याख्यो दक्षजनमान्यः ॥ १५ ॥
**जगसी(मी)धर** इति तस्माज्जातः स्मरविग्रहः कलानिलयः ।
तस्यापि **लखम**सिंहस्तनयो विनयी नयाभिज्ञः ॥ १६ ॥
**तेजपाल**स्ततो जज्ञे, सुतो मुख्याद्यणोपि च ।
**पीप्पडो बाहडा**न्यूनधर्मः शर्मनिधिः सुधीः ॥ १७ ॥
अमुख्यमुख्यो दाक्षिण्यभाजनं तनुजो जयी ।
**देव**सिंह इति स्वान्तःवासिताऽर्हत्पदाम्बुजः ॥ १८ ॥
साधुः **सालिग**नामाऽभूत् तत्पुत्रः स चारित्रभूः ।
एतस्याङ्गसमुद्भूताश्चत्वारोऽपि जयन्त्यमी ॥ १९ ॥
**आद्यः** साधुधियां भूमि**र्भैरवो** रिपुभैरवः ।
ततः **सेहुण्ड**नामा च धर्मधामा मनोरम. ॥ २० ॥

---

१ जिनप्रभसूरि व उनके गुरु श्रीमालवंशके थे। अतः श्रीमालजाति पर जिनप्रभीय शाखाका बडा प्रभाव रहा है। फलत झुंझनु, दिल्ही, जौनपुर आदिमें जहा श्रीमाल अधिक रहते थे, इस शाखावालोंका अधिक विहार हुआ। १७वीं सदीमें जिनरंगसूरि श्रीमालवंशमें हुए, तबसे दिल्ही, लखनउ, झुंझनु, जयपुरादि श्रीमालक्षेत्रोंमें उनका प्रभाव हो गया।

**अरडकमल्ल**स्तुर्यो, वर्यो धुर्यः सताममात्सर्यः ।
सत्कार्यो धर्मधनो, मनोहरः सकलललनानाम् ॥ २१ ॥
यद्यप्येष कनिष्ठस्तदपि गुणैर्ज्येष्ठ एव विख्यातः ।
कान्तगुणोऽनणुबुद्धिः शुद्धाचारो विचारज्ञः ॥ २२ ॥
तत्त्वाद् गत्वरमन्त्राखिलमुर्व्यां वस्तुजातमवधार्य ।
यो धर्म एव बुद्धिर्विदधाति नितान्तगुरुधिषणः ॥ २४ ॥
एतेनाभ्यर्थितोप्यर्थमुनिश्**चारित्रवर्द्धनः** ।
**कुमार**काव्यविवृतिमकार्षं मन्दधीरपि ॥ २५ ॥　[ कुमारसंभववृति प्र. ]

(२) **श्रावकपरम्पराः**—

श्रीमालवंशसरसीरुहतिग्मभानु', **सङ्घोर**गोत्रकुमुदाकरगीतभानुः ।
**धारू** इति प्रथितचारुयशोविलास' श्रीमानभूच्छुभमतिर्यतिपादसेवी ॥ १ ॥
तस्याङ्गजोऽजनि जनव्रजनीरजाको, **वीजा**भिधो विधुतविपक्षलक्षः ।
कक्षीकृताखिलमहोपकृतिर्कृतज्ञ', सर्वज्ञशासनसरोजमरालमौलि' ॥ २ ॥
तत्पुत्रः **कामदेवो**ऽभूत्, कामदेव–समद्युतिः ।
आर्थिनां कामदः कामं, सामजातगति(?) कृती ॥ ३ ॥
तस्यांगभूः समजनिष्ट विशिष्टकीर्तिश्री**देवसिंह इति सिंह**समानशौर्यः ।
वर्यः सतां गुणवतां प्रथमः पृथुश्रीस्तीर्थंकरक्रमसरोरुहचञ्चरीकः ॥ ४ ॥
पुत्रस्तदीयोऽजनि वस्तुपालः शुभाशयोऽर्द्धेन्दुसनाभिभालः ।
जिनेन्द्रपादार्चननाकपालः, समस्तधुरित्रजनाशकाल' ॥ ५ ॥
अभूतामस्य पुत्रौ द्वौ सच्चरित्रपवित्रितौ ।
ज्येष्ठः **सहजपाला**ख्यो, द्वितीयो **भीपणः** प्रभुः ॥ ६ ॥
निर्दूषणो यो निजवंशभूषणं, गुणानुरागेण वशीकृताशयः ।
अनन्यसामान्यवरेण्यतां दधद् दधाति निःकेवलमेव धर्मताम् ॥ ७ ॥
यः कारुण्यपयोनिधिर्गुणवतां मुख्यः सतामग्रणी–
र्माघद्वै(२)रि कुलेभकेशरिगिशुर्विश्वोपकारक्षम' ।
धर्मज्ञः सुविचक्षण' कविकुलैः संस्तूयमानो वशी,
जीयाज्जैनमताम्बुजैकमधुपः श्री**भीपणः** शुद्धधीः ॥ ८ ॥
देवगुरुचरणनिरतो, विरतो पापात् प्रमादसंत्यक्त ।
सोऽयं **भीपण**नामा कामातनुर्भातिधर्ममतिः ॥ ९ ॥

[ देखो : अनुसधान पृष्ठ ७१ ]



# જાકોડા પાર્શ્વનાથ તીર્થ

લેખક : પૂ. મુનિરાજ શ્રીવિશાળવિજયજી ( વૃદ્ધિ-ધર્મ-જયંતોપાસક )

**સુમેરપુરથી** સાડા ચાર માઇલના અંતરે જાકોડા નામે જૈનોનુ પ્રસિદ્ધ તીર્થધામ છે. આ તીર્થ કેટલુ પ્રાચીન હશે તે જાણવામાં આવ્યું નથી પરતુ શિલાલેખોમાં જેનો જારાઉર અને જાષકપુર તેમજ તીર્થમાળાઓમાં જાષુરી નામથી ઉલ્લેખ આવે છે તે જ આ જાકોડા તીર્થ છે. પ. શ્રી. મહિમાવિજયજીએ રચેલી તીર્થમાળામા આ તીર્થનો આ પ્રકારે ઉલ્લેખ કર્યો છેઃ—

"જાષોરિં ચૌદ જિન દિનકરૂં, પાલિ ચૌદિ રે જગીસ. ૮
પોસાલિ ત્રિણિ ઇટિવાલિ દસ ભલી, વાઘ તલાઈ રે દેવિ"
(પ્રાચીન તીર્થમાળા સંગ્રહ : ભા ૧, પૃ. ૫૯)

પોષાલિયાની પાસે આવેલું જાષોરિ તીર્થ છે શિવગજથી પોષાલિયા ચાર ગાઉ દૂર છે. અને જાકોડા તીર્થ પણ શિવગંજથી ચાર ગાઉના અંતરે છે એટલે જાષોરિ એ જ જાકોડા સમજાય છે પ. મહિમાવિજયજીએ આ તીર્થની અઢારમા સૈકામાં યાત્રા કરી ત્યારે અહીના જિનાલયમાં ચૌદ જિનપ્રતિમાઓ હતી.

અઢારમા સૈકા કરતા પ્રાચીન એવા પ મેઘવિજયજીએ સં ૧૪૯૯ લગભગમાં રચેલી તીર્થમાળામાં આ તીર્થ તેમજ આસપાસનાં જિનમદિરોવાળાં ગામોની આ પ્રકારે નોધ કરી છે.—

"વીસલપુરિ વાલ્હી ઊદરિ, બાલીસઈ માહિ પૂજા ફિરી,
તીરથતણઉ ન જાણઉં પાર, જાષોરઈ જિણ કરઉ જુહાર"

આમ વીસલપુર, વાલ્હી, ઉંદરી વગેરે ગામો જાકોડાની પાસે આવેલાં છે તેજ આ તીર્થમાળાકારે નોંધ્યાં છે. એટલે પદરમા સૈકામાં આ તીર્થ જાણીતુ હતુ

મારા ગુરુ પૂ. શ્રીજયંતવિજયજી મહારાજશ્રીએ સપાદિત કરેલ આબુ ભાગ બીજાના લેખાંક ૩૧૪મા—સ ૧૩૪૬ના ફાગણ વદિ ૩ને સોમવારે જાખલપુરના રહેવાસી શ્રીજિન-ચદના પુત્ર સઘવી ચેચટન વગેરેએ જિનપ્રતિમાઓ ભરાવ્યાનો ઉલ્લેખ એ લેખમાં કરેલો છે.

મતલબ કે આમાં ઉલ્લેખેલ જાખલપુર એ જ જાકોડા હોય તો સ. ૧૩૪૬માં આ ગામ વિદ્યમાન હતું એટલુ નક્કી થાય છે.

જાકોડામાં શ્રી. પાર્શ્વનાથ ભગવાનનુ સુંદર મંદિર પહાડની ખીણમાં આવેલુ છે.

તેમા મૂળનાયક શ્રીપાર્શ્વનાથ પ્રભુને બદલે અત્યારે શ્રીશાન્તિનાથ પ્રભુની પંચતીર્થીયુક્ત મૂર્તિ બિરાજમાન છે તેમાં ડાબી બાજુના કાઉસગ્ગિયા નીચે સં. ૧૫૦૪નો લેખ છે, જેમાં જાષક-પુરનો ઉલ્લેખ કરેલો છે. એટલે આ તીર્થ સં. ૧૫૦૪માં સ્થાપન થયું હોય એમ માની શકાય. શ્રી. સોમસુંદરસૂરિના શિષ્યોએ આ તીર્થની પ્રતિષ્ઠા કરી છે એમ શિલાલેખથી જણાય છે.

જમણી બાજુના કાઉસગ્ગિયા ઉપર પણ સં. ૧૫૦૪નો લેખ છે. આમાં જાષઉરના શ્રીસંઘે પરિકર ભરાવ્યુ એવા નિર્દેશથી જણાય છે કે સોળમા સૈકામાં જાષઉર જે આજે જોકોડા નામે ઓળખાય છે, તેમાં જૈનોની સારી વસ્તી હતી.

આમાં મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનને બદલે શ્રીશાંતિનાથ પ્રભુની મૂર્તિ છે. એ ફેરફાર ક્યારે થયો અને મૂળનાયકની મૂર્તિનુ શુ થયું એ જાણવામાં નથી. ભગવાનની ગાદીમાં બને પડખે યક્ષ–યક્ષિણી અને બને બાજુએ વાઘ તેમજ હાથીની આકૃતિઓ દર્શાવી છે. વચમાં દેવી છે અને દેવીની નીચે ધર્મચક્ર છે તેની બને બાજુએ હરણની આકૃતિઓ કોતરેલી છે.

ખેલામંડપમાં પેસતા ડાબી બાજુએ પાવાપુરી તેમજ સમેતશિખર તીર્થના પટોની રચના છે જમણી બાજુએ આબુ તેમજ અષ્ટાપદ તીર્થના પટો કોતરેલા છે આ બનેની વચ્ચે થાભલાના મધ્ય ભાગમાં ભગવાનની મૂર્તિ છે ૭ ચોકીમા ડાબી બાજુએ શત્રુંજય-તીર્થનો પટ અને જમણી બાજુએ ગિરનાર તીર્થનો પટ છે.

શા. ઉમેદ મરજીએ ગૂઢમંડપ અને છચોકી નવી કરાવી છે છચોકી તેમજ ત્રણ ચોકીનો સભામંડપ વડગામના ઓશવાલ શા. ભીમચંદજી પૂનમચંદજીએ કરાવેલ છે. શૃંગારચોકીની બહાર જમણી બાજુના ગોખલામા શાસનદેવીની મૂર્તિ છે. આ ગોખલાનો જીર્ણોદ્ધાર શા ઉમેદ મરજીના ભાઈ મૂલચંદજીએ કરાવેલ છે.

આખુયે દેરાસર કોટયુક્ત છે. ભમતીમાં ડાબી બાજુની ઓરડીમા ચાર પ્રતિમાઓ પરોણાદાખલ પધરાવેલી છે.

શિખર ઇંટ–ચૂનાનુ બનાવેલુ છે. તેનો જીર્ણોદ્ધાર શિવગંજવાળા પોરવાડ શા પૂનમચંદજી વેલરાજ વર્ધાજીએ કરાવેલ છે.

સં. ૧૯૮૧માં અહી શ્રાવકોનાં બે માત્ર ઘર હતા, સાધુ–સાધ્વીઓને આ તીર્થમાં આવવા માટે તકલીફ પડે છે.

દેરાસરની સામે નાની એવી એક ધર્મશાળા હતી સં. ૧૯૮૯માં પોમાવાવાળા ઓશ-વાલ શેઠ ઉમેદભાઈએ આ તીર્થનો વહીવટ હાથમાં લીધો ત્યારથી આ તીર્થનો જીર્ણોદ્ધાર થવા માંડયો છે, તેમણે પોતે આ તીર્થમાં સારી રકમ આપી બીજાઓ પાસેથી સારુ એવુ ફંડ એકઠુ કરી નવી મોટી ધર્મશાળા કરાવી છે બીજા માળનુ કામ અધૂરુ રહ્યુ છે ધર્મશાળા પણ પહાડની ખીણમાં જ બનેલી છે

અહી કુલ ૨૦૦ ઘરની વસ્તી છે. અત્યારે શ્રાવકનુ એક જ ઘર છે. ધર્મશાળામાં જાત્રાળુઓ માટે બધી સગવડ રાખવામાં આવી છે,

આ તીર્થ વાકલીથી લગભગ સાડા ત્રણ ગાઉ દૂર છે.



# કર્મ મીમાંસા

## ( લેખાંક–૬ ઠ્ઠો )

લેખક—**માસ્તર શ્રીયુત ખુબચંદ કેશવલાલ**-સિરોહી

[ કંઈ પણ શાસ્ત્રવિરુદ્ધ આ લેખાંકોમા લખાઈ જાય તો ત્રિકરણ યોગે મિથ્યા દુષ્કૃત છે વિદ્વાનોને ક્યાંય ક્ષતિ જણાય તો ભૂલ સુધારવા મને પ્રેરણા કરે એવી નમ્ર વિનંતી છે ]

પ્રથમના લેખાંકમાં દર્શાવ્યા મુજબ અપવર્તના અને ઉદ્વર્તના દ્વારા સ્થિતિ અને રચના સ્વરૂપમા હીનાધિકતા થઈ શકવારૂપ ફેરફાર થઈ શકે છે, તેમ કર્મની પ્રકૃતિઓમાં એક એવો પણ ફેરફાર થઈ શકે છે કે બધાયેલ કર્મની પ્રકૃતિ–સ્થિતિ–રસ અને પ્રદેશ આ ચારેનો અન્ય કર્મરૂપે પણ પલટો થઈ જવા પામે છે પ્રકૃતિ ભેદે કરી કર્મના આઠ મૂળ પ્રકાર જૈન દર્શ-નમાં જણાવ્યા છે, તેમાંથી દરેક પ્રકારના કર્મના ઉત્તર ભેદ પણ જણાવ્યા છે તેમાં આ પલટો સજાતીય કર્મરૂપે જ થાય પણ વિજાતીય કર્મરૂપે ન થાય એ સાથે લક્ષમા રાખવું જરૂરી છે જેમ વેદનીય કર્મનો પલટો તે મોહનીયરૂપે ન થાય પણ શાતા વેદનીયનો અશાતા વેદનીયરૂપે અને અશાતા વેદનીયનો શાતા વેદનીયરૂપે પલટો થઈ શકે. એટલે કે સજાતીય કર્મની ઉત્તર પ્રકૃત્તિઓમા આ ફેરફાર થાય. આવા પલટાને "સક્રમણ" કહે છે આ સક્રમણ પણ અધ્યવસાયના બળે જ થવા પામે છે આમાં પણ કેટલીક સજાતીય ઉત્તર પ્રકૃતિઓય એવી છે કે જે બદલાતી નથી જેમકે દર્શન મોહનીયનુ સક્રમણ ચારિત્ર મોહનીયમા તેમજ જુદા આયુષ્યનું પરસ્પર સક્રમણ થતુ નથી

વળી ઉદયકાળનો પ્રારભ થયા પહેલા તથા એ પ્રકારના અધ્યવસાયના અભાવે આ રીતે સક્રમણ થયા સિવાય નિયત થયેલ પ્રકૃતિ–સ્થિતિ–રસ અને પ્રદેશરૂપે રહેલા કર્મ કોઈ વખતે અબાધા સ્થિતિ સમાપ્ત થતાં વિરોધી પ્રકૃતિમાં સક્રમીને સ્વરૂપે ઉદયમાં નહિ આવતાં પરરૂપે પણ ઉદયમા આવે છે તે માટે હકીકત એમ છે કે અબાધા સ્થિતિ સમાપ્ત થયે કર્મને કોઈ પણ પ્રકારે ઉદયમા આવી નિર્જરવું જ જોઈએ એવો અવશ્ય નિયમ છે હવે તે વખતે જો વિરોધી પ્રકૃતિનો ઉદય ચાલુ હોય તો પોતે વિરોધી પ્રકૃતિમા ( ઉદયવતી પ્રકૃતિમાં ) સક્રમીને ( પરિણમીને ) પરપ્રકૃતિરૂપે પણ ઉદયમા આવે અને વિરોધ પ્રકૃતિનો ઉદય બધ પડતાં તે કર્મ સ્વરૂપે જ ઉદયમા આવે છે અથવા વિરોધી પ્રકૃતિનો કદાચ ઉદય ન હોય પરતુ સ્થાન જ સ્વરૂપોદયને અયોગ્ય હોય તો પણ પરપ્રકૃતિરૂપે ઉદયમા આવે છે આ રીતે સક્રમણ અગે સમજવાનુ છે. હવે કર્મ વહેલુ ભોગવટામાં આવવા અગે વિચારીએ

આત્મા સાથે બધાયેલ કર્મ બધાતાની સાથે જ ઉદયમા આવવું જ જોઈએ એમ નથી જે સમયે જેટલી સ્થિતિવાળુ જે કર્મ આત્મા બાધે છે અને તેના ભાગમાં જેટલી કર્મ-વર્ગણાઓ આવે છે તે વર્ગણાઓ તેટલો કાળ નિયત ફળ આપી શકે તેટલા માટે તેની રચના થાય છે શરૂઆતના કેટલાક સ્થાનકમા તે રચના થતી નથી, તેને અબાધા કાળ કહેવામા

આવે છે. તે સમયમાં બંધાયેલ કર્મનો ભોગવટો હોતો નથી અબાધા કાળ પૂર્ણ થયે ક્રમશઃ ભોગવવા માટે તેના દલિકની રચના થાય છે. અબાધા કાળ પછીના પ્રથમ સ્થાનકમાં વધારે, બીજામાં ઓછાં, ત્રીજામાં ઓછાં, એમ સ્થિતિબંધના ચરમ સમય પર્યંત દલિક ગોઠવાય છે. એક મિનિટની લગભગ સાડાત્રણ લાખ આવલિકા ગણાય અબાધા કાળમાંથી છૂટેલ કર્મ-દલિકો પૈકી કેટલાંક દલિકોનો ભોગવવાનો કાર્યક્રમ પ્રથમ એક આવલિકા જેટલા વખતમાં ગોઠવાય તેટલા નિયત કાળને "ઉદયાવલિકા" કહે છે. એટલે કે ઉદયના સમયથી માંડીને એક આવલિકા સુધીનો ભોગવટાનો સમય તે પ્રથમ ઉદયાવલિકા કહેવાય છે. કર્મનાં સર્વ દલિકો કંઈ એક આવલિકા જેટલા સમયમાં ખતમ થતાં નથી. પણ એક ઉદયાવલિકા પૂરી થાય એટલે બીજી શરૂ થાય દરેક ઉદયાવલિકામાં કર્મનો ઉદય ચાલુ જ હોય છે. એમ કેટલીયે ઉદયાવલિકાઓ વીત્યે છતે કર્મનો ઉદયકાળ પૂરો થાય છે. આ રીતે કર્મદલિકો ભોગવવાનો કાર્યક્રમ હોય છે અબાધાકાળ પૂરો થયા બાદ ઉદય શરૂ થઈ કર્મદલિકો ઉદયાવલિકાઓમાં પ્રવેશવા વડે ફળદાયી બને છે આ અબાધા કાળનો નિયમ સ્થિતિબંધ ઉપર છે. તે નિયમ એવો છે કે-જઘન્ય સ્થિતિબંધે અંતર્મુહૂર્તનો અબાધાકાળ ( અનુદયકાળ ) હોય છે, સમયાધિક જઘન્ય સ્થિતિબંધથી માંડી યાવત્ પલ્યોપમના અસંખ્ય ભાગાધિક બંધથી આરંભી બીજા પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ પૂર્ણ થાય ત્યાં સુધી એ સમયાધિક અંતર્મુહૂર્તનો અબાધા કાળ પડે. એમ પલ્યોપમના અસંખ્યાતમા ભાગાધિક બંધે સમય સમયનો અબાધાકાળ વધારતાં પૂર્ણ કોડાકોડી સાગરોપમના બંધે સો વરસનો અબાધા કાળ હોય એટલે તેટલા વખતના જેટલા સમયો થાય તેટલા સ્થાનકમા દલિકરચના ન કરે. સામાન્યરીતે કર્મ ફળદાયી બનવાનો એ પ્રમાણે નિયતકાળ હોય છે તો પણ એના નિયતકાળ પૂર્વે પણ એને ઉદયમાં લાવી શકાય છે. અને તેને જૈન પારિભાષિક શબ્દમાં ઉદીરણા કહેવાય છે. સામાન્ય-રીતે જે કર્મનો ઉદય ચાલતો હોય તેના સજાતીય કર્મની જ ઉદીરણા થઈ શકે છે. કર્મનો ઉદય થવાનો સમય ન થયો હોય તો પણ પરાણે ઉદયમા લાવી ભોગવે તે ઉદીરણા કહેવાય છે. આત્માને ચોકખો કરવો હોય તો કાચી મુદતે પણ કર્મ કપાવવાનો રસ્તો હોવો જોઈએ કાચી મુદતે કર્મને કાપી શકાય તો જ સમ્યક્ત્વ, દેશવિરતિ, જ્ઞાન થવાનુ શક્ય બને છે. કાચી મુદતે કર્મ ન કપાતાં હોત તો ચાહે જેટલાં કર્મ સુંદર કરો કે ન કરો તેની કિંમત શું ? જે કર્મ અત્યારે ઉદય આવતુ નથી તે લાંબા કાળે-ભવિષ્ય કાળે ઉદયમાં આવવાનું છે. અત્યારે ન ભોગવવાં પડે તે નરકમા ભોગવવા પડે, પણ તેવા કર્મોને અત્યારે જે ભોગવવામાં આવે તે ઉદીરણા કરીને ભોગવ્યાં કહેવાય જેઓ વેદવાની તાકાતવાળા હોય તે વેદી શકે. વેદવાની તાકાત ન હોય તો ઊલટા બમણા બંધાય છે. કેટલાકો ખમીને ખૂએ છે. ભોગવે તેમા આર્ત્ત રૌદ્ર ધ્યાન કરે તો નરક વગેરેનું આયુષ્ય બાંધે સમ્યગ્દૃષ્ટિ આત્મા તો વહેલુ ઉદયે આવે તેમાં ભવિતવ્યતાનો પાડ માને. તે તો એમ જ સમજે કે દેવું તો ગમે તે સ્થિતિમાં ભરવું પડશે પણ સારી હાલતમાં દેવું સહેલાઈથી ભરી શકાશે જિનેશ્વર જેવા દેવ વગેરે મલ્યુ છે તો આવા વખતે કર્મને ભોગવીને પરિણામ નહિ ટકાવીએ તો જે વખતે જિનેશ્વરના ધર્મનું શ્રવણ ન હોય તે વખતે પરિણામ ક્યાથી ટકશે ? તપસ્યા, લોચાદિક વગેરે વેદનીયની ઉદીરણા છે એટલે અહીં સમજવાનું એ છે કે કર્મ ઉદયમા આવ્યુ અને કર્મ ઉદયમા લાવ્યો તેમ બે પ્રકાર છે. આપણે ઉદયમાં આવેલા કર્મોથી કંટાળીએ છીએ પછી લાવવાની વાત તો દૂર રહી. જ્યારે મહાપુરુષો તો દેખે

કે આ સ્થાને પ્રતિકૂલતા થશે તેથી જાણી જોઈને ઉદય થવાના સ્થાનકે દોડે એટલે મહાત્મા પુરુષો ઉદીરણા કરીને ઉદયમાં લાવે અઘાતીની ઉદીરણા જાણી જોઈને કરી શકાય. ઘાતીની ઉદીરણા તો તાકાતવાળો કરી શકે જ્યા વિપાક નહી, માત્ર પ્રદેશ, ઘાતીની ઉદીરણા કરે બાકી અઘાતીની ઉદીરણા કરાય છે. ચડતા ગુણઠાણાવાળા ઘાતીની ઉદીરણા કરે એટલે ઘાતી અને અઘાતીની ઉદીરણામાં પણ ખ્યાલ રાખવાનો છે. ઘાતીની ઉદીરણા કરવામાં સામાન્ય આત્માને નુકસાન થાય છે. જ્ઞાનાવરણીય—દર્શનાવરણીય—મોહનીય અને અંતરાય એ ચારે ઘાતી કર્મ છે. તો વિચારો કે આ કર્મનો ઉદય વહેલો કે મોડો ક્યારેય પણ સારો નહિ એટલે તેની ઉદીરણા પણ મુઝવનારી બને અહી કોઈ પ્રશ્ન કરે કે ઘાતી કર્મની કદાચ ઉદીરણા ન કરે પરતુ આત્મામાં સમાગત એટલે કે સિલકમા ઘાતી કર્મ હોય, તેથી કાળ પાકે એટલે વિપાકોદય તો થતો જ રહેવાનો અને તે સમયે તે આત્મગુણોનો ઘાત કરનારાં થવાનાં છે તો તેવાં કર્મો વડે થતા આત્મગુણોના ઘાતથી બચવા શું પુરુષાર્થ કરવો જોઈએ?

ઘાતી કર્મ વડે આત્માના ગુણોના થતા ઘાતથી બચવા માટે એવું છે કે આત્મા પુરુષાર્થ ફોરવે તો તે કર્મોના ઉદય સમયે ઊલટો આત્મા કેટલાક ગુણો પ્રગટ કરે છે પણ તેની આવડત હોવી જોઈએ; અને આત્મા કેળવાયેલ હોવો જોઈએ કેળવાયેલ આત્મા તે કર્મોને ક્ષાયોપશમિક ભાવે વેદે ક્ષયોપશમ એટલે સર્વથી ક્ષય નહિ, પરતુ એવા પ્રકારનો ક્ષય કે જેમા તે તે કર્મનાં દલિયાંને વિપાકોદયમાં ન આવવા દેતાં પ્રદેશોદયમાં વાળી દેવાનુ બને છે. આથી તે કર્મ પોતાનો વિપાક એટલે કે પ્રભાવ બતાવી શકતુ નથી તેથી તે કર્મના પ્રભાવે આવરાઈ જતો આત્માનો ગુણ આવરાતો નથી, પણ પ્રગટ થાય છે આત્મામા ધર્મ બે પ્રકારના છે. (૧) ઔદયિક ધર્મ અને (૨) ક્ષાયોપશમિક ધર્મ. કર્મના ઉદયથી જે ગુણ, જે ધર્મ પ્રગટે તે ક્ષાયોપશમિક ધર્મ કે ક્ષાયોપશમિક ગુણ કહેવાય છે ઔદયિક ધર્મથી આત્મામાં દુર્ગુણો તથા ગુણનો ઘાત કરનારા સસ્કારો ઉત્પન્ન થાય છે મિથ્યાત્વ, ગુસ્સો, અભિમાન, કપટ, કામ, હાસ્ય, શોક વગેરે દુર્ગુણો છે તેમજ અજ્ઞાન, નિદ્રા, દુર્બલતા, અલાભ વગેરે ગુણોનો ઘાત કરનાર છે આ બધાની ઉત્પત્તિ ઘાતી કર્મના ઉદયથી થાય છે. જ્યારે જ્ઞાન, દર્શન, સમ્યક્ત્વ, ક્ષમા, મૃદુતા વગેરે સદ્‌ગુણો છે તે સદ્‌ગુણોની પ્રાપ્તિ તેજ ઘાતીકર્મના ક્ષયોપશમથી થાય છે. મિથ્યાદૃષ્ટિ આત્મામાં ઘાતીકર્મના ઉદયથી ઔદયિક ધર્મો પ્રાપ્ત થાય છે અને તે પરંપરાએ સસારવૃદ્ધિનુ કારણ બને છે. જ્યારે સમ્યગ્દૃષ્ટિ આત્મા ઘાતી કર્મને ક્ષયોપશમિક ભાવે વેદે છે, એટલે તેનામા ક્ષાયોપશમિક ગુણો પ્રાપ્ત થાય છે એટલે અબાધા-કાળ પૂર્ણ થયે કે અબાધાકાળ પૂર્ણ થયા પહેલા ઉદયમા આવેલ ઘાતીકર્મ ક્ષયોપશમ ભાવે વેદવાનો પુરુષાર્થ કરવો જોઈએ અહી પુરુષાર્થ ફોરવવા તરીકે પંચાચારનુ પાલન, કષાયોની ભયાનકતા વિષેનું વાચન, શ્રવણ અને ચિંતવન, સદ્‌ભાવનાઓ, કષાયોના કટુ વિપાકોના દ્રષ્ટાન્તોનો ખ્યાલ, ક્ષમા—મૃદુતા—સરલતા વગેરેની મળેલી તક, ઇત્યાદિ કરવાની જરૂર છે અને એ બધા ક્ષયોપશમના ઉપાયો છે. [ ચાલુ ]

## નમ્રતા

**વાવ કે તળાવમાંથી પાણી ભરી લાવવું હોય તો ખાલી ગાગર ડુબાડવાથી કામ નહિ ચાલે. ગાગર કે લોટાને વાંકો—ત્રાંસો કરવો પડશે. ગુરુ જેવા જ્ઞાનના દરિયા પાસે શિષ્યે ભક્તિનમ્ર બનવું જોઈએ.**

## દક્ષિણમાં પણ

# જૈનધર્મનાં ઊંડાં મૂળ

લેખક :-શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

**શો**ધખોળના ક્ષેત્રમાં જેમ જેમ પ્રગતિ થતી રહી છે, તેમ તેમ ભારતવર્ષના પ્રાચીન ધર્મો અને એ અંગેના રીતરિવાજો સંબંધી પાશ્ચાત્ય વિદ્વાનો દ્વારા સાચી સમજના અભાવે જે ભૂલભર્યા મતવ્યો, લખાણ યા પુસ્તકરૂપે પ્રસિદ્ધ થયેલ છે એના ઉપરથી અંધારપડલો વિખરાતાં જાય છે અને સાચા જ્ઞાનરૂપ દિવાકર પોતાની જ્યોતિ વધુ ને વધુ પ્રમાણમાં વિસ્તારતો જાય છે. એ દ્વારા અપૂરા ઇતિહાસના કેટલાય ખૂટતા અંકોડા ઉપલબ્ધ થયા છે.

આ માસિકના પાનામાં અગાઉ ઉત્તરભારત, મધ્યપ્રદેશ, રાજસ્થાન તેમજ બંગાળ અને ગૂજરાત આદિમાં **જૈનધર્મ**નુ પ્રાધાન્ય કેવા પ્રકારનું હતું એ વાત દર્શાવતા કેટલાક ઉલ્લેખો પુરાતત્ત્વશોધક વિદ્વાનોના લખાણને આશ્રયીને કરવામાં આવેલ છે. આજે એ સબંધી દક્ષિણ ભારતમાં કેવી સ્થિતિ પ્રવર્તતી હતી તેના વિચાર એક મરાઠી લેખક શ્રીયુત **બાબગૌંડા ભુજગૌંડા પાટીલ** B. A LL. B કૃત પુસ્તકના આધારે કરવાનો છે. એ ગ્રંથનુ પૂરુ નામ છે-' દક્ષિણ-ભારત, જૈન વ જૈનધર્મયાંચા સંક્ષિપ્ત ઇતિહાસ ' એમાં કલમ ગતિમાન થાય તે પૂર્વે સ્પષ્ટતા કરવી જરૂરી છે કે જૈનધર્મના જે બે મુખ્ય ફાંટા છે. **શ્વેતાંબર** અને **દિગંબર,** એમાંનો દિગંબર સંપ્રદાય આ પ્રદેશમાં વધુ પ્રમાણમા વિસ્તરેલો હતો સંખ્યાબંધ પુરાવા આ મતવ્યની પૂર્તિમાં ઉપલબ્ધ થાય છે. **જૈનધર્મ**નો તાત્ત્વિક દૃષ્ટિએ વિચાર કરવામાં આવે અને શ્રમણ સંસ્કૃતિના આત્મકલ્યાણકારી આચારો પ્રતિ ધ્યાન દેવામાં આવે તો ઉભય સંપ્રદાયના ધ્યેયમા કંઈજ ફેર નથી અને એ માટેનાં વિધિ-વિધાનોમાંના કેટલાક મામૂલી મનફેરોને બાજુ ઉપર રાખીએ તો ત્યાં પણ વિસંવાદને સ્થાન નથી જ. આજે જ્યારે મુખ્ય પ્રશ્ન જૈનધર્મની પ્રભાવનાનો અને એક કાળે આ ધર્મ કેટલા મોટા પ્રદેશ ઉપર વિસ્તરેલો હતો, તેમજ એના શ્રમણોએ ઉપદેશ, પ્રવચન, અને સાહિત્યસર્જનદ્વારા કેવી સુંદર ને સચોટ છાપ પાડી હતી, તે બતાવવાનો હેતુ અગ્રસ્થાને છે ત્યારે એક જ પિતાના સંતાનો વચ્ચેના મામૂલી માન્યતાભેદોને ગૌણ સ્થાન જ સંભવે

"ઉત્તર મથુરા વગેરે દેશાંતૂન વ પ્રાંતાતૂન ભગવાન્ મહાવીરાની આપલ્યા તત્ત્વજ્ઞાનાચા પ્રસાર કરણ્યાસાઠી વિહાર કરીત કરીત દક્ષિણ ભારતામધ્યે આલે ત્યાવેલી કાંચી પુરાવર રાજા વસુપાલ રાજ્ય કરીત હોતા, વ તો મહાવીરાચા ભક્ત હોતા ( આરાધના-કથા-કોશ. ભા. ૩ ) હેમાંગ દેશાંત ( મૈસૂર ) ભગવાન્ મહાવીરાચે જેવ્હા આગમન ઝાલે તેવ્હાં રાજા સત્યધરાચા પુત્ર જીવંધર હા તેથે રાજ્યાધિકારી હોતા .."

લેખક પાના પાચ તથા છમાં ઉપરના ઉલ્લેખ પછી સાહિત્યમાં આવતા વર્ણન ઉપરથી પુરવાર કરે છે કે જેને આજે મૈસૂર કહેવામા આવે છે તે એકકાળે હેમાંગ દેશ કહેવાતો હતો જીવંધરે પોતાના પુત્રને રાજગાદી સોંપી દીક્ષા લીધી હતી. ઈ. સ પૂર્વ ચોથી શતાબ્દીમા લંકામાં પણ જૈનધર્મ પ્રસરેલો હતો. એ ઉપરથી પુરવાર થાય છે કે, શ્રી ભદ્રબાહુસ્વામીના આ

પ્રદેશમાં આગમન પહેલાં પણ જૈનધર્મ પ્રચલિત હતો. સમ્રાટ ખારવેલના શિલાલેખ ઉપરથી પણ ઈ. સ પૂર્વના કેટલાક સૈકાઓ આગળથી જૈનધર્મનો ફેલાવો દક્ષિણ હિંદુસ્તાનમાં થયો હતો

ઉપરના લખાણમાથી એટલુ તો વિના સંકોચે તારવી શકાય તેમ છે કે ચાહે તો ભગવંત શ્રી પાર્શ્વનાથના સંતાનીય શ્રમણો કિવા ખુદ ભગવાન મહાવીરસ્વામી અગર તો તેમના શિષ્યો આ પ્રદેશમાં વિચર્યા હતા. એ કાળે ઉપદેશ શ્રવણદ્વારા જ જ્ઞાનપ્રાપ્તિ થઈ શકતી. વળી જૈનધર્મના આચાર ગ્રંથોમા શ્રમણો માટેના જે નિયમો દર્શાવવામાં આવ્યા છે એ જોતાં સંખ્યાબંધ સાધુઓ એક જ સ્થાનમાં ન જ રહી શકે તેમ લાબો સમય પણ એક જ ક્ષેત્રમાં ચોમાસા સિવાય ન જ વ્યતીત કરી શકે. જ્યાં આ પ્રકારનું બંધારણ હોય અને કેવળ આત્મકલ્યાણ અર્થે જ ભાગવતી દીક્ષાનો સ્વીકાર હોય, ત્યાં ગમે તેવા ઉપસર્ગો સહન કરીને પણ વિહારક્ષેત્રનો પ્રદેશ અનિવિસ્તૃત હોય એમા કંઈ જ આશ્ચર્ય નથી.

લેખક દિગંબર આમ્નાય પ્રમાણે મ મહાવીરદેવની શિષ્યપરંપરા નીચે મુજબ દર્શાવે છે —

ચોવીશમા તીર્થંકર શ્રી મહાવીર પ્રભુ એ પછી કેવલજ્ઞાનીમા તેમના બે શિષ્યો શ્રી ગૌતમસ્વામી તેમજ શ્રી સુધર્માસ્વામી અને અંતિમ કેવલ શ્રી જંબૂસ્વામી. અહી સુધી તો કશો જ ફેર આવતો નથી એ પછી જેમનો ઉલ્લેખ શ્રુતકેવલી તરીકે કરાયેલ છે એ નામો આ પ્રમાણે છે-(૧) વિષ્ણુનંદી-મિત્ર, (૨) અપરાજિત, (૩) ગોવર્ધન, (૪) સ્થૂલભદ્ર, (૫) ભદ્રબાહુ આમ ગણનામાં પાંચ થાય છે છતા ઉલ્લેખમાં '૭ શ્રુતકેવલી' કહ્યા છે એટલે કા તો વિષ્ણુનંદી અને વિષ્ણુમિત્ર એમ બે નામો હોય અગર તો એકાદ નામ સરતચૂકથી છાપવુ રહી ગયેલ હોય શ્વેતાંબર સંપ્રદાયમાં પણ શ્રુતકેવલીની સંખ્યા તો છની જ કહી છે અને તેનો ક્રમ આ પ્રમાણે છે (૧) પ્રભવસ્વામી, (૨) શય્યંભવસૂરિ, (૩) યશોભદ્રસૂરિ, (૪) સંભૂતિવિજય, (૫) ભદ્રબાહુ અને (૬) સ્થૂલભદ્ર આ ઉપરથી છેલ્લાં બે નામો તો ઉભયમાં સરખાં જ છે, ફક્ત ક્રમમા ફેર છે વળી દિગંબર સંપ્રદાયનો કોઈ ગ્રંથમાં શ્રુતકેવલીની યાદીમાં ખૂટતા નામ તરીકે આર્યલોહિતનુ નામ વાચવામા આવેલ છે મગધ અને એની આસપાસના પ્રદેશમા ઉપરાછાપરી મહાભયંકર દુષ્કાળો પડ્યા હતા એટલે શ્રમણસમુદાયના બંધારણમા એકવાક્યતા સચવાઈ શકી નથી એમા પણ જિનકલ્પ અને સ્થવિરકલ્પ જેવા સાધુઓના આચારમા કેટલાક મક્કમ રહ્યા, કેટલાક દેશ-કાળને ધ્યાનમાં જરૂરી છૂટ લેવા લાગ્યા અર્થાત્ ભગવત ભાષિત જિનકલ્પનો વિચ્છેદ થયો એ માન્યતા શ્વેતામ્બર સંપ્રદાયની છે પણ દિગંબર સંપ્રદાય જિનકલ્પને વળગી રહ્યો છે ખરો પણ એવી સંખ્યાનુ પ્રમાણ ઘણુ અલ્પ છે ટેકરીઓ અને ગુફા આદિથી ભરપુર એવા દક્ષિણ દેશમા એ સંપ્રદાયના સાધુઓ સવિશેષપણે વિચર્યા સ્થવિરકલ્પી સાધુઓ મગધ-માંથી ઉજ્જૈન તરફ અને એ પછી મારવાડ ને ગુજરાત-સૌરાષ્ટ્ર તરફ આવ્યા. શ્વેતામ્બર માન્યતા મુજબ ચૌદપૂર્વી શ્રી ભદ્રબાહુસ્વામીનુ નિર્વાણ દક્ષિણમા થયુ અને એ સ્થાન તે પૈઠણ કહેવાય છે. દિગંબર માન્યતા મુજબ નિર્વાણ સ્થળ દક્ષિણ દેશમાં આવેલ શ્રમણબેલ્ગોલમા થયાનુ દર્શાવાય છે. એ સાથે સમ્રાટ ચંદ્રગુપ્તવાળો પ્રસંગ જોડેલ છે આમ ઉભય સંપ્રદાયનાં મંતવ્યોમાં કેટલોક તફાવત છે છતાં એ ઉપરથી વિદ્વાનોએ તો એવો નિર્ણય તારવ્યો છે કે—જિનકલ્પ અને સ્થવિરકલ્પના આચરણમા જે સંખ્યા અલગ પડતી ગઈ એ પાછળથી દિગંબર અને શ્વેતાંબર તરીકે મશહૂર બની.

[ જુઓ અનુસંધાન ટાયટલ પૃષ્ઠ ત્રીજું ]

# मड्डाहड़गच्छकी परंपरा

लेखक : श्रीयुत अगरचन्दजी, भंवरलालजी नाहटा

**श्वेताम्बर** जैन संप्रदायके अनेक गच्छ राजस्थानसे भी सम्बन्धित है। इससे मध्यकालमें राजस्थानमें जैनधर्मका कितना व्यापक प्रचार रहा, अनुमान लगाया जा सकता है। ८४ गच्छोंमेंसे आधेसे अधिक गच्छ और उनकी अनेक शाखाएँ राजस्थानके भिन्न २ स्थानोंके नामसे प्रसिद्ध हुई। उदाहरणार्थ उपकेशगच्छ, कासद्रह, कूर्चपुर, कोरण्टक, खण्डेलवाल, नाणावाल, भीमपल्ली, संडेरक, काछोलीवाल, ब्रह्माण, पल्लिवाल, गूंदाऊच, आदि अनेक गच्छ और बड़गच्छकी कई शाखाऐं जैसे साचोरा, भीनमाला, जालौरा, रामसेनीया, चित्तौड़ा, मड्डहड़ा आदि भी राजस्थानके स्थानोके नामसे ही प्रसिद्ध है। यहाँ उनमेंसे मड्डाहड़ा गच्छ, जो कि बृहद्गच्छकी पट्टावलीके अनुसार बड़गच्छकी ही एक शाखा है—की परंपराके सम्बन्धमें प्रकाश डाला जा रहा है।

श्वेतांबर जैन संप्रदायके जो शताधिक गच्छ थे, उनमेंसे अधिकांश अब नामशेष हो चुके है। पर कई गच्छ ऐसे भी है जिनके साधु तो अब नहीं है, पर उस गच्छके महात्मा—गृहस्थ कुलगुरु आज भी विद्यमान है, ये जैन जातियोके कई गोत्रोंकी वंशावलियों लिखने आदिका काम करते हैं। उन महात्माओका समाजमें और दृष्टिसे तो कोई अधिक आदर नहीं हैं, इसलिये हमने बहुत गच्छ, जिनकी परम्परामें वे महात्मा अब भी विद्यमान है, उन गच्छोको लुप्त हुआ ही मान लिया है। उदाहरणार्थ धर्मघोषगच्छ, जो एक बड़ा प्रभावशाली गच्छ रहा है, उसके यति-साधु तो अब विद्यमान नहीं है, पर उस गच्छके गुरासा-(कुलगुरु) नागोरमें आज भी गोपजी गुरांसा विद्यमान है। इसी प्रकार मारवाड़के कई गॉवोमें और उदयपुर आदिके गाँवोमें वे महात्मा लोग विद्यमान है, जो उन पुराने गच्छोकी स्मृति दिला रहे है। हमारा उनसे संपर्क न होनेके कारण जैन समाजके इतिहासका एक महत्त्वपूर्ण अध्याय हमसे अज्ञात रह जाता है। वे महात्मा चाहे आज धार्मिक दृष्टिसे किसी योग्य नहीं पर उनकी पूर्व परंपरामें बहुतसे समर्थ आचार्य एवं विद्वान हो गये है, जिन्होने जैन समाज और साहित्यकी बहुत अच्छी सेवा की है। अतः उनके पास अपने गच्छकी और जैन समाजकी जो कुछ ऐतिहासिक सामग्री व साहित्य है उसकी जल्दीसे जल्दी खोज की जा कर प्राप्त जानकारी प्रकाशमें लानी चाहिए।

दो वर्ष पूर्व आबू समितिके प्रसंगसे राजस्थान सरकारकी ओरसे जब मुनि जिनविजयजीके नेतृत्वमें मेरा सिरोही जाना हुआ, तो वहाँके मंदिरोसे संलग्न ही मड्डाहड़गच्छकी

१ ये बहुत सज्जन व्यक्ति है। धर्मघोषगच्छकी शाखाओंके आचार्योंकी नामावली आदि इनके पास हैं, उसकी नकल स्व. हरिसागरसूरि द्वारा हमने प्राप्त की थी।

पोशाल—(पौषधशाला-उपासरा) देखनेमें आई। मैने उसमें जा कर पूछताछ की तो पता मिला कि मड्डाहड़गच्छके महात्मा अभी भी इसमें रहते है और उनके पास ओसवाल, पोरवाल आदिकी बहुतसी वंशावलियें भी है। पहिली वार जब मै गया तो वे गृहस्थ—कुलगुरु मुझे नहीं मिले पर दूसरी बार जाने पर वे मिल गये तो उनके पासकी वंशावलियां निकलवाके मैंने देखीं। सबसे प्राचीन वंशावली टिप्पण १७वीं शताब्दिके लिखित उनके पास मिले। उनमेंसे सं. ७११के लगभग उन वंशोके प्रतिबोधकोका उल्लेख था। उसके अनुसार सं. ७११के लगभग चक्रेश्वरसूरिने अढारह हजार श्रावकोको प्रतिबोध दिया[1]। मेरे पास अधिक समय नहीं था अतः उन वंशावलियोके नोट्स तो न ले सका पर मैंने उनसे मड्डाहडगच्छकी पट्टावलीकी पूछताछ की। उनके पासकी हस्तलिखित प्रतियोंको भलीभांति देखने पर संभव है इस गच्छकी बडी पट्टावली मिल जाती; वह नही भी मिलती तो भी इस गच्छ सम्बन्धी बहुतसी नई जानकारी तो मिलती ही। पर उन्होंने मुझे केवल मड्डाहड़गच्छके परंपराकी नामावली ही दी जो यहाँ प्रकाशित की जा रही है।

| | | |
|---|---|---|
| १. चक्रेश्वरसूरि | ११. दयानन्दसूरि | २१. वागसागरसूरि |
| २. जिनदत्तसूरि | १२. भावचंद्रसूरि | २२. केसरसागरसूरि |
| ३. देवचंद्रसूरि | १३. कर्मसागरसूरि | २३. भट्टारक गोपालजी |
| ४. गुणचंद्रसूरि | १४. ज्ञानसागरसूरि | २४. यशकरणजी |
| ५. धर्मदेवसूरि | १५. सौभाग्यसागरसूरि | २५. लालजी |
| ६. जयदेवसूरि | १६. उदयसागरसूरि | २६. हुकमचंद |
| ७. पूर्णचंद्रसूरि | १७. देवसागरसूरि | २७. इन्द्रचंद |
| ८. हरिभद्रसूरि | १८. लालसागरसूरि | २८. फूलचंद |
| ९. कमलप्रभसूरि | १९. कमलसागरसूरि | २९. रतनचंद |
| १०. गुणकीर्तिसूरि | २०. हरिभद्रसूरि | ३०. ..... |

उपर्युक्त नामावलिकी जांच करनेके पूरे साधन तो प्राप्त नहीं है पर प्रतिमा लेखो, प्रशस्तियां आदिसे जांच करने पर कुछ आचार्योंके नाम प्रतिमालेखोमें मिले है, उनसे उनका समय निश्चित किया जा सकता है। जैसे "आबू लेख संदोह"के लेखांक ५५९ में धर्मदेवसूरिके पट्टधर देवसूरिके प्रतिष्ठित सं. १३८९ का लेख छपा है। ये नामावलिके नम्बर ५ वाले धर्मदेवसूरि ही है। नामावलिमें नम्बर ६ में जयदेवसूरि नाम है, उनका प्रतिमालेखमें देवसूरि नाम मिला है। लेखांक ५७५ में पूर्णचंद्रसूरिके प्रतिष्ठित सं. १४२० का लेख है ओर ५९९ में

---

१. यह संवत तो चक्रेश्वरसूरिका नही, सभव है, उन जातियो व गोत्रोंके स्थापनाका सवत हो। चक्रेश्वरसूरि १३ वी शतीके प्रतीत होते हैं।

पूर्णचंद्रसूरिके पट्टधर हरिभद्रसूरि (नामावलिके नम्बर आठवाले)का लेख सं. १४४१का है।

प्रतिमा लेखोंसे मड्डाहगडच्छकी अन्य परंपराके आचार्योंके नाम भी जाननेको मिलते हैं। तेरहवीं शताब्दिसे १८ वीं शताब्दि तकके लेख 'आबू लेख संदोह'में भी छपे है। समस्त प्रतिमा लेख संग्रह ग्रंथोंके आधारसे कुछ नई जानकारी प्रकाशमें लाई जा सकती है। अतः उसे आगे दी जा रही है।

मड्डाहगच्छकी अन्य कुछ शाखाओका भी नाम मिलता है, जिनमें रत्नपुरीय, जाखडिया और जालौरा मुख्य है। जालौरा शाखामें १७ वी शताब्दिमें सारंग नामकके एक अच्छे कवि हो गये है। जिनके रचित 'बिल्हण पंचाशिका चौपाई' (सं. १६३९ जालोर,) 'भोजप्रबन्ध चौपाई' (सं. १६५१ जालोर) और 'कृष्णरुक्मणी वेलि'की संस्कृत टीका (सं. १६७८ पालनपुरमें रचित) आदि ग्रथ उपलब्ध है। इन्होने ज्ञानसागरसूरिकी विद्यमानताका उल्लेख इस प्रकार किया है।

**बड़गच्छ** शाखा चंद्र विचार, **मड्डाहड़गछ** गछ सिणगार ।
सूरि पदइ जयवन्ता जाण, **ज्ञानसागर** सूरीस बखाण ॥

ये सारंग कवि, वाचक पद्मसुन्दरके शिष्य थे, जिनके गुरुभाईका नाम गोविन्द था। सिरोही महाराजके प्राइवेट सेक्रेटरी श्री जयमलजी मोदीसे विदित हुआ कि मड्डाहड़गछकी शाखाके अन्य महात्मा जालौर और जोधपुरमें अब भी विद्यमान है। उनके पाससे संभव है कुछ नई सामग्री प्राप्त हो।

मुनिवर जयन्तविजयजीके उल्लेखानुसार मड्डाहड़गछका नामकरण जिस मड्डाहड स्थानके नामसे हुआ है व वर्तमान मडार (मढार) है, जो कि सिरोहीसे नैऋत्यकोणमें ४० माईल और डीसासे ईसानकोणमें २४ माईल है। भटाणासे वायव्यकोणमें ७ माईल और खराड़ीसे २६ माईल पश्चिममें है। सिरोही राजके तहसीलका यह गॉव है।

मड्डाहड स्थान प्राचीन है। सुप्रसिद्ध वादिदेवसूरि वहींके पोरवाड वीरनागके पुत्र थे। मुनि कल्याणविजयजीके मतानुसार मड्डाहड वर्तमान मदुआ स्थान है।

मडारमें अभी धर्मनाथ और महावीरस्वामीके दो मंदिर है। यहाँ पर मेघजी भट्टारकका उपासरा भी है, जो कि इसी गच्छके थे। मणिभद्र यक्षका मंदिर, जो मडारदेवीका मंदिर भी कहलाता है, उसमें चक्रेश्वरसूरिके पादुकास्थापनका लेख भी है। सं. १७७१ आदिकी पादुका इस गच्छके कुल गुरुओकी भी वहाँ है। 'अर्बुदाचल प्रदक्षिणा' ग्रंथके पृष्ठ ६७ से ७२ में मुनि जयन्तविजयजीने उपर्युक्त जानकारी दी है। वे लेख 'अर्बुदाचल प्रदक्षिणा जैन लेख संदोह' में छपे है।

यहाँ एक महत्त्वपूर्ण बातका निर्देश कर लेना आवश्यक है कि हमारे प्रतिमा लेख संग्रहोमें कईवार संवत व नाम स्पष्ट नहीं खुदनेके कारण स्पष्ट न होकर अशुद्ध छप जाते है अतः उन लेखो व पूर्वापर संबंधका विचार करके उनका संशोधन कर देना आवश्यक हो जाता है। प्रतिमा लेख संग्रहोमें मड्डाहडगच्छके जो लेख छपे है उनकी सूची नीचे दी जा रही है—

**१. नाहर, जैन लेख संग्रह भाग १**

| स | आचार्यनाम | लेखाक |
|---|---|---|
| १५०७ | नयकीर्तिसूरि | ९२२ |
| १५५९ | मतिसुंदरसूरि | ४९६ |

**ना. ले. भाग २**

| स | आचार्यनाम | लेखाक |
|---|---|---|
| १३५१ | सोमतिलकसूरि<br>( रत्नाकरसूरि पदे ) | १०४६ |
| १४८० | धर्मचन्द्रसूरि<br>( रत्नपूरीय धर्मचंद्रसूरि पट्टे ) | १०६८ |
| १४८१ | उदयप्रभसूरि | १०६९,२०४९ |
| १५२७ | नयचंद्रसूरि | १२७६ |
| १५४१ | कमलचद्रसूरि<br>( रत्नपुरीय धर्मचंद्रसूरि पट्टे ) | १३९० |
| १५४५ | ,, | १३६२ |
| १५५७ | गुणचद्रसूरि<br>( आणंदनंदसूरि ) | ११३० |

**ना. ले. भाग ३**

| स. | आचार्यनाम | लेखाक |
|---|---|---|
| १३५८ | आनंदप्रभसूरि | २२४२ |
| १४६३ | धनचंद्रसूरि<br>( सोमदेवसूरि पट्टे ) | २१७८ |
| १५४२ | नयचंद्रसूरि | २४५६ |

**२. जिर्नविजय, प्राचीन जैन लेख संग्रह**

| स | आचार्यनाम | लेखाक |
|---|---|---|
| १३३५ | वर्द्धमानसूरि<br>( चक्रेश्वरसूरि संताने सोमप्रभसूरि शिष्य ) | ५५० |
| १३८७ | शान्तिसूरि<br>( पद्मचंद्रसूरि पदेज यदेवसूरि शिष्य यशोदेवसूरि मूर्ति ) | ५०८ |

**३. बुद्धिसागर, धातुप्रतिमालेख भा. १**

| स | आचार्यनाम | लेखाक |
|---|---|---|
| १३७० | शांतिसूरि | |
| १४५३ | धनचंद्रसूरि | |
| १४६६ | पासचंद्रसूरि | |
| १४९३ | ज्ञानचंद्रसूरि (सोमचंद्रसूरि पट्टे) | |
| १५१६ | श्रीसूरि ( सोमप्रभसूरि पट्टे ) | |

**वही भा. २**

| स. | आचार्यनाम | लेखांक |
|---|---|---|
| १३९१ | सोमतिलकसूरि | ७६८ |
| १४११ | माणदेवसूरि | ४६० |
| १४३५ | उदयप्रभसूरि | ४६२ |

**४. विजयधर्मसूरि, प्रा. लेख संग्रह**

| स | आचार्यनाम | लेखाक |
|---|---|---|
| १३५० | सोमदेवसूरि<br>( रत्नपुरीय धर्मघोष पट्टे ) | ४९ |
| १४८० | धर्मचंद्रसूरि<br>( रत्नपुरीय धर्मचंद्रसूरि पट्टे ) | १२४ |
| १४८१ | उदयप्रभसूरि | १२६ |

**५. यतीन्द्रसूरि, जैन प्रतिमा लेख संग्रह**

| स. | आचार्यनाम | लेखांक |
|---|---|---|
| १३६७ | रविकरसूरि<br>( चंद्रसिंहसूरि शिष्य ) | ३३४ |

१४६२ हरिभद्रसूरि १०३

### ६. विनयसागर, प्रतिष्ठा लेख संग्रह

| सं. | आचार्यनाम | लेखाक |
|---|---|---|
| १४७३ | मुनिप्रभसूरि | २१० |
| १५२० | नयचंद्रसूरि | ६०३ |
| १५२५ | विजयचंद्रसूरि | ६७२ |
| १५३५ | नयचंद्रसूरि (वीरप्रभसूरि पट्टे) | ७८८ |
| १५३५ | (र)विचंद्रसूरि | ७८९ |
| १५४२ | नयचंद्रसूरि | ८३१ |
| १५८३ | मनकसूरि ( गुणकीर्तिसूरि, दयासूरि, भावचंद्रसूरि शिष्य ) | ९७२ |
| १४८५ | रत्नपुरीय धर्मचंद्रसूरि | २५३ |
| १५०१ | धर्मचंद्रसूरि | ४३९ |
| १५५७ | पूर्णचंद्रसूरि (उ. आणंदमेरु, जाखड़िया) | ८९१ |

### ७. जयंतविजय, आबू लेख संदोह

| स | आचार्यनाम | लेखाक |
|---|---|---|
| १६२० | माणिक्यरत्ति | ६४ |
| १७२८ | पं. चतुरा | २९४ |
| १२०३(?) | शान्तिसूरि(यशोदेवसूरिपट्टे) | ५१५ |
| १३६२ | पासदेवसूरि | ५३९ |
| १३७१ | शान्तिसूरि ( यशोदेवसूरि पट्टे ) | ५४३ |
| १३८१ | हेमसूरि | ५५१ |
| १३८१ | रत्नसागरसूरि | ५५८ |
| १३८९ | श्रीदेवसूरि ( धर्मदेवसूरि पट्टे ) | ५५९ |
| १४२० | पूर्णचंद्रसूरि | ५७५ |
| १४४० | सोमचंद्रसूरि | ५९६ |
| १४४१ | हरिभद्रसूरि ( पूर्णचंद्रसूरि पट्टे ) | ५९९ |
| १४४६ | मुनिभद्रसूरि | ६०२ |
| १५३५ | कमलचंदसूरि (जाखड़िया) | ६५५ |

### ८.ज.,अर्बुदाचल प्रदिक्षणा जैन लेखसंग्रह

| स. | आचार्यनाम | लेखांक |
|---|---|---|
| १२८७ | | ६६ |
| १३७३ | शान्तिसूरि | ७१ |
| १६७४ | ...चंदजी (चंद्रसूरि पादुका) | ९४ |
| १७७१ | पीथाजी(सूरजी पादुका) | १०२ |
| १७८७ | वीथा, बाघा, दीवा, पदमा | १०३ |
| १७८७ | भ.देवचंद्र, आ. लीलाजी (माणभद्र, चक्रेश्वरसूरि पगलां) | १०४ |
| १८७६ | म. जोईताजी, म. रामाजी, भ. खसालचदजी, म. रतनचद-जी, म.अदैचंदजी,म. अमीचंदजी | १०६ |
| १९५७ | म. अमीचंद चेला वजेचंद-भाई मेघजी हीराचंद | १०६ |

खोज करने पर भी इस गच्छकी कोई प्रशस्ति व पुस्तिकालेख प्रकाशित हुआ देखनेमें नहीं आया। इस गच्छका साहित्य उनके उपाश्रयोंमें ही मिलना संभव है। सारंग कविके सिवाय किसी साहित्यकारका भी उल्लेख नहीं मिला। पर जो गच्छ करीब ८०० वर्षोंसे चालू है, उसमें अवश्य ही और भी साहित्यकार अवश्य हुये होगे। जिन्हें इस सम्बन्धमें विशेष जानकारी हो, प्रकाशमें लावें।

## અહિંસા

હિમાલય જેટલો ઉત્તુંગ અને ભવ્ય છે તેટલી જ ભારતવર્ષની અહિંસા–સંસ્કૃતિ ઉન્નત અને કલ્યાણમય છે. અહિંસા એટલે જ સામર્થ્ય, ક્ષમા અને પ્રેમ. જ્યાં અહિંસા છે ત્યાં જ નિર્ભયતા છે.

સિંહ વનનો રાજા છે. પણ ચાલતાં ચાલતાં વારે વારે પાછું વાળીને જોતો જાય છે. કારણ, પોતે બીજાનો શિકાર કરે છે, બીજાનાં લોહી પીએ છે, તેથી અંતરમાં તે નિર્ભય રહી શકતો નથી. હિંસા પોતે જ બીકણ છે.

જગતમાં જ્યાં સુધી હિંસાની પ્રતિષ્ઠા છે — સ્વાર્થની બોલબાલા છે ત્યાં સુધી સ્વતંત્ર અને સાધનસંપન્ન ગણાતા દેશોની પણ આવી જ ભયભીત દશા રહેવાની. હિંસકને–શોષકને હમેશાં બીજાની બીક રહેવાની. મૈત્રી જેવી નિર્ભયતા બીજી એકે નથી.

(સંકલિત)

## માનવતા

ફૂલમાં કુદરતે સુવાસ મૂકી, કોકિલના ગળામાં મીઠાશ મૂકી, કોઈમાં રંગ તો કોઈમાં રૂપના અંબાર મૂક્યા. — માત્ર માનવીના વિષયમાં જ આવી કંજુસાઈ કાં દાખવી? માનવીને માત્ર દુઃખની જ ભેટ કાં આપી?

કારણ કે, દુઃખને પલટાવવાની શક્તિ — દુઃખમાંથી સુખ, અંધકારમાંથી પ્રકાશ, અને ગંદકીમાંથી સુવાસ ને સુફળ ઉપજાવવાની શક્તિ માનવીને એકલાને જ આપી. મૃત્યુને વરેલો માનવી, ગર્વપૂર્વક એમ કહી શકે છે કે અમરત્વ મેળવવાનો મારો અધિકાર છે, જગતનું બીજું કોઈ પ્રાણી એમ કહી શકશે?

(સંકલિત)



[ અનુસંધાન પૃષ્ઠ ૯૩ ચાલુ ]

આટલું અવલોકન એટલા સારુ કરવામાં આવ્યું છે કે હવે પછી લેખક જે કંઈ દર્શાવે છે તે ખાસ કરી દિગંબર સંપ્રદાયની દૃષ્ટિથી જ છે એ વાત યાદ રહે. વળી એ સાથે અગાઉ જે મુખ્ય આશય બતાવાયો છે એ મુદ્દાને નજર સામે રાખવામા આવે તો સહજ જણાશે કે જે કાળમાં-દેશમા એક ધારી શાંતિ નહોતી, વિહારના માર્ગો કપરા હતા, દુષ્કાળો વારવાર ડોકિયા કરતા અને આજના જેવા સાધનો પણ નહોતા, એ કાળમા જે કોઈ પરંપરા અંગે નોંધ ઉપલબ્ધ થાય છે એ મોટા ભાગે સ્મૃતિ ઉપરથી જ સંઘરાયેલી છે, એ માટે વાદવિવાદમા ઊતરવાની જરૂર પણ આજના યુગમા મહત્તા નથી ભોગવતી

જોવાનું તો એ જ છે કે શ્રમણ સંસ્થાએ જૈનધર્મની પ્રભાવના અંગે પોતાનામાં રહેલ શક્તિનો ઉપયોગ કેવા પ્રમાણમા સતત ઉદ્યમશીલ રહીને કર્યો છે! જૈનધર્મની પ્રભાનો વિસ્તાર એ કાળે કેટલો વિસ્તૃત હતો, એ જાણ્યા પછી કયા કારણોએ એમા ઓટ આવી અને આજે વર્તતી દશાના મૂળમાં કયાં કયા ક્ષતિઓ થઈ છે?

એ જાણીએ તો જ ભૂલ્યા ત્યાથી ફરીથી ગણવાનુ સુલભ પડે

# શ્રી જૈન સત્ય પ્રકાશ

## અંગે સૂચના



### યોજના

૧ શ્રી જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ દ્વારા 'શ્રી જૈન સત્ય પ્રકાશ' માસિક ૧૯ વર્ષ થયાં પ્રગટ કરવામા આવે છે.

૨ એ સમિતિના આજીવન સંરક્ષક તરીકે રૂ ૫૦૦) આ૦ દાતા તરીકે રૂ ૨૦૦) આ૦ સદસ્ય તરીકે રૂ. ૧૦૧) રાખવામા આવેલા છે. આ રીતે મદદ આપનારને કાયમને માટે માસિક મોકલવામા આવે છે.

### વિનંતિ

૧. પૂજ્ય આચાર્યાદિ મુનિવરો ચતુર્માસનુ સ્થળ નક્કી થતા અને શેષ કાળમાં જ્યા વિહરતા હોય એ સ્થળનુ સરનામુ માસિક પ્રગટ થાય એના ૧૫ દિવસ અગાઉ મોકલતા રહે અને તે તે સ્થળે આ માસિકના પ્રચાર માટે ગ્રાહકો બનાવવાનો ઉપદેશ આપતા રહે એવી વિનંતિ છે

૨ તે તે સ્થળોમાંથી મળી આવતા પ્રાચીન અવશેષો કે ઐતિહાસિક માહિતીની સૂચના આપવા વિનંતિ છે

૩. જૈનધર્મ ઉપર આક્ષેપાત્મક લેખો આદિની સામગ્રી અને માહિતી આપતા રહે એવી વિનંતિ છે

### ગ્રાહકોને સૂચના

૧ "શ્રી જૈન સત્ય પ્રકાશ" માસિક પ્રત્યેક અંગ્રેજી મહિનાની ૧૫મી તારીખે પ્રગટ થાય છે.

૨. આ માસિકનું વાર્ષિક લવાજમ રૂ ૩) ત્રણ રૂપિયા રાખવામાં આવ્યું છે.

૩ માસિક વી પી થી ન મંગાવતાં લવાજમના રૂ ૩) મનીઑર્ડરદ્વારા મોકલી આપવાથી અનુકૂળતા રહેશે.

૪ આ માસિકનું નવું વર્ષ દિવાળીથી શરૂ થાય છે. પરંતુ ગ્રાહક ગમે તે અંકથી બની શકાય.

૫ ગ્રાહકોને અંક મોકલવાની પૂરી સાવચેતી રાખવા છતાં અંક ન મળે તો સ્થાનિક પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી અમને સૂચના આપવી.

૬ સરનામુ બદલાવવાની સૂચના ઓછામાં ઓછા ૧૦ દિવસ અગાઉ આપવી જરૂરી છે.

### લેખકોને સૂચના

૧ લેખો કાગળની એક તરફ વાંચી શકાય તેવી રીતે શાહીથી લખી મોકલવા

૨. લેખો ટૂંકા, મુદ્દાસર અને વ્યક્તિગત ટીકાત્મક ન હોવા જોઈએ

૩ લેખો પ્રગટ કરવા ન કરવા અને તેમા પત્રની નીતિને અનુસરીને સુધારોવધારો કરવાનો હક તંત્રી આધીન છે.

મુદ્રક ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ.
પ્રકાશક ચીમનલાલ ગોકળદાસ શાહ
શ્રી. જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ—અમદાવાદ.

# विषय-दर्शन

| અંક: | લેખ: | લેખક: | પૃષ્ઠ: |
|---|---|---|---|
| ૧. | શ્રી માણિભદ્ર મહાવીર છંદ: | સં. પૂ. મુ. શ્રી દર્શનવિજયજી (ત્રિપુટી) | ૯૯ |
| ૨. | શ્રીપાલ નરેશના સગાંવહાલાં: | પ્રો. શ્રી. હીરાલાલ ર કાપડિયા. | ૧૦૨ |
| ૩. | ધૂપદીપ: | પૂં. પં. શ્રી કનકવિજયજી | ૧૦૫ |
| ૪. | મત્રી ઠાકરસી શાહના રાસનું પર્યાલોચન: | શ્રી. અગરચંદજી નાહટા. | ૧૦૮ |
| ૫. | દક્ષિણમાં જૈન ધર્મ: | શ્રી. મોહનલાલ દી. ચોકસી. | ૧૧૦ |
| ૬. | રાજસ્થાનનાં કેટલાંક જૈન મંદિરો ૧. રાજપુર, ૨. સોડા: | પૂ. મુ. શ્રી. વિશાળવિજયજી. | ૧૧૩ |
| ૭. | સ્વર્ણાક્ષરી કલ્પસૂત્રકી પ્રશસ્તિ: | શ્રી ભવરલાલજી નાહટા. | ૧૧૫ |
| ૮. | વિચ્છેદ તીર્થ કયા ફિર પ્રાચીન ગૌરવકો પ્રાપ્ત હો સકેગા?: | શ્રી. પી સી. જૈન. | ૧૧૯ |
| ૯. | જૈન સાહિત્યમા યાત્રી અને સાર્થવાહ: | ડૉ. મોતીચંદ. | ૧૨૧ |
| ૧૦. | ગીતાર્થ નામાવલિ: | પૂ. પં. શ્રી. રમણીકવિજયજી. | ૧૨૨ |



## નવી મદદ

૫૦) પૂ. મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મ. ના સદુપદેશથી-શ્રી જૈન સંઘ, જૈન સપ્રીજ. અમદાવાદ



॥ ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक
मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र
जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)
તંત્રી . ચીમનલાલ ગોકળદાસ શાહ

| वर्ष : २० अंक : ६ | વિક્રમ સં. ૨૦૧૧ : વીર નિ. સં. ૨૪૮૦ : ઈ. સ ૧૯૫૫ ફાગણ વદિ ૭ મંગળવાર : ૧૫ માર્ચ | क्रमांक २३४ |
|---|---|---|


# શ્રી માણિભદ્ર મહાવીર છંદ


સંપા૦—પૂજ્ય મુનિરાજ શ્રી દર્શનવિજયજી (ત્રિપુટી)


સરસતી સામીની પાય પ્રણમેવ સુહગુરૂ કેરી સારૂ સેવ
ગુણ ગાઉ **માણિભદ્ર** વીર વિશ્વપ માંહી સાહસધીર ૧
ઉજેણી નગરી પવિત્રં રાજ કાર્ય વિક્રમાદિત્ય
બાવન વીર રમે તિહાં રાસ માણભદ્ર તણો તિહાં વાસં ૨
દૈન્ય નિવારણે તે તિહાં કીધાં **ગોદહીઉં** તવ નામ પ્રસિદ્ધ
માને મોટા મહીપતિ રાજં સંઘ ચતુર્વિધ સારે કાજં ૩
કલયુગમાંહી જાગતું પીઠં માણભદ્રતું થાંનિક દીઠં
માલવદેશ માંહે વર દિદ્ધં દૂત દુકાલ તિહાં દુરેં કીધં ૪
**ધાણધાર** દેસ પરસિદ્ધ વલી તિણ થાનિક **તીરથ** કીધં
**તપગચ્છનાયક** વિઘન નિવારં **માંણભદ્ર** નામે જયકાર ૫
**મગરવાડે** તુમ તીરથ યાત્ર નાચે ખેલા નાચે પાત્રં
મલી સોહાસણી ગાયે ગીત ઓચ્છવ મહોચ્છવ થાયે નૃત્ય ૬
ભેરી ભુગલ સરણાઈ સાદ વાજે વંશ નફેરી નાદ
ઢોલ દદામા ને મરદંગ તાલ યંત્ર સારંગી ઘટં ૭
વાજેં રણસંગા ને કરણાટ માણભદ્ર થાંનિક ગહે ગાટ
ઠાંમ ઠામથી આવે સંઘ ચંદન પુષ્ફ ચડાવે રંગ ૮
**સૂરિમંત્ર** તણા ભણણાર તે આવે તાહરેં દરબારં
તેહનેં આપેં તુ **ધી** પ્રકાશ ગચ્છનાયક તે લહે સુખ વાસ ૯
ત્રિભુવન માંહી તેજ અપાર માણભદ્ર તુ વિશ્વ આધાર
મહીઅલ મહિમ મેરૂ સમાન મહા મુનિવર લે તુમ ધ્યાનં ૧૦
તેત્રીસ કોડય દેવાંરો દેવ **છપ્પન્ન કોડય** કરે તુમ સેવં
ભણે ભવાંની તુઝ ગુણ ગ્રામ ચોસઠ જોગણી લ્યે તુઝ નામ ૧૧
જંબૂ **ભરત** અનોપમ ઠામ **આગલોડ** વસે તિહા ગામ
વસ્યેં લોક તિહાં વર અઢારં રાજા **સબલસંઘ** સુખકારં ૧૨

તસ ઘરણી **વીરબાઈ** જેહ ચૌસઠી કલા સુભ લગ્ન તેહ
તસ કુખે અવતરિયો હંસ **રામસંઘ** દીપાવ્યો વંશ ૧૩
તિહાં **શિખરબંધ** ઉંચો પ્રાસાદ દેવલોકસ્યુ મંડે વાદ
**સુમતિનાથ** તીર્થંકર દેવ ચૌસઠી ઈંદ્રિ કરે જસ સેવ ૧૪
પુર બાહિર એક **થાંનિક** સારં શિખરબંધા છત્ર આકારં
સત્તરસેં તેત્રિસ્યે (૧૭૩૩) મન ઉલ્લાસં **શાંતિસોમ** રહ્યા ચૌમાસં ૧૫
નિશદિન મુનિવર સુત્તધ્યાન કર્યે તપ પિણ નહી અભિમાનં
અરચન અંબર હેરી ખી(બી)જ સાર્યે પરભવ કેરાં કાજ ૧૬
માણભદ્ર આરાધન કીધં એકસો એકવીશ દિન પ્રસિદ્ધં
પરતિખ થયા તે તતખેવ **ત્રિણ વચન** કહે સ્વયમેવ ૧૭
જાગ જાગ હું તૂઠો આજ સારૂ તુઝ મનવંછિત કાજ
કહે મુનિવર સુણ **ખેતરપાલં** તપ કરતા મુઝ કાર્ય સંભાલં ૧૮
મહિમા વધારૂ ઈણ ઠામ **ખટદરસણ** જપે તુઝ નામં
મહિમા વાધ્યો દેસવિદેસં શ્રીવત સૂરિ મુનિ ઉપદેશં ૧૯(૨૦)
**સિદ્ધવડ** સરિખો વડ છે યાંહ **માણિભદ્ર**તુ થાનિક ત્યાંહ
જીવજંતુ ઉગારણ હાર વળી તિણ થાંનિક પળે અમારિ ૨૧
આવે **સંઘ** મીલે બહુ સાથં કર્યે વિનતિ જોડી હાથ
**ગુલપાપડી** કર્યે સુવિચારં લેવા આવે વરણ અઢારં ૨૨
દીપ ધૂપ પુષ્ફાદિક સારં વધામણાં દ્યે બહુનારં
તેલ સીંદુર ચઢાવે ચગ કેસર ચંદન સુખડી રગ ૨૩
માંણભદ્ર સંતૂઠો દેવં વધ્યા સુત આપે તતખેવં
પાંગુલને પાઉ તુટાને હાથ ચક્ષુહીણ ચક્ષુ દ્યે તુ નાથ ૨૪
તુઝ નામી જાયે વિષ પરમેહ તુઝ નામી થાય નિરમલ દેહં
વાય ચોરાશી વિપમા રોગ માંણભદ્ર નામીં જાય સોગ ૨૫
કુષ્ટ અઢારનઈ બરલહ બાર તુઝ નામી જાઇ નિરધારં
હૈયાહોડી ને કંઠમાળ અંતગેલ થાયે વિસરાલ ૨૬
વાઈ વાળો ને વળી શૂલ વિસ્ફોટકને જાય તે મૂલ
વ્યાધિ સકળ સન્નીહપાત તુઝ નામી ન કરે ઉપઘાતં ૨૭
કામણ ટુમણ ને મંત્ર જન્ત્ર અક્ષર જોડી ને વળી તંત્ર
ડાકિણી શાકિણી ભૂત પ્રેત તુઝ નામી જાયે રણખેતં ૨૮
ગ્રહપીડા ન કર્યે તસ દેહ ધરતીદોષ ટળે તસ ગેહં
પુરવજ થાયે સન્મુખ માણભદ્ર નામે શિવસુખ ૨૯
મણીધર ફણિધર જે વિકરાલ તુમ્હ નામે થાયે પુષ્ફમાલ
વાઘ સીહ આવે દઈ ફાલ તુઝ નામે નાસે તત્કાલં ૩૦
ભરદરિયામાં નહી તોફાનં બેડી તર્યે માણભદ્ર ધ્યાનં
પરદલ આવ્યાં દૂર પલાય વૈરી કોઈ ન મંડઈ પાંવ ૩૧

મારગભૂલા મેળવે સાથ જળમાં બુડતાને દે હાથ
આગખલતી શીતળનીર ધ્યાન ધર્યે માંણભદ્રવીર ૩૨
બંધીખાનાથી મૂકાય રાજા રૂઠો સન્મુખ થાય
ધાડચ પરાછી ને વલી ચોર તુઝ નામે ન કર્યે કોઈ જોર ૩૩
ઘર ઘરણીસુ નિરમલ ચિત્ત તુઝ નામે ઘર પુત્ર વિનીત
નવિ લોપે કોઈ આણ અખંડ માંણભદ્ર નામે નહી દંડ ૩૪
હય ગય રથ પાયક સુખપાલ મોટા મંદર ભરિયા માલ
વિવાહ વિધિ તણો સંયોગ માણભદ્ર નામે સુખ ભોગ ૩૫
દક્ષિણાવર્ત્ત ને ચિત્રાવેલ્ય તુઝ નામે આવે ઘી–રેલ્ય
સોનાસિદ્ધ કહે પુર જેહ તુઝ નાંમી ધર્યે આવે તેહ ૩૬
કામકુંભ ચિંતામણિ રત્ન તુઝ નામે રહે યત્ન
લક્ષ્મીઘર આવે સ્વયમેવ માણભદ્ર સતૂઠો દેવં ૩૭
ૐકાર જપે તુઝ નામ સીઝઈ મનવંછિત કામ
પવિત્રપણે ધર્યે તુઝ ધ્યાન તે નર પામે જગમાંહી માંન ૩૮
સુરવરડાં... .......... (—શ્રીચારિત્રવિજયજી જૈન જ્ઞાનમંદિરની પ્રતિના આધારે.)

**નોંધ:**–તપગચ્છ લઘુ પોષાલિક સોમશાખા (હર્ષકુલ)મા ૫૬. આ **આનંદ**વિમલસૂરિ, ૫૭ આ. સોમવિમલસૂરિ, ૫૮. આ હેમસોમસૂરિ, ૫૯. આ વિમલસોમસૂરિ સ્વ. સં. ૧૬૮૮, ૬૦ આ. વિશાલસોમસૂરિ ૬૧ આ શાંતિસોમસૂરિ. તેમણે સં. ૧૭૩૩મા આગલોડમાં માણિભદ્રવીરની સ્થાપના કરી ત્યાર બાદ આ છંદ બનેલ છે.

સોમપટ્ટાવલી માટે જુઓ " પટ્ટાવલી સમુચ્ચય ભાગ " ૨જો પૃ. ૨૪૪ થી ૨૪૭.

[ અનુસંધાન : પૃષ્ઠ : ૧૦૭ થી ચાલુ ]

તે જ પહેલા ભાગમાં ઉલ્લેખાયેલ જ્ઞાન કવિ છે. પૃ૦ ૯૫૮ માં ઉલ્લેખાયેલ લોંકાગચ્છીય જ્ઞાનદાસ તે નથી કેમકે પૃ૦ ૪૮૦ મા જ્ઞાન–રચિત 'સ્ત્રીચરિત્રરાસ' રત્નાકરપુરમા રાચાયો એમ જણાવ્યુ છે અને ત્રીજા ભાગના પૃ૦ ૫૪૫ માં "વેતાલ પચ્ચીસી"નુ જે વિવરણ છપાયું છે તેમાં પણ તેનુ રચનાસ્થળ રત્નાકરપુર બતાવ્યુ છે આથી બંને કવિઓ એક છે.

જ્ઞાનચંદ્રસૂરિની પરંપરા સોરઠના મંગલપુર માગલોર સાથે સંબંધિત છે. રાસનાયક ઠાકરસી પણ એ જ સોરઠના જૂનાગઢનિવાસી હતા. અને તેની જાતિ પણ સોરઠિયા પોરવાડ હતી. સંભવ છે કે, સોરઠગચ્છ સાથે તેમનો ગુરુ–શિષ્યનો સંબંધ હોય જ્ઞાનચંદ્રસૂરિનો સમય સને ૧૫૬૫ થી ૧૫૯૯ સુધીનો છે આથી આ રાસની રચના પણ આ સમયના વચગાળામાં થઈ હોવી જોઈએ મંત્રી ઠાકરસીનો જે સમય ઉપર નિર્ણીત કરવામા આવ્યો છે તે મુજબ આ રાસ એમનાથી લગભગ ૧૫૦–૨૦૦ વર્ષ પછી રચાયેલો છે શ્રી જ્ઞાનચંદ્રસૂરિ પાસે સંભવ છે કે, ઠાકરસી શાહ સંબંધી કોઈ રચના હોય અથવા મૌખિક પરંપરાથી આ વૃત્તાંત જાણવાને મળ્યુ હોય

આ રચના ચરિતનાયકના પછીના સમયમા બનેલી હોવાથી તેમા આપવામાં આવેલા ઇતિવૃત્તમાં કંઈક આગળ પાછળ અને કંઈક અતિશયોક્તિ પણ હોય પરંતુ તેનું મૂળ તથ્ય ઇતિહાસ સાથે સંબંધિત છે, એમાં સંદેહ નથી આથી આ રાસ ઐતિહાસિક દૃષ્ટિએ અત્યંત મહત્ત્વપૂર્ણ છે.



# શ્રીપાલ નરેશનાં સગાંવહાલાં

લે પ્રો. શ્રીયુત હીરાલાલ ર. કાપડિયા એમ. એ.

**સિદ્ધચક્રના** અનન્ય આરાધક **શ્રીપાલ** નરેશની કથાથી જૈન સમાજની ભાગ્યે જ કોઈ પ્રૌઢ વ્યક્તિ અપરિચિત હશે. એ નરેશનું ચરિત્ર વર્ષમાં બે વાર મુનિવરોને મુખે સાંભળવાનો સુયોગ તો સૌ કોઈને માટે સુલભ નથી, પરંતુ કેટલાંયે જૈન કુટુંબોમાં પ્રતિવર્ષ બે વાર શ્રીપાલ રાજાનો રાસ વંચાય છે અને અમારે ત્યાં પણ એવી વ્યવસ્થા હતી. આથી આસપાસના લોકોને પણ આપકર્મી **મયણાસુંદરી** ( મદનસુંદરી ) અને બાપકર્મી **સુરસુંદરીની** કથા જાણવા મળે છે **મયણાસુંદરીએ શ્રીપાલ** ઉપર અસાધારણ ઉપકાર કર્યો છે. એણે કેવળ એમને દેહ પૂરતા જ નીરોગી બનાવવામા નહિ પણ એમના આત્માને પણ ઉજ્જવળ બનાવવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો છે આ **શ્રીપાલ** નરેશ, આ અવસર્પિણી કાળમાં આપણા દેશમાં થઈ ગયેલા ચોવીસ તીર્થંકરો પૈકી વીસમા નામે **મુનિસુવ્રતસ્વામીના**[1] તીર્થમાં થયેલા કહેવાય છે.[2] આ હિસાબે એઓ ઓછામાં ઓછા લગભગ ૭ લાખ વર્ષ પૂર્વે અને વધારેમાં વધારે લગભગ બાર લાખ વર્ષ ઉપર થઈ ગયેલા ગણાય. એઓ એકંદર નવ કન્યા પરણ્યા છે. એને લઈને એમનો શ્વસુરપક્ષ મોટો છે અને એમનો દેશવિદેશ સાથેનો સંબંધ પણ તેટલો છે. એમનાં સગાંવહાલાંની સામાન્ય રૂપરેખા હું અહી આલેખુ છું.

## (૧) કુટુંબીઓ, ( પિતૃપક્ષ ઇત્યાદિ )

**પિતા**—સિંહરથ ( શ્લો. ૨૮૬ ), અંગ દેશની ચંપાનગરીનો રાજા ( શ્લો. ૨૮૫ )

---

૧. **મુનિસુવ્રતસ્વામીનુ** તીર્થ એઓ સર્વજ્ઞ બન્યા ત્યારે સ્થપાયું અને એ એમના પછીના તીર્થંકર **નમિનાથ** સર્વજ્ઞ બન્યા ન હતા ત્યા સુધી ચાલુ રહ્યુ **મુનિસુવ્રતસ્વામી** ૭૫૦૦ વર્ષમાં ૧૧ મહિના ઓછા એટલા વખત સુધી સર્વજ્ઞ તરીકે જીવ્યા. એમના નિર્વાણથી ૧૧ લાખ વર્ષે **નેમિનાથનું** નિર્વાણ થયુ અને **નેમિનાથના** નિર્વાણ બાદ ૮૪૦૦૦ વર્ષે **મહાવીરસ્વામીનું** નિર્વાણ થયું **મહાવીરસ્વામી** ઈ. સ. પૂર્વે ૫૨૭મા નિર્વાણ પામ્યાનુ મનાય છે. એ હિસાબે **મુનિસુવ્રતસ્વામીનુ** નિર્વાણ ઈ. સ. પૂર્વે ૫૨૭ + ૮૪૦૦૦ + ૧૧૦૦૦૦૦ વર્ષે થયુ ગણાય એમાં એમનો કેવલી તરીકેનો જીવનકાલ જે ૭૪૯૯ વર્ષ ને એક મહિનાનો ઉમેરીએ તો એઓ ઈ સ. પૂર્વે ૮૧૯૨૦૨૬ વર્ષ ને એક મહિના ઉપર સર્વજ્ઞ બન્યા અને એ સમયથી એમનું તીર્થ પ્રવર્ત્યું.

**નમિનાથના** નિર્વાણ બાદ પાંચ લાખ વર્ષે **નેમિનાથનું** નિર્વાણ થયુ અને એમનો કેવલી તરીકેનો જીવનકાલ ૨૫૦૦ વર્ષમાં નવ મહિના જેટલો ઓછો છે એ હિસાબે **નમિનાથ** ઈ. સ. પૂર્વે ૫૨૭ + ૮૪૦૦૦ – ૫૦૦૦૦૦ + ૨૪૯૯ વર્ષ ને ત્રણ મહિના ઉપર સર્વજ્ઞ બન્યા અર્થાત્ ઈ. સ પૂર્વે ૫૮૭૦૨૬ વર્ષ ને ત્રણ મહિના ઉપર **નમિનાથનું** તીર્થ સ્થપાયુ અને એ સ્થપાયું નહિ ત્યાં સુધી **મુનિસુવ્રતસ્વામીનુ** તીર્થ ચાલુ રહ્યુ. આથી **મુનિસુવ્રતસ્વામીનું** તીર્થ ઈ સ. પૂર્વે ૧૧૯૦૨૬ વર્ષ ને એક મહિનાથી માંડીને ઈ સ. પૂર્વે ૫૮૭૦૨૬ વર્ષ ત્રણ મહિના ને એક દિવસ સુધીનું ગણાય

૨. **શ્રીપાલ મુનિસુવ્રતસ્વામીના** તીર્થમાં થયા એમ કહેવા માટે કયા કયા પુરાવા અને તે કેટલા પ્રાચીન મળે છે તે કોઈ સપ્રમાણ જણાવશે તો હુ તેની સાભાર નોંધ લઈશ

**માતા**—કમલપ્રભા ( શ્લો. ૨૮૬ ), સિંહરથની પત્ની

**પિતૃવ્ય**—( કાકો )—અજિતસેન ( શ્લો. ૨૯૩ ), સિંહ ( પૂર્વ ભવમાં-શ્લો. ૧૧૫૬ )

કાકાનો છોકરો—અજિતસેનનો પુત્ર ( શ્લો. ૧૦૬૨ )

**મામો**—વસુપાલ, ( શ્લો. ૬૪૦ ), કમલપ્રભાનો ભાઈ ( શ્લો. ૭૩૫ )

'કોંકણ'માંના ઠા ('થા)ણાનો રાજા ( શ્લો. ૬૩૯ )

પત્ની—(૧) મદનાસુંદરી, ( શ્લો ૫૩ ને ૧૪૨ ), રૂપસુંદરીની પુત્રી પરભવમાં [3]**શ્રી**મતી ( **શ્રી**કાંત રાજાની પત્ની ) ( શ્લો. ૧૧૪૮ )

(૨) મદનસેના ( શ્લો ૪૬૫, ૪૬૮ ), મહાકાલની પુત્રી.

(૩) મદનમંજૂષા ( શ્લો ૪૮૯ ), કનકમાલાની પુત્રી.

(૪) મદનમંજરી ( શ્લો. ૬૪૬ ), વસુપાલની પુત્રી.

(૫) ગુણસુંદરી ( શ્લો ૭૬૪ ), કર્પૂરતિલકાની પુત્રી.

(૬) ત્રૈલોકચસુંદરી ( શ્લો. ૮૦૫ ), કાચનમાલાની પુત્રી

(૭) શૃંગારસુંદરી ( શ્લો. ૮૪૪ ), ગુણમાલાની પુત્રી.

(૮) જયસુદરી ( શ્લો. ૮૭૩ ), વિજયાની પુત્રી.

(૯) તિલકસુંદરી ( શ્લો. ૯૦૫ અને ૯૨૧ ), તારાની પુત્રી.

પુત્ર—ત્રિભુવનપાલ વગેરે નવ ( શ્લો. ૧૨૧૩ ), ત્રિભુવનપાલ એ મદનાસુદરીનો પુત્ર થાય. બાકીના આઠ તે અવશિષ્ટ આઠ રાણીના એકેક જાણવા.

## (૨) શ્વસુર પક્ષ

**શ્વસુર ( સસરા )**—(૧) પ્રજાપાલ. ( શ્લો. ૪૫ ) માળવાની ઉજ્જેનીનો રાજા

(૨) મહાકાલ ( શ્લો. ૪૬૪–૫ ), બર્બરપતિ

(૩) શ્રીકનકકેતુ ( શ્લો ૪૮૭ ), વિદ્યાધરીનો રાજા, રત્નદ્વીપમાં આવેલા વલયાકાર રત્નસાનુના મધ્યભાગમાં રચાયેલી રત્નસચયા નગરીનો રાજા.

( ૪ ) વસુપાલ, ઠાણાનો રાજા

( ૫ ) મકરકેતુ, કુંડલનગરનો રાજા ( શ્લો૦ ૭૬૨ )

( ૬ ) વજ્રસેન ( શ્લો૦ ૮૦૩ ), કાચનપુરનો રાજા

( ૭ ) ધરાપાલ ( શ્લો૦ ૮૪૧ ), દેવદલપત્તનનો રાજા ( શ્લો૦ ૮૪૧ ) ચોર્યાસી કન્યાનો પતિ ( શ્લો૦ ૮૪૨ )

( ૮ ) પુરંદર ( શ્લો૦ ૮૭૩ ), કુલ્લાગપુરનો રાજા ( શ્લો૦ ૮૭૩ )

( ૯ ) મહસેન ( શ્લો૦ ૯૦૪ ), સોપારકનો રાજા ( શ્લો૦ ૯૦૩ )

**મામો સસરો**—પુણ્યપાલ ( શ્લો ૨૬૪ ), રૂપ (૫) સુંદરીનો ભાઈ

**સાસુ**—(૧) [4]સૌભાગ્યસુદરી ( શ્લો ૪૭ ), પ્રજાપાલની પત્ની

(૧ અ) રૂપસુદરી ( શ્લો. ૪૭ ), પ્રજાપાલની બીજી પત્ની

(૨) મહાકાલની પત્ની

---

૩ એના પતિ **શ્રી**કાંત તે ઉત્તર-ભવમાં **શ્રી**પાલ તરીકે જન્મે છે ( શ્લો૦ ૧૧૪૯ )

૪.આ ઓરમાન સાસુ ગણાય

(૩) કનકમાલા, શ્રી કનકકેતુની પત્ની
(૪) કમલપ્રભાની બેન, વસુપાલની પત્ની
(૫) કર્પૂરતિલકા દેવી (શ્લો. ૭૬૩), મકરકેતુની પત્ની
(૬) કાંચનમાલા (શ્લો ૮૦૩), વજ્રસેનની પત્ની
(૭) ગુણમાલા (શ્લો. ૮૪૨), ધરાપાલની પત્ની
(૮) વિજયા (શ્લો. ૮૭૩), પુરંદરની પત્ની
(૯) તારા (શ્લો. ૯૦૪), ચરસેનની પત્ની

**સાળી**—[૫]સુરસુંદરી (શ્લો. ૫૩) સૌભાગ્યસુંદરીની પુત્રી.

**સાઢુ**—અરિદમન, મિતારિ-દમિતારિનો પુત્ર, સુરસુદરીનો પતિ 'કુરુજંગલ' દેશની શંખપુરી યાને અહિચ્છત્રનો રાજા (શ્લો. ૭૮)

**સાળાઓ**—કનકપ્રભ (શ્લો. ૪૮૮), કનકશેખર (શ્લો. ૪૮૮), કનકધ્વજ (શ્લો. ૪૮૮) અને કનકરુચિ. આ ચારે કનકમાલાના પુત્રો થાય.

**સુંદર અને પુરંદર**—(કર્પૂરતિલકાના બે પુત્રો) યશોધવલ, યશોધર, વજ્રસિંહ અને ગાન્ધર્વ (શ્લો. ૮૦૪) આ ચારે કાંચનમાલાના પુત્રો થાય.

હિરણ્યગર્ભ, સ્નેહલ, યોધ, વિજિતારિ અને સુકર્ણ (શ્લો. ૮૪૩). આ પાંચે ગુણમાલાના પુત્રો થાય.

હરિવિક્રમ, નરવિક્રમ, હરિષેણ, શ્રીષેણ અને બીજા ત્રણ આ સાતે વિજયાના પુત્રો થાય.

આ ઉપરથી જોઈ શકાશે કે શ્રીપાલ નરેશનાં તમામ સગાંવહાલાંનાં નામ જાણવામાં નથી. દા. ત. એમના નવ પુત્રો પૈકી એકનું જ નામ અહીં અપાયું છે, જ્યારે બાકીનાનાં નામ વિષે ઉલ્લેખ નથી.

આ લેખમાં નામ કે વિગતની પછી મેં જે શ્લોકાંકનો નિર્દેશ કર્યો છે તે **સિરિવાલ-કહાના** તે તે શ્લોકનો—પદ્યનો છે. આ પાઠ્યકૃતિના સંકલનકાર—રચનાર, વજ્રસેનસૂરિના પટ્ટાલંકાર હેમતિલકસૂરિના શિષ્ય રત્નશેખરસૂરિ છે. વિશેષમાં આ કૃતિની નકલ આ રત્નશેખરસૂરિના શિષ્ય હેમચન્દ્રે વિ સં. ૧૪૨૮ માં લખી છે.

**નગરો**—શ્રીપાલ નરેશ જે જે નગરની કન્યા પરણ્યા તેનાં નામો હુ અકારાદિ ક્રમે રજૂ કરું છું કે જેથી આજથી લગભગ છસો વર્ષ ઉપર કયાં નામો અસ્તિત્વમાં હતાં તેની સૂચી તૈયાર કરવામાં એ સહાયક થઈ પડેઃ—

અહિચ્છત્રા યાને શંખપુરી (દેશ–કુરુજંગલ)
ઉજ્જેની, (દેશ–માળવા), કાંચનપુર
કુંડલનગર, કુલ્લાગપુર, ઠાણા (થાણા) (દેશ–કોંકણ)
દેવદલપત્તન, બર્બર (?)
રત્નસંચયા (દ્વીપરત્ન), અને સોપારક

આ ઉપરાંત અંગ દેશની ચંપાનગરી, સોપારક અને ભરુચ એ નગરોનો પણ શ્રીપાલના જીવન સાથે સબંધ છે.

---

૫. આ ઓરમાન સાળી ગણાય.



# ધૂપદીપ

લેખક:
પૂજ્ય પં. શ્રીકનકવિજયજી

દેવાધિદેવ શ્રમણ ભગવાન શ્રી. મહાવીર પરમાત્મા, વર્તમાન જૈનશાસનના નાયક તરીકે આપણા પરમ ઉપકારી છે. સંસાર સમસ્તના પરમાર્થ કાજે ધર્મતીર્થની સ્થાપના કરી, પ્રાણી માત્રની બંધન-મુક્તિનો માર્ગ તેઓએ દર્શાવ્યો છે સ્વયંમુક્ત બની, અન્યને મુક્તિમાર્ગના સાર્થવાહ રૂપ બનનાર તેઓશ્રી ખરેખર મહામંગળ રૂપ છે.

મંગળમૂર્તિ શ્રી. મહાવીરદેવની સેવા, ભક્તિ તથા અનન્ય ઉપાસના. જગતના આત્માઓ માટે એ જ કલ્યાણકર છે આત્માની આધ્યાત્મિક ઉન્નતિના પથપ્રદર્શક શ્રી મહાવીરદેવનુ જીવન, વિશ્વના સહુ કોઈ જીવોને યથાર્થ માર્ગદર્શન આપી જાય છે. વર્તમાન કાલના વાતા-વરણમાં મહાન વિભૂતિ શ્રી. વીરપ્રભુના જીવનસંદેશનો ગંભીરપણે જો વિચાર કરવામાં આવે તો આજના વિકટ કાલમાં આપણને એમાંથી અપૂર્વ બોધપાઠની પ્રાપ્તિ અવશ્ય થઈ શકે તેમ છે.

શ્રી. મહાવીરદેવ લોકોત્તર મહાપુરુષ હતા. આત્માની છેલ્લામાં છેલ્લી ઉત્કૃષ્ટ સ્થિતિ-પરમાત્મ-દશાને પ્રાપ્ત કરીને સ્વયં તેઓ કૃતકૃત્ય બન્યા હતા. તેઓ પરિપૂર્ણ જ્ઞાની, ઐશ્વર્યયુક્ત તથા અપ્રતિમ સામર્થ્યના સ્વામી હતા. આત્માની એ પરમોત્કૃષ્ટ સ્થિતિને પ્રાપ્ત કરવા, તેમણે અનેક ભવો સુધી ઉગ્રતમ સાધનાઓ સાધી હતી. જ્યારે ભ. શ્રી. મહાવીરદેવનું નામ આપણા સ્મૃતિ-પટ પર આવે ત્યારે આપણે તેઓશ્રીના જીવનની કઠોર સાધના, ઉગ્ર આત્મદમન તથા તે બધાયની પૂંઠે તેઓશ્રીએ ભવોના ભવો સુધી કરેલો ભગીરથ પુરુષાર્થ, ઈત્યાદિ ખરેખર યાદ કરવા જેવાં છે.

જૈનદર્શનમાં કોઈ પણ વ્યક્તિ નિત્ય નિર્દોષ, અનાદિ ઈશ્વર કે નિત્ય સિદ્ધ તરીકે સ્વીકારાઈ નથી. આજે આપણે જેઓને પરમાત્મા, ઈશ્વર કે તીર્થકર માનીએ છીએ, તેઓ પણ ભૂતકાલમાં આ સંસારમાં આપણા જેવી છતા આપણા કરતા કાંઈક વિશિષ્ટ સ્થિતિમાં હતા. અનાદિ નિગોદ-અવ્યવહાર રાશિમાં એક વેળા સંસારના સમસ્ત આત્માઓ એક સાથે રહેતા હતા. હા, શ્રી તીર્થંકરદેવના આત્મામાં અમુક પ્રકારની વિશિષ્ટતા જરૂર હતી. છતાં સંસારી તરીકે સર્વ આત્માઓ જૈનદર્શનમાં સમાન કહ્યા છે એટલે શ્રી મહાવીરદેવનો આત્મા એક વેળા સંસારી હતો. પણ તેઓએ આત્માની જાગૃતિપૂર્વક આરાધનાના પથે એક પછી એક એમ પગલાં માંડતાં મહાપ્રયાણ આદર્યું. એટલે તેઓ આત્મામાંથી પરમાત્મા બની શક્યા.

(૨)

પ્રભુ શ્રી. મહાવીરદેવની એ સાધનાને જરા આપણે આપણી દૃષ્ટિ સમક્ષ રાખીએ અને તેમાંયે નયસારના ભવની તેઓશ્રીની જીવનચર્યા વિચારીએ

મહાવીર બનવા પહેલાં, તેઓના છેલ્લા ભવથી સત્તાવીશમા ભવ પહેલા મહાવીરદેવનો આત્મા, પશ્ચિમ મહાવિદેહના એક રાજાના મુખીપદે નાના ગામડાનો વહીવટ સંભાળે છે. સદ્ધર્મનું યથાર્થ સ્વરૂપ નયસાર હજુ પામેલા નથી છતા મહાવીરદેવ બનવા માટેનુ બીજા-રોપણ તેઓને અહી થાય છે. એ દૃષ્ટિએ નયસારના આત્મામા માર્ગાનુસારી આત્મા માટેના

ગુણો ભરેલા છે. ગુણાનુરાગ, સાધુસેવા, દાનરુચિ, ઔચિત્ય અને પરોપકારપરાયણતાઃ આ ગુણોઃ નયસારના જીવનમાં બાલ્યકાલથી તાણા–વાણાની જેમ વણાઈને રહેલા છે.

માનવમાં રહેલી માનવતાને સફળ બનાવનાર આ ગુણો સદ્ધર્મ પ્રાપ્તિનાં આદિકારણ છે. શ્રી. મહાવીરદેવના જીવનને, તેઓની મહાન સાધનાને અનેરો ઓપ આપનારા આ ઉત્તમ કોટિના ગુણો માનવ માત્રના જીવનને નિર્મલ બનાવનારા છે ગુણાનુરાગ, દાનરુચિ તથા પરોપકાર પરાયણતા એ આજના સંસારમાં લગભગ ભૂલાતા ગયા છે આત્માની ઉજ્જવલ દશાનું આદિ બીજ આ અનુપમ ગુણોની પ્રાપ્તિમાં રહેલું છે.

નયસાર મહાઅટવીમાં સેંકડો સેવકોને લઈને, પોતાના સ્વામીના આદેશથી ઈમારતી લાકડાંઓ માટે જાય છે. નોકરો કામકાજમા મગ્ન છે. નયસાર આ બધાયની સંભાળ, દેખરેખ રાખી રહેલ છે. મધ્યાહ્નનો સમય થાય છે. ભોજન માટેની સામગ્રી સેવકોએ તૈયાર કરી છે. એટલે નયસાર સેવકોને ભોજન કરવાનો આદેશ આપે છે.

નયસારમાં ઔચિત્ય કેટકેટલું અદ્ભુત છે? ભોજનના સમયે સેવકોને યાદ કરવા, સેવકોના ભોજનની ચિંતા રાખવી, એ સ્વામી તરીકે, માલિક કે શેઠ તરીકે એ સ્થાન પર રહેવાનુ વાસ્તવિક ઔદાર્ય છે. ભાણા પર સમયસર ભોજન કરવા બેઠેલા માલિકને સેવકો યાદ આવે એ કયારે બને? સેવકો પ્રત્યે સ્વામીને જો વાત્સલ્ય હોય તો સેવકને માલિક માટે સદ્ભાવ પ્રગટયા વિના ન જ રહે. આજે આ વસ્તુની ઊણપ આપણા સંસારમાં ઘણી ખટકી રહી છે. એના યોગે શેઠ–નોકર, માલિક–મજૂર; બન્ને વચ્ચેના એખલાસભર્યા સંબંધોમાં ઝેર રેડાઈ રહ્યું છે. બન્નેને પરસ્પર મમતા નથી. બન્ને વચ્ચે કોઈ જાતનો સુમેળ આજે રહ્યો નથી.

નયસારના વ્યવહારમાં આ જાતની ઉત્તમતા છે. પણ સેવકો પોતાની ફરજને ભૂલે તેવા નથી. પોતાના ભોજન પહેલાં પોતાના સ્વામી માટે તેઓ ભોજનનો થાળ તૈયાર કરીને મૂકે છે. નહાવા માટે ગરમ–અતિઉષ્ણ જળ પણ ત્યાં તૈયાર કરે છે. આ અવસરે શ્રી. મહાવીરદેવનો આત્મા, નયસાર કેવી શુભ વિચારણા કરે છે? તેના આત્મામા રહેલા સંસ્કારો જાગી ઊઠે છે. દાનનો વ્યસની તે મનમાં ચિંતવે છેઃ 'કોઈ અતિથિ, કોઈ સાધુ–સંત સુપાત્ર જો આ અવસરે મને મળે તો કેવુ સારુ? એવા પુણ્યવાનના પાત્રમાં આ ભોજન આપી હુ મારી જાતને પાવન કરું!'

નયસારનો આત્મા આ દાનગુણથી બધુ પામે છે. માનવજીવનની બધી નબળી બાજુઓને ઢાંકી દઈ, તેના જીવનને ઉર્ધ્વગામી બનાવનાર આ દાન ગુણ છે આપવાનુ વ્યસન જો માનવ-જાતને આજે રહ્યુ હોત તો આજની દુનિયામા જે કલેશ, કંકાસ, વૈર, ઝેર, અસંતોષ કે તૃષ્ણાના તણખાઓ શાંતિ, સંતોષ યા સુખને બાળી રહ્યા છે, તે કદી ન જ બનવા પામત.

મેળવવુ, સાચવવુ, અને ભોગવવુ–આ ત્રિવિધ તાપથી તપ્ત દુનિયા, હાથની મૂઠીમાં અંગારો દાબી, સળગી રહ્યાની બૂમો પાડનાર મૂર્ખની જેમ અશાંતિની વાતો કરે છે, એ નરી બાલીશતા છે. શ્રી મહાવીરદેવ જેવી મહાન્ વિભૂતિના જીવનની આ બાજુ તરફ જરા દષ્ટિ તો કરો! હજુ નયસારને જૈનધર્મ મળ્યો નથી. શ્રાવકાચારની તેને ખબર નથી છતા ખાતાં પહેલા તેને કોણ યાદ આવે છે?

મન ગમતુ ભોજન મળવુ કે સંસારમા મનફાવતા વૈષયિક સાધનો મળવાં એ જરૂર માનવની પૂર્વકૃત પુણ્યાઈ છે, જે કાંઈ અનુકૂળતા, સંપત્તિ કે સ્વજનોની પ્રાપ્તિ યા જયા

જઈએ ત્યાં ધારેલાં કાર્યો, મનોરથોની સિદ્ધિ' આ બધું અવશ્ય પુણ્યને આધીન છે પણ આ સઘળાયે સાંસારિક પદાર્થોને સાચવવા કે ભોગવવા પાછળ માનવ આજે જે રીતે પોતાની જાતને ખુવાર કરી રહ્યો છે તે ખરેખર ઉપહાસપાત્ર છે.

યાદ રાખવું કે, ભોગવવામાં જે આનંદ છે. તેના કરતાં ગૌરવપૂર્વક અન્યને ખાતર તેનો સદુપયોગ કરવામાં કંઈ ગણો સાચો આનંદ છે, ભોગોની પાછળ ભટકનાર પામર છે જ્યારે જીવનમાં પ્રાપ્ત થયેલી ભોગ સામગ્રીઓને પ્રસન્નતાપૂર્વક તજનાર મહાન છે.

નયસાર મહાન છે. એનો આત્મા ઉત્તમ છે માટે જ એને અત્યારે સુપાત્ર યાદ આવે છે. પણ આવા જંગલમાં સાધુ પુરુષો ક્યાંથી આવે? છતાં ભાવના, શ્રદ્ધા અને લાગણી, એને કંઈજ દૂર નથી. જ્યારે માનવની શ્રદ્ધા જાગી ઊઠે છે, ભાવનાપૂર્વક કોઈ પણ કાર્ય કરવા સૌજ્જ બને છે, લાગણીના તાર જો એને જોડતાં આવડી જાય પછી બધીયે નિર્બળતાઓ, મૂઝવણો યા સંકટો, તેના માર્ગથી દૂર–સુદૂર હડસેલાઈ જાય છે

માનવોના જીવનની આ જ એક મહત્તા છે તે ધાર્યું સાધી શકે છે જો એ અંદરથી જાગ્રત બન્યો, મક્કમ દિલે કોઈ પણ કાર્ય કરવાનો જો એણે નિશ્ચય કર્યો, તો પછી ભગીરથ પુરુષાર્થ દ્વારા માનવ એને સાધ્યા વિના જંપીને કદી બેસી શકે જ નહિ. વાત એટલી જ કે, જેટલે અંશે શુભ કાર્ય, પરોપકાર કે ધર્મમાર્ગમાં એવી શક્તિઓનો સદુપયોગ, એને સાધવા માટેની એની જે તમન્ના, તેટલે અંશે એ જીવનને ઉન્નત બનાવી, નિજના આત્માને ધન્ય કરે છે. નયસારની ભાવના સાચી હતી. હૃદયના વિશુદ્ધ ભાવથી એ સુપાત્રને ઝંખી રહેલ છે. માટે જ એને સાધુ–મહાત્માઓનાં દર્શન થાય છે સાર્થથી વિખૂટા પડેલા જૈન સાધુઓ દૂરથી આવી રહ્યા છે. નયસાર આ ત્યાગી મહાપુરુષોને જુએ છે. એટલે એનું હૃદય પરમ હર્ષ અનુભવે છે. આનંદથી એની રોમરાજિ વિકસિત થાય છે.

સંસારમાં ધન, સ્વાર્થ કે પ્રતિષ્ઠા યા પદવીથી માણસની મોટાઈને માપનારા આત્માઓ તો ડગલે ને પગલે દેખા દેશે, પણ માનવની મહત્તા કે બુદ્ધિમત્તા, આ રીતે સામાને માપવામાં નથી રહી. માનવની ઉત્તમતા કે ચતુરાઈ સામાને ગુણથી માપવામાં રહેલી છે શ્રી મહાવીર–દેવનો આત્મા નયસાર સાધુ ભગવંતો પર જે નિષ્કૃત્રિમ બહુમાન, આદરભાવ, કે ભક્તિ રાખી રહ્યો છે એ એની ભાવિ મહત્તાનું સૂચક શુભ ચિહ્ન છે. નયસાર તે સાધુ મહાત્માઓની સમ્મુખ જાય છે. વિનયપૂર્વક તેઓની સેવામાં તે કહે છે:

'ભગવન્! આવા વિકટ અરણ્યમાં આપ ક્યાંથી? જ્યા શસ્ત્રધારી માનવ પણ એકલો ન આવી શકે, એવું ભયંકર આ જંગલ છે. જરૂર આપ માર્ગ ભૂલ્યા હોવા જોઈએ. નયસારનો વિનય, તેનું ઔચિત્ય તથા તેની સરલતા જોઈને સાધુ–મહાત્માઓ સાર્થથી વિખૂટા પડી, કેવી રીતે માર્ગ ભૂલ્યા એ બધી હકીકત નયસારને કહે છે અતિશય બહુમાનપૂર્વક તે સાધુ મહાત્માઓની નયસાર સેવા–ભક્તિ કરે છે ત્યાર બાદ તે મુનિવરોને માર્ગ બતાવવાને સ્વયં તેઓની સાથે જાય છે.

માર્ગમાં એક ઘટાદાર વૃક્ષની છાયા નીચે જમીન પ્રમાર્જી, તે સાધુ-મહાત્માઓમાંથી મુખ્ય મુનિવર, નયસારને યોગ્ય જાણી શુદ્ધ ધર્મનુ સ્વરૂપ તેને જણાવે છે. નયસાર ત્યાં સમ્યગ્ દર્શન પ્રાપ્ત કરે છે શ્રી મહાવીરદેવનો આત્મા અહીંથી આત્મસાધનાના માર્ગે ભણી ક્રમશઃ પ્રયાણ આદરે છે આત્મધર્મની પ્રાપ્તિ માટે તેઓ જે ભવ્ય તથા ભગીરથ પુરુષાર્થ ભાવિમાં આદરે છે તેનું ઉત્તમ મંગલાચરણ અહીંથી થાય છે.

# મંત્રી ઠાકરસી શાહના
# રાસનું પર્યાલોચન

લેખક : શ્રીયુત અગરચંદજી નાહટા

'મંત્રી ઠાકરસી શાહનો રાસ' અનુસાર સોરઠિયા પોરવાડ ઠાકરશી શાહ જૂનાગઢના રાજા ખેંગારના મંત્રી હતા. રાજા કોઈ કારણવશાત્ રુષ્ટ થઈ જતાં મંત્રી સમુદ્ર માર્ગે દક્ષિણ પ્રાંતના વાકનઉરપુરમાં પહોંચ્યા અને વેપાર આદિ કરતાં ત્યાંના નરેશ્વર હરિયડના મંત્રી બન્યા. મંગળપુરના પંડીરાયનો ઉપદ્રવ શાંત કરવા માટે તેમણે સૈન્ય સાથે આક્રમણ કરવાની તૈયારી કરી હતી.

મળી આવેલા રાસમાં, બસ આટલે સુધીનું જ વર્ણન છે રચના અપૂર્ણ છે. તેથી આક્રમણની સફળતા અને પરવર્તી શુભ કાર્યો જાણવા માટે એની પૂર્ણ પ્રતિ મળે એ જરૂરનું છે.

આમાં સર્વપ્રથમ જૂનાગઢના ખેગારની માહિતી મેળવવી જરૂરી છે, જેથી ઠાકરસીનો સમયનિર્ણય થઈ શકે. અમારા ઈતિહાસજ્ઞ વિદ્વાન મિત્ર—હિંદુ કોલેજ, દિલ્હીના પ્રોફેસર ડૉ. દશરથ શર્માને પૂછતાં તેમણે ખેગાર વિશે નિમ્નોક્ત વર્ણન મોકલ્યુ છે :

"આ ખેંગાર જૈન સાહિત્યમાં સારી રીતે ખ્યાતિ પામેલો રાજા મહિપાલનો પુત્ર હતો. એના રાજ્યની ઘટનાવલીથી જણાય છે કે, આ રાજા શૂરવીર અને મનસ્વી હતો. પોતાના દેશને સ્વતંત્ર કરવાની તેના હૃદયમાં પ્રબળ અભિલાષા હતી. "મિરાતે મુસ્તફાબાદ" માં લખ્યું છે કે, તેણે સોમનાથમાંથી મુસલમાનોને કાઢી મૂકયા અને અનેક ધર્મસ્થાનોનો અધિકાર રજપૂતોને આપી દીધો. પ્રાયઃ આ જ સમયે ગુલામ સેનાપતિ તકીએ દિલ્હી વિરુદ્ધ વિદ્રોહ કર્યો. ખેંગારે તેને સહાયતા આપી. મહમદ બિન તઘલખ આ સમયે દક્ષિણમાં હતો. ત્યાંથી વિજય મેળવવાની આશા છોડીને તે ઉત્તર તરફ વળ્યો, ખેંગારનો પણ વારો આવ્યો. લગભગ એક વર્ષ સુધી ગિરનારના કિલ્લામાં ભરાઈ રહી તે લડતો રહ્યો અને સને ૧૩૪૯ (વિ. સં. ૧૪૫૬) માં તેને ગિરનાર છોડવું પડયુ. એ પછી કેટલો સમય વીતતાં ખેગારે ઠાકરસી વગેરેથી સહાયતા લઈને ફરીથી પોતાના રાજ્ય ઉપર અધિકાર જમાવ્યો—એ હજી સુધી ઇતિહાસથી અનિશ્ચિત છે."

રાસમાં જ ખેંગારનું દક્ષિણમાં જવું, ઠાકરસીએ સત્કાર કરવો અને તેની સહાયતાથી ખેંગારે ફરી રાજ્યાધિકાર મેળવવો વગેરે મહત્ત્વપૂર્ણ બાબતોની સૂચના મળે છે.

રાસનો બીજો ઐતિહાસિક ઉલ્લેખ ઠાકરસીએ વાકનઉરપુરમાં ગમન અને રાજા હરિયડના મંત્રી બનવા સંબંધે છે. વાકનઉરપુર દક્ષિણ કનાડા (તુલુવ પ્રદેશ)નુ પ્રસિદ્ધ બંદર હતું. અહીં દેશ–વિદેશથી અનેક વહાણો આવતાં અને સાફ કરેલા ચોખા, ઓમુજ, અદ્દત, કાનાનૂર, કાલીકટ વગેરે સ્થાનોમાં લઈ જતાં. આથી ઠાકરસીએ વેપાર માટે અહી આવવું અને સફળતા પ્રાપ્ત કરવી એ ઉલ્લેખ બરાબર છે.

હરિયડ નામે વિજયનગર સામ્રાજ્યના બે શાસકો થઈ ગયા છે. ખેગારની સમકાલીનતા જોતાં આ હરિયડ વિજયનગરનો સ્થાપક હરિહર પ્રથમ જ હોઈ શકે. તેણે સને ૧૩૩૬ થી ૧૩૭૪ સુધી રાજ્ય કર્યું છે તેને ૮ મંત્રીઓ, ૫ પુરોહિતો અને ૭ સામંતો હોવાની સામાન્ય જેવી વાત છે. તે મહામંડલેશ્વર પદથી વિભૂષિત હતા. બીજા હરિહરનો સર્વપ્રથમ લેખ સને ૧૩૭૨ નો મળે છે. તેમને મહારાજાધિરાજનુ બિરુદ હતુ સને ૧૪૦૪ માં તેમનું મૃત્યુ થયું. તેનો મંત્રી ઇરુગપ્પ જૈન હતો.

રાસનો બીજો ઐતિહાસિક ઉલ્લેખ ઠાકરસીના ભાઈ બીજા (વિજય) વહાણ માર્ગે વેપાર માટે કણયાપુર ગયો. અને ત્યાંની રાજમહિષી જયસેનાને શાકિનીના ઉપદ્રવથી મુક્ત કરી ત્યારે રાજાએ યથેચ્છ વસ્તુ માગવાનું કહેતાં તેણે બીજું કંઈ ન માગતાં તેનું અશ્વરત્ન મેળવ્યું, જે ઠાકરસી શાહે વિજયનગરના નરેશ હરિયડને ભેટ આપીને પ્રધાન પદ પ્રાપ્ત કર્યું. વીજા (ઠાકરસીનો ભાઈ) વાકનઉરપુરમાં જ રહેવા લાગ્યો, ત્યાં સુધી જ રાસમાં ઉલ્લેખ છે

કણયાપુર અને ત્યાંની રાણી જયસેનાના સબંધમાં ડૉ દશરથ શર્માએ લખ્યુ છે કે, કણયાપુર સભવત: દક્ષિણ કનાડા (તુલુવ પ્રદેશ)ના કુંદાપુર તાલુકાનું કલ્યાણનગર છે. અહીં મહારાજાધિરાજ વીર બલ્લાલની પટ્ટ મહિષી કૃષ્ણાઈ તાયીનો સને ૧૩૪૯ નો એક લેખ વિદ્યમાન છે આને જ રાણી જયસેના માનવાની ઈચ્છા થાય છે પરતુ એ પણ સભવિત છે કે, તે કોઈ સામંત રાજા જયસિહની રાણી હશે, જે રાજા જયસિહની પાસેથી વીજાએ અશ્વરત્ન પ્રાપ્ત કર્યું હતું. રાસમાં મંગલપુરના પડીરાયનો ઉપદ્રવ શાંત કરવા માટે સૈન્ય સાથે ઠાકરસીના આક્રમણનો ઉલ્લેખ મળે છે આ પડીરાયના સબંધમાં શ્રી. દશરથજી શર્મા લખે છે કે, હરિહર પ્રથમના સમસામયિક બે રાજાઓએ પાંડયરાજની ઉપાધિ ધારણ કરી હતી આમાંથી એક દક્ષિણ કનાડાધિપતિ (તુલુવ પ્રદેશનો સ્વામી) વીર પાંડયદેવ, સને ૧૩૪૬ માં રાજગાદી પર હતો. તેનાં બિરૂદ પાંડયચક્રવર્તી અરિરાય, વાસવશંકર અને રાજા ગજાંકુશ આદિ હતાં મંગલોર (મંગલપુર)ના પાડયેશ્વર મંદિરમાં સને ૧૩૬૦ નો આ રાજાનો એક લેખ વિદ્યમાન છે.

હોયસલ રાજા વીર બલ્લાલ ત્રીજાએ પણ આ જ રીતે પાંડયચક્રવર્તી આદિ બિરૂદ ધારણ કર્યા હતાં. સંભવતઃ સને ૧૩૪૦ ની આસપાસ તેણે દક્ષિણ કનાડા અર્થાત્ તુલુવ પ્રાંત ઉપર પોતાનું આધિપત્ય સ્થાપન કર્યું હતુ. આમાંથી કયા રાજા પર ઠાકરસીએ આક્રમણ કર્યું એ બતાવવુ મુશ્કેલ છે.

કન્નડ (કનાડા) શબ્દ અધિકતર હોયસલવંશીઓ માટે જ લગાડવામાં આવે છે. જો કન્નડ પંડીરાજ વીર બલ્લાલ ત્રીજો હોય તો આપણે એ માનવું પડશે કે સંસ્થાપક હરિહર પ્રથમને કેવળ મુસલમાનોની સાથે જ નહિ પણ દક્ષિણના પ્રબલ શાસકો વીર બલ્લાલ ત્રીજાની સાથે પણ મોરચો લેવો પડ્યો હતો. અને તેને પરાજિત કરવામાં ઠાકરસીએ સહાયતા કરી હોય પરંતુ વીર બલ્લાલનું મૃત્યુ સને ૧૩૪૨ મા થઈ ચૂકયુ હતુ. એ સમયે કદાચ ઠાકરસી દક્ષિણમા પહોંચ્યા પણ ન હોય આથી અધિક યુક્તિસગત તો એ છે મગલોરના પડીરાયને આલુ પેદ વીર પાંડયદેવ માની લઈએ. મંગલોરનો પિતૃક્રમાગત અધિકારી એ જ હતો. અને સભવત: એના જ સમયમાં દક્ષિણ કનાડાના શાસકોએ વિજયનગરની આધીનતા સ્વીકારી હતી. દક્ષિણ કનાડા પ્રદેશનું આધિપત્ય હોવાના કારણે પાડયરાજ કન્નોડા અથવા કન્નડ કહી શકાય એમ છે

રાસનાયક ઠાકરસીના સંબધમા ઐતિહાસિક પર્યાલોચન કર્યા પછી રાસની રચના સંબધે વિચાર કરવો આવશ્યક છે. રાસ અપૂર્ણ પ્રાપ્ત હોવાથી તેની અતે જે રચનાકાળ અને સ્થાન આપ્યુ હશે, તે બીજી પ્રતિ મળી ન આવે ત્યા સુધી કહી ન શકાય.

રાસમા આના રચયિતાનું નામ 'જ્ઞાન કવિ' એમ આવે છે. "જૈન ગૂર્જર કવિઓ"માં આ નામના બે કવિઓનો ઉલ્લેખ છે. વસ્તુત: તે બને કવિ એક જ છે એ ગ્રથના ભાગ: ૧, પૃષ્ઠ ૪૮૦ માં ઉલ્લેખાયેલ જ્ઞાન કવિને જ્ઞાનદાસ માની લેવામાં આવ્યા છે તે ઠીક નથી. આ ગ્રથના ત્રીજા ભાગના પૃ૦ ૫૪૩ મા સોરઠગચ્છના જ્ઞાનચદ્રસૂરિનાં ગ્રથોનુ વિવરણ છે,

[ જુઓ અનુસધાન પૃષ્ઠ : ૯૯ ]



# દક્ષિણમાં જૈન ધર્મ

## [ સમ્રાટ ખારવેલ ]

### પ્રકરણ ૧

લેખક : **શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી**

**સમ્રાટ** ખારવેલે કોતરાવેલ શિલાલેખની શોધ સંબંધી જે નોંધ ઉપલબ્ધ થાય છે તે આ પ્રમાણે છે — ઈ. સ. ૧૮૨૦ મા સ્ટર્લિંગ નામક મિશનરી સાહેબે એ પહેલી વાર જોયો એ એનો અર્થ બરાબર કરી શક્યો નહીં એટલે એ સંબંધી ચર્ચા જુદા જુદા પત્રોમાં શરૂ થઈ એનો ઊકેલ આણવા કેટલાક વિદ્વાનો એકઠા પણ મળ્યા એમા ડૉ. ટોમસ, મેજર કીટ્ટ, જનરલ કનિગહામ, પ્રસિદ્ધ ઇતિહાસકાર વિન્સેન્ટ સ્મિથ આદિએ ભાગ લીધો હતો. જો કે એ વેળા એ અગે તેઓ કોઈ ચોક્કસ નિર્ણય લઈ શક્યા નહી, અને ભારત સરકારે એ વિષયમાં પ્રયાસ ચાલુ રાખવા એમ ઠરાવાયુ. ભારતવર્ષમાં નામાંકિત સશોધકો શ્રી. **જાયસ્વાલ**, શ્રી. **રાખાલદાસ બેનર્જી**, શ્રી. **ભગવાનદાસ ઇન્દ્રજી** અને શ્રી **કેશવલાલ હર્ષદરાય ધ્રુવ** આદિના એ સબધી પ્રયત્નો ચાલુ હતા. લગભગ ઈ. સ ૧૯૧૭ પર્યંત એ અગેના અભ્યાસપૂર્ણ પ્રયત્નો ચાલુ રહ્યા હતા, અને પ. સુખલાલજી આદિના સપર્ક પછી એ વિદ્વાનો દ્વારા નક્કી કરવામાં આવ્યું કે—આ શિલાલેખથી જૈનધર્મ ઉપર સુંદર પ્રકાશ પડે છે એટલું જ નહી પણ ભારતવર્ષના ઇતિહાસ પર અજવાળુ પાથરનાર આ મહત્ત્વનો શિલાલેખ છે. અહીં એ સંબંધી લબાણથી વિવરણ કરવાની જરૂર નથી, કેમકે **હાથીગુફાના લેખ** તરીકે આજે તો એ જગ-મશહૂર બન્યો છે અને કેટલીયે ભાષામાં એનું ભાષાંતર પણ થઈ ચૂક્યું છે અને તે જુદી જુદી રીતે પ્રગટ પણ થઈ ગયુ છે

અહીં તો એ શિલાલેખના સર્જક તરીકે સમ્રાટ ખારવેલ સબધી કેટલોક જાણવા જેવો વૃત્તાંત અગાઉ જણાવી ગયા તે મુજબ એક મરાઠી પુસ્તકના આધારે આપવાનો છે.

ભગવત **મહાવીરસ્વામી**ના સમયમા કલિગદેશની રાજધાની કચનપુર હતી અને **જૈન** સશોધકો એના સ્વામી મહારાજા **સુલોચન**થી ઇતિહાસની શરૂઆત કરે છે. જૈનેતર વિદ્વાનો એ રાજધાની પર **સુરથ રાજા** રાજ્ય કરતો હતો ત્યારથી કરે છે સભવિત છે કે સુલોચન અને સુરથ બન્ને એક જ હોય, કેમકે તેમના રાજ્યકાળમાં ઝાઝું અતર નથી. મહારાજા સુલોચન નિઃસતાન હતા. એમણે પોતાના સામ્રાજ્ય પર વૈશાલીપતિ ચેટકરાજના પુત્ર, અને પોતાના જમાઈ **શોભનરાય**ને વારસ નીમ્યા. **વીર સંવત** ૧૮ મા શોભનરાય કલિગાધિપતિ બન્યા.

ચેટક મહારાજા ચુસ્ત જૈનધર્મી હતા એ વાત સુપ્રસિદ્ધ છે અને તેમના આ સંતાનમાં જૈનધર્મનો વારસો ઊતરી આવેલો હતો જ આ રાજવીએ **કુમારીપર્વત** પર કેટલાંક મદિરો બાંધ્યાં હતાં. વળી પોતાના પરાક્રમ વડે રાજ્યનો વિસ્તાર પણ વધાર્યો હતો. આ શોભનરાયની પાંચમી

પેઢીએ એટલે **વીર સંવત** ૧૪૯માં કલિંગની ગાદી ઉપર **ચંડરાય** નામે રાજા થયા. એ વેળા મગધમાં **રાજા નંદ**નું રાજ્ય હતું. નંદરાજાએ કલિંગ ઉપર ચઢાઈ કરી હતી, કુમારી પર્વત ઉપર આવેલ એક દેવાલયમાંથી ભગવાન્ શ્રી. ઋષભદેવની મનોહર સુવર્ણ મૂર્તિનુ હરણ કરી જઈ, પોતાની રાજધાનીમાં લઈ જઇ, ત્યા એની ભક્તિપૂર્વક સ્થાપના કરી હતી

**શોભનરાયની** આઠમી પેઢીએ **ખેમરાજ** નામે રાજા થયા એ વેળા મગધની ગાદી ઉપર **અશોક રાજા** રાજ્ય કરતો હતો એ મહારાજા અશોકે ઈ સ પૂર્વે ૨૬૨માં કલિંગદેશ ઉપર ચઢાઈ કરી. એ વેળા ઉભય રાજાઓ વચ્ચે તુમુલ યુદ્ધ થયું. વિજયશ્રી અશોકને વરી, અને કલિંગની પ્રજાની મોટા પ્રમાણમાં ખુવારી થઈ, ત્યારથી કલિંગમાં બૌદ્ધધર્મનો પગપેસારો થયો આ યુદ્ધમાં જે અતિ મોટા પ્રમાણમાં રક્તપાત થયો હતો અને એ દ્વારા જે ખાનાખરાબી એણે નજરે જોઈ હતી, એથી એને એટલી હદે આઘાત થયો કે જેથી પાછલી અવસ્થામાં એણે યુદ્ધનો ત્યાગ કર્યો એટલુ જ નહી પણ ધર્મ અને નીતિદર્શક સૂત્રો કોતરાવ્યા અને શાંતિમય જીવન ગાળવાનો એણે નિશ્ચય કર્યો એવું ઇતિહાસકારોનુ મતવ્ય છે.

આ સબધમાં પણ સંશોધકોમાં મતફેર વર્તે છે અશોકના શિલાલેખોમાં 'પૌષધ' જેવા કેટલાક શબ્દો આવે છે કે જે વિષે બૌદ્ધ ગ્રંથોમા કંઈ જ ઉલ્લેખ નથી. વળી એકાદ લેખના અપવાદ સિવાય **પ્રિયદર્શી** શબ્દ જ વધારે વપરાયેલો જણાય છે શિલાલેખોમાંની કેટલીક આજ્ઞાઓ **જૈનધર્મ**ના સિદ્ધાતો જોડે વધુ બધબેસતી આવે છે એના આધારે કેટલાક **પ્રિયદર્શી** તે અશોક નહી પણ **મહારાજા સંપ્રતિ** હોવા ઘટે એવું અનુમાન કરે છે.

**ખેમરાજ** પછી તેમનો પુત્ર **બુદ્ધરાજ** ગાદીએ આવ્યો આ પરાક્રમી યોદ્ધો હોવાથી કલિંગદેશનું સ્વાતંત્ર્ય પુનઃ પાછું મેળવાયુ કલિંગદેશમાં રાજ્ય કરનાર સર્વ રાજાઓ જૈનધર્મી હતા, **બુદ્ધરાજે** જૈનધર્મનો પ્રચાર મોટા પ્રમાણમાં કર્યો. કુમારીગિરિ ઉપરના મદિરોનો જીર્ણોદ્ધાર કરાવ્યો અને એ ઉપરાંત નવીન જિનમદિર બંધાવ્યાં તેમજ ગુફાઓ પણ બનાવરાવી ઈ. સ પૂર્વે ૧૪૩ આશરેના સમયે બુદ્ધરાજનો પુત્ર **ભિક્ષુરાજ ખારવેલ** સિંહાસનારૂઢ થયો **રાજા ખારવેલ** સેનવશીય હોઈ, કુલીન, વીર, તેમજ પરાક્રમી હતો. **મેઘવાહન**ની પદવી વશપરપરાગત ચાલી આવેલી એણે પણ ધારણ કરી હતી

સમ્રાટ ખારવેલ સંબધી વૃત્તાંત આ માસિકના પાનામા અગાઉ આવી ગયેલ છે. વળી એ ઐતિહાસિક જૈનધર્મી રાજવી અગે આજે બે મત જેવુ પણ નથી જ, કેમકે પૂર્વે જોયુ તેમ **હાથીગુફા**નો શિલાલેખ એ મહત્ત્વની વાત આલેખે છે. અહી તો એ મહારાજાએ જૈન-ધર્મની પ્રભાવના અર્થે, મગધમા પડેલા બારવર્ષી ભયંકર દુષ્કાળને લીધે, વિસ્મૃત થતા આગમ-જ્ઞાનને તાજુ રાખવા વિદ્વાનોની પરિષદ બોલાવી હતી, તે પ્રતિ નજર ફેરવી જોઈએ રાજવીનું આ કાર્ય અતિમહત્ત્વનુ હતુ. એ વેળા દેશમાં પ્રવર્તતી વિષમ દશા પ્રતિ વિચાર કરતાં આ પ્રકારની પરિષદ મેળવવી અને લીધેલ નિર્ણયોને અમલી બનાવવા પ્રયાસ કરવો એ જેવુ તેવુ કાર્ય નહોતુ આ સબધમા એકત્ર થયેલ શ્રમણ આદિ અને થયેલ કાર્યવાહી, ખુદ મરાઠી લેખકના શબ્દોમાં જ ઉદ્ધૃત કરવામા આવે છે—

'या सभे मध्यें जिनकल्पी समान आचार्य बलिसह, बोधलिग, देवाचार्य, धर्मसेनाचार्य आदि करून २०० मुनि व स्थविरकल्पी आचार्य **सुस्थित**, आचार्य **उमास्वाति** व **शामाचार्य**

आदि करून ३०० मुनि, पइणी आदि ७०० अर्जिका, कांही राजेमहाराजे, शेठसावकारादि अनेक लोक उपस्थित झाले होते. या सभे मध्यें अध्यक्षस्थान आचार्य **सुस्थित** यानां दिले होतें. या सभे मध्यें त्या वेळाच्या दुष्काळाची भयंकर स्थिति, जैनधर्मी यांची घटत चाललेली. लोक संख्या, आगमोद्धाराचो जरूरी, धर्मप्रचारक मुनिगणांची उणीप, प्रचारकार्य. त्वरित वाढविण्याची आवश्यकता, जिनमंदिराचा जीर्णोद्धार वगैरे अनेक विषयांवर वादविवाद होऊन बरेच प्रस्ताव पसार झाले. हे ठराव निव्वळ कागदो घोडे नसून त्यांना मूर्तस्वरूप देण्यांत आलें. त्यां शांत, शुद्ध व पवित्र कुमारगिरी पर्वतावर अनेक मुनिराजांनीं एकत्रित होऊन पुनः सर्व शास्त्रांची याद तैयार केली, ताडपत्रावर, भोजपत्रावर व वृक्षांच्या वल्कलां वरतीं शास्त्रें लिहून काढण्यास सुरवात केली. कांहीं मुनिगण धर्मप्रचार करितां परदेशीं हि धाडले गेलें, जीर्ण मंदिरांचा उद्धार झाला. नव्या जिनमंदिरांनीं भारतवर्ष—विशेषतः कलिंगदेश फुलुन गेला. जैनागम लिहून काढण्यांत त्यांने मदत केली. जैनधर्माचा प्रसार फक्त भारतवर्षा मध्येंच नव्हे तर भारत बाहेरी बरि चोहो कडीऌ देशां मध्यें केला गेला. जैनधर्माचा प्रसार करण्या करितां तन, मन व धनें करून सम्राट खारवेलनें अविश्रांत श्रम केले. महाराजा **संप्रति** प्रमाणे विदेशा मध्यें व अनार्य देशां मध्यें योद्धे पाठवून मुनिविहाराला योग्य क्षेत्र तयार करण्याची व तद्द्वारा जैनधर्माचा विशेष प्रसार करण्याची राजा खारवेल याची उत्कट इच्छा होती; परन्तु त्याची ती महत्त्वाकांक्षा प्रत्यक्ष कृतींन उत्तरची नाहीं. धर्मप्रेमी खारवेल या नश्वर देहाचा त्याग करून स्वर्गवासी झाला. या वेळीं राजा खारवेल हा केवळ ३७ वर्षाचा होता. यानें गादीवर आल्या पासून फक्त १३ च वर्षे राज्य केलें. आपल्या अंतिम अवस्थेंत यानें कुमारिगिरि तीर्थांची यात्रा केली. मुनिगणांच्या चरणकमलांस स्पर्श केला व पंचपरमेष्ठि नमस्कार मंत्राची आराधना करून पूर्ण निवृत्तिभावानें देह त्याग केला.'

ભાવાર્થ સહજ સમજાય તેમ હોવાથી એનું ગુજરાતી ભાષાંતર નથી કર્યું. આ ઉપરથી કલિંગમાં જૈનધર્મનું પ્રાબલ્ય હતું એનો સહજ ખ્યાલ આવે છે. મોટા અક્ષરોવાળા આચાર્યોનાં નામો શ્વેતાંબર સંપ્રદાયમાં જાણીતાં છે. કલિંગની લગોલગના દક્ષિણ પ્રદેશમાં પણ જૈન-ધર્મનો પ્રચાર હતો એ વાતના અનુસંધાનમાં લેખકે આ મહત્ત્વની વાત વર્ણવી છે.

## ગુરુભક્તિ

ગુરુને પણ આંધળી ભક્તિ ગમતી નથી. ગુરુના સિદ્ધાંતોને આગળ ધપાવવા, ગુરુએ આદરેલા પ્રયોગોને સાર્થક કરી બતાવવા એ જ ખરી ગુરુભક્તિ છે. એક રીતે જોઈએ તો ભૂતકાળ આપણો નાનોસૂનો ગુરુ નથી — આપણા બધા પૂર્વજો ગુરુસ્થાને છે. ભૂતકાળમાં જે કંઈ ભૂલ થવા પામી હોય તે સુધારવી તે એનું સન્માન કરવા બરાબર છે. (સંકલિત)



# રાજસ્થાનનાં કેટલાંક જૈન મંદિરો

## ૧. રાજપુર

લેખક : પૂજ્ય મુનિરાજ શ્રી વિશાળવિજયજી

**રાજસ્થાનમાં** આવેલ ફાલના સ્ટેશનથી ૧૫ માઈલ અને મોટી સાદડીથી પૂર્વ દિશામાં લગભગ રા માઈલ દૂર રાજપર નામે ગામ છે આજે અહી જૈનનુ એક પણ ઘર વિદ્યમાન નથી.

અહી શાંતિનાથ ભગવાનનુ એક સુંદર મંદિર લગભગ પદરમા સૈકામાં બધાયેલુ છે. એ મદિરને જોતા એ સમયે જૈનોની વસ્તી અહી સારા પ્રમાણમા હોવી જોઈએ જૈનોની વસ્તી શા કારણે અહીથી ચાલી ગઈ તેનુ કારણ જાણવામા આવ્યુ નથી છતાં સભવ છે કે રાજસ્થાનનાં બીજા ગામોમાં બન્યુ છે તેમ અહી પણ ગામની હકુમતવાળા દરબાર સાથે જૈનોને મતભેદ થતાં તેઓ ચાલ્યા ગયા હોય

પહેલાં આ રાજપર ગામ અહીંથી ૦ાા માઈલ દૂર પહાડીની તળેટીમાં આવેલા જૈન મંદિર સુધીના વિસ્તારવાળુ હશે, કેમકે મદિરની આસપાસ મકાનોના સેકડો ખડિયેરો પડેલાં છે. ચોક્કસ માહિતીના અભાવે અમે અહી અનુમાનમાત્ર દોર્યુ છે

ગામથી લગભગ ૦ાા માઈલ દૂર એક પહાડી નીચે શ્રી શાતિનાથ ભગવાનનું શિખરબધી મદિર વિદ્યમાન છે મૂળનાયકની મૂર્તિ નીચે 'श्री शांतिनाथ रुक्मिणी' એટલા અક્ષરો વચાય છે; જે રુકિમણિ નામની શ્રાવિકાએ આ મૂર્તિ ભરાવ્યાનો નિર્દેશ માત્ર કરે છે મૂળનાયક ભગવાનની જમણી બાજુએ શ્રી શાંતિનાથ ભ ની મૂર્તિ નીચે આ પ્રકારે લેખ છે—

"सं. १४३९ वर्षे सं. करमा देवा श्रीशांतिनाथबिंबं का. प्र. श्रीपद्मदेवसूरिभिः ॥"

—સં. ૧૪૯૩ માં સંઘની કર્મા અને દેવાએ શ્રી શાતિનાથ ભ. ની પ્રતિમા ભરાવી અને તેની શ્રી પદ્મસૂરિએ પ્રતિષ્ઠા કરી

આ લેખ ઉપરથી એમ માનવાને કારણ મળે છે કે, આ મદિર પદરમા સૈકા લગભગમાં પ્રતિષ્ઠિત થયુ હશે.

ગૂઢમડપમાં પેસતાં આપણી ડાબી બાજુના થાભલામાં શ્રેષ્ઠીની મૂર્તિ છે, જે આ મદિર બંધાવનાર શ્રેષ્ઠીની હશે એમ લાગે છે આ જ ગૂઢમડપમાં ઓટલાવાળો એક થાંભલો છે. જેમા ચારે બાજુએ એકેક મૂર્તિ કોરેલી છે આને સમવસરણ કહે છે ચારે બાજુની ચૌમુખ પ્રતિમાઓ ઉપર આ પ્રકારે લેખો છે:—

પૂર્વ દિશામાં.—

"सं. १४७८ वर्षे वैशाख शुदि ५ दिने प्रा. ज्ञातीय व्य. राउल भार्या हांसू पुत्र सम[र] सिह भीमसिह सहिते समोसरण श्रीशांतिनाथबिंबं प्रतिष्ठितं सूरिभिः ॥"

ઉત્તર દિશામાં :—

"सं. १४७८ वर्षे वैशाख सुदि ५ दिने प्राग्वाट ज्ञातीय व्य. बेला भार्या करणू पुत्र हेमसिंह सहित समोसरण श्रीशांतिनाथबिंबं प्रतिष्ठितं सूरिभिः ॥"

પશ્ચિમ દિશામાં :—

"सं. १४७८ वैशाख शुदि ५ दिने प्रा ग्वाट ज्ञातीय व्य० गणदेवसुत विजयपाल सुत व्य० धणपाल सुत व्य० कर्मसिंह सुत व्य० रामसुत व्य० देहला समोसरण श्रीशांतिनाथबिंबं प्रतिष्ठितं सूरिभिः ॥"

દક્ષિણ .દિશામાં :—

"सं. १४७८ वैशाख शुदि ५ दिने प्रा ग्वाटज्ञातीय व्य० देला भार्या कर्मादे पुत्र महाबल सुत.......... . श्रीशांतिनाथबिंबं प्रतिष्ठितं सूरिभिः ॥"

દેરાસર નાનુ છે. થોડા વર્ષો પહેલાં જ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીએ આનો જીર્ણોદ્ધાર કરાવ્યો છે. આનો વહીવટ પણ એ જ પેઢીના હસ્તક છે. મારવાડી કાર્તિક સુદિ ૨ ના દિવસે મેળે ભરાય છે.

દેરાસરની બ્હાર નાની બે ખંડની બારણા વિનાની ધર્મશાળા છે. એક બાજુએ સામાન રાખવા ઓરડી બનાવેલી છે. એક કૂવો છે અને સ્નાન કરવાની સગવડ છે

## ૨. સોડા

ધાણેરાવથી ૩ા માઈલ દૂર સોડા ગામ છે આ નાના ગામમાં જૈનોની વસ્તી નથી. અહીં આવેલા જિનમંદિરમાં સં. ૧૮૯૩માં પાલીના સંઘે અંજનશલાકા કરાવેલી મૂર્તિ પ્રતિષ્ઠિત છે. એટલે એ સમયે અહી જૈન વસ્તી હોવી જોઈએ. આ ગામના કેટલાક જૈનો સાદડીમાં વસે છે. તેઓ શા કારણે ગામ છોડીને ચાલ્યા ગયા એ એમને ખબર નથી. એમના બાપ દાદાઓ સોડાથી અહી આવેલા એટલુ જ માત્ર જાણે છે

સોડા ગામથી ાા માઈલ દૂર શ્રીપાર્શ્વનાથ ભગવાનનુ મંદિર છે. ક્યારે બંધાયું હશે એ જાણવામાં નથી થોડાં વર્ષો અગાઉ ધાણેરાવના શ્રીસંઘે આ જીર્ણ મંદિરનો મૂળથી ઉદ્ધાર કરવાની શરૂઆત કરી હતી તેમા મૂળગભારો અને શિખર બંધાઈ જતાં મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભ. આદિ ત્રણ મૂર્તિઓને પધરાવવામાં આવ્યાં પરંતુ—દંડ ધજા અને કળશ હજી ચડાવ્યા નથી. સભામંડપ કરવાનો બાકી રહ્યો છે. જૂના દેરાસરની કુંભીના પથ્થરો આસપાસ પડેલા છે.

આ ગામની ચારે તરફ પહાડીઓ છે પ્રાણીનો ઉપદ્રવ પણ રહ્યા કરે છે. દેરાસર જંગલમાં એકલુ પડી ગયુ છે. અહીં શ્રાવકોનો વસવાટ નથી. તેમજ કોઈ સાધુ—સાધ્વીઓની અવરજવર નથી યાત્રીઓ પણ જવલ્લે જ આવે છે આવી સ્થિતિમાં આ દેરાસરની પ્રતિમાઓ બીજે આપી હોય તો પૂજા થતી રહે અને આશાતનાના ભયથી ઊગરી જવાય. મારવાડી અષાડ વદિ ૧૩ ના રોજ મેળો ભરાય છે

શેઠ આણંદજી કલ્યાણની પેઢીથી પ્રકાશિત 'જૈન તીર્થ સર્વસંગ્રહ'ના કોઠામાં આ ગામના દેરાસરનો ઉલ્લેખ શા કારણે રહી જવા પામ્યો હશે?

એક જૂની ધર્મશાળા છે. આ ધર્મશાળાના બારણાની બ્હાર એક બગીચો અને અરટ છે નવી ધર્મશાળા સાદડીવાળાએ કરાવી છે.



# स्वर्णाक्षरी कल्पसूत्रकी दूसरी प्रशस्ति

लेखक :—श्रीयुत भंवरलालजी नाहटा.

'जैन सत्य प्रकाश'के अंकमें सं. १५२४में साधु सोमरचित स्वर्णाक्षरी कल्पसूत्रकी प्रशस्ति प्रकाशित की गई है उसमें अन्य स्वर्णाक्षरी कल्पसूत्रकी प्रशस्तियोको क्रमशः प्रकाशित करनेका निर्देश किया गया था तदनुसार यहां दूसरी प्रशस्ति प्रकाशित की जा रही है।

यह प्रशस्ति २८ श्लोकोमें मेरुसुन्दरने सं. १५२१में बनाई है। मालव प्रदेशकी धारा-नगरीके निवासी श्रीमालवंशके बहकटागोत्रीय संघपति पर्वत और आम्बाने खरतरगच्छके जिनचन्द्रसूरिके उपदेशसे प्रस्तुत स्वर्णाक्षरी कल्पसूत्र लिखाया था। यह प्रति वर्तमान बालो-तराके भावहर्षीय खरतर शाखाके ज्ञानभण्डारमें है। इसकी प्रशस्तिके तीन पत्र हमारे पूज्य पिता श्रीशंकरदानजी नाहटाकी स्मृतिमें स्थापित 'नाहटा कलाभवन'में प्रदर्शित है। इनकी स्वर्णाक्षरी स्याही पांचसौ वर्ष हो जाने पर आज भी चमक रही है। प्रतिके किनारे व बीचमें सुन्दर बोर्डर boarder है जिसमें कहीं जिनमूर्ति, कहीं वाजित्र बजाते हुए पुरुष, कहीं विविध पक्षी चित्रित हैं। कल्पसूत्रके साथ 'कालककथा' भी अंतमें दी हुइ है। बालो-तराके उक्त विशिष्ट संग्रहमें एक स्वर्णाक्षरी—रौप्याक्षरी (गंगा—यमुना)से संयुक्त प्रति भी है, जो ७६ पत्रोंकी है और सं. १४७४में लिखित है। यहां यह उल्लेख कर देना भी आवश्यक है कि स्वर्णाक्षरी प्रतियां सबसे अधिक खरतरगच्छवालोंकी है और १६वी शतीमें ही वह लिखी गई है। इनकी प्रशस्तियांसे धर्मश्रद्धा व तत्कालीन श्रावकोंकी समृद्धिका पता चलता है। १५वीं शतीके उत्तरार्ध और १६वींके पूर्वार्धकी निर्मित धातुप्रतिमादि भी अधिक मिलती हैं।

प्रशस्तिके रचयिता मेरुसुन्दर जिनदत्तसूरिसन्तानीय आचार्य जिनभद्रसूरिके विद्यागुरु वाचक शीलचन्द्रके शिष्य वाचक रत्नमूर्तिके शिष्य थे। जैसलमेरके संभवनाथ मन्दिरकी तपपट्टिकाके १५०५के मेरु लेखको सं. १५०५में इन्ही मेरुसुन्दरगणीने लिखा था। यह तप-पट्टिका इनके गुरु वाचनाचार्य रत्नमूर्तिके उपदेशसे स्थापित की गई थी। इसमें वाचक जिनसेन और पं. हर्षभद्रका भी नाम है। संभवत' वे इनके गुरुभ्राता थे। इस लेखसे सं. १५०५से पूर्व इनको गणिपद मिल चुका था। सिद्ध होनेसे इनका जन्म सं. १४८०के लगभगका होना संभव है।

आप अपने समयके विशिष्ट विद्वान थे। गद्यकारके रूपमें आपने जितना लिखा है संभवतः गत शताब्दियोमें किसीने भी नहीं लिखा। सं. १५१८ से १५३५ तककी आपकी

रचित बालावबोध–भाषा टीकाएं उपलब्ध हैं। आचार्य चन्द्रसूरिके आदेशसे आपने अनेक उपयोगी ग्रन्थो पर बालावबोध लिखे, जिनमेंसे कई माण्डवगढ़के श्रीमाली धनराज आदिकी अभ्यर्थनासे रचे गये है। प्रस्तुत प्रशस्ति भी धारा नगरीमें रची गई। अतः आपका विहार मालव प्रान्तमें अधिक हुआ लगता है। आपके बालावबोधोंके संबंधमें हमारे युगप्रधान जिनचन्द्र और डॉ० भोगीलाल सांडेसराकी 'षष्टिशतक'की प्रस्तावना देखनी चाहिए। आपकी शिष्य-परम्पराके संबंधमें हमारे 'युगप्रधान जिनचन्द्रसूरि' देखना चाहिए।

## स्वर्णाक्षरी कल्पसूत्र प्रशस्ति

॥उ०॥ **श्रीमालो**त्तमवंशे सत्रे सुकृतस्य **बहकटा**गोत्रे ।
आसीन्मेहभ्य**थकणः** प्राज्यधनानुकृतवैश्रम(व)णः ॥ १ ॥
तत्पुत्रः सुचरित्रख्यातोऽभूज्जगति **झुम्मणे**त्याख्यः ।
निर्मितजिनांह्रिसेत्रस्तस्मात् पुनरजनि **जिनदेवः** ॥ २ ॥
तत्सूनुर्जिनधर्म्मालंकर्मीणो बभूव **कर्मा**ख्य ।
तत्पुत्रस्तु सुचेताः **खेताक**स्तत्सुतावेतौ ॥ ३ ॥
**जगमालजवण**संज्ञौ **जगमाल**स्येह गोप(म,ती दयिता ।
अनयोः सुतावभूतां **जयतू दुल्हा**भिधौ सुधियौ ॥ ४ ॥ युग्मम् ॥
जयतूतनुजो जज्ञे **हंसः** पक्षद्वयेऽपि चोक्षश्रीः ।
दूल्हाकस्यांगरुहो **सहसमल्लः** परो रामः ॥ ५ ॥
**जवणः** पाणिगृहीत्या **जीविण्य**, व्यरुचदंगजास्त्वनयोः ।
**मल्लो**ऽथ **जगच्चंद्रो जयमल्लः करण** इति नाम्ना ॥ ६ ॥
श्रीसंघनायकतया विमलाद्रितीर्थे, यात्रात्रयं बहुधनव्ययतो विधाय ।
सद्धर्मकर्मनिपुणो **जवणो**ऽजनिष्ट, शिष्टाशयः सुकृतिनां धुरि लब्धरेख ॥ ७ ॥
हर्यक्ष इवैकसुतो **बाहड**नामा बभूव जयमल्लात् ।
कर्णस्य **शिवा–सोमा–मांडण–रणवीर**सत्तनयाः ॥ ८ ॥
समृद्धशुद्धान्वयदुग्धसिंधूद्भवा **जगच्चंद्र**जनोत्तमस्य ।
लोकंपृणाऽभूद् भुवनेऽपि **लीलादेवी** प्रिया श्रीरिव **केशव**स्य ॥ ९ ॥
शत्रुंजयैरवतयोरतनोद् **यात्रा**त्रयं जगच्चंद्रः ।
शक्त्या सप्तक्षेत्र्यामुवाप निष्पापधनबीजं ॥ १० ॥
जयतः सम्प्रति **पर्वत–आंबा**ख्यश्चेति नंदनावनयोः ।
**झबकू हरखू हीरू** सुतात्रयं धर्ममयं हृदयम् ॥ ११ ॥

संघपति**पर्वत**स्य प्रेगवती प्रेयसी **कपूर्यैका** ।
**नरसिंहो वरसिंहो लाखाक**श्चेति तत्तनुजाः ॥ १२ ॥
**लक्ष्मी**र्द्वितीयपत्नी नूत्नीभूतेव निश्चला लक्ष्मीः ।
तत्पुत्र **उदयकर्णः** काम इवोद्दामगुणपूर्णः ॥ १३ ॥ युग्मम् ॥
कुटुम्बिनी **कूंअरि आम्रसाधोः पांचीर्नृसिंह**स्य वधूः प्रशस्ता ।
पुत्रस्तु **खीमा**भिध इत्यमेयं कुटुम्बकाडम्बरमेतदीयम् ॥ १४ ॥
इतश्च—॥ श्रीवीरवंशे गणभृत्त**सुधर्मा** श्री**स्थूलभद्रो** दृढशीलधर्मा ।
स्वामी ततोऽभुद् वर**वज्र**संज्ञः क्रमादभूत् **कालिक**सूरिविज्ञः ॥ १५ ॥
**चान्द्रे** कुले श्रीवर**वज्र**शाखाविभूषणं दूषणवर्जितात्मा ।
टीकापट्टः श्री**हरिभद्र**सूरि**रुद्योतनः** सूरिरभूदभूरिः ॥ १६ ॥
श्री**वर्द्धमानो विमल**प्रधानसंप्रार्थ्यमानोऽ**र्बुद**शैलशेखरम् ।
नगाधिपाद् वज्रसयी पुरातनीं नाभेयमूर्त्तिं प्रगटीचकार ॥ १७ ॥
जिन यतिधर्ममितेब्दे (१०२४) श्री **गौर्जर**पत्तने चतुरशीतिम् ।
निर्जित्य चैत्यराजं राजसमाजे महाचार्यान् ॥ १८ ॥
वसतिनिवासं यतीनां, संस्थाप्य प्राप्य **दुर्लभ**नृपेण ।
दत्तं **खरतर**विरुदं, श्रीसूरि**जिनेश्वरः** सोऽभूत् ॥ १९ ॥ युग्मम् ॥
श्री**स्थंभनक**जिनपतेः प्रादुर्भावादिभूरिमाहात्म्यः ।
अभिनवनवांगविवरणवेधाः श्री**अभयदेव**गुरुः ॥ २० ॥
उत्सूत्रशैलकुलिशो, **जिनवल्लभ**सूरिरभिहितसुतत्त्वः ।
विदितो युगप्रधानः श्री**जिनदत्तो**ऽबिकादेशात् ॥ २१ ॥
नृमणिशिरा **जिनचंद्रः** षड्त्रिंशद्वादविजय**जिनपतिः** ।
क्रमतः श्री**जिन कुशलः** कुशलकरः स्मरणमात्रेण ॥ २२ ॥
क्रियाप्रवीणो **जिनपद्म**सूरिः प्रौढप्रभावो **जिनलब्धि**सूरिः ।
यतीश्वरो श्री**जिनचंद्र**नामा **जिनोदयः** श्री**जिनराज**सूरिः ॥ २३ ॥
श्रीमति **खरतर**गच्छे **जिनभद्र**गणेन्द्रपट्टमुकुटानाम् ।
**श्रीजिनचन्द्र**गुरूणामुपदेशसुधारसं पीत्वा ॥ २४ ॥
अलंकृतौ **मालव**मंडलस्य **धारा**भिधायां पुरिक्लृप्तवासौ ।
श्री**पर्वताम्रा**भिधसंघमुख्यौ दानादिनानाविधपुण्यदक्षौ ॥ २५ ॥
श्रीजैनचैत्यप्रतिमाप्रतिष्ठाश्रीतीर्थयात्रादिगरिष्ठकार्यैः ।
प्रभावकौ श्रीजिनशासनस्य लक्षश्रुत सम्प्रति लेखयंतौ ॥ २६ ॥

शशिकैरशैरभूसंख्ये (१५२१) वर्षे हर्षेण संयुतावेतौ ।
लेखितवंतौ कांचनकल्पं सत्कल्पतरुकल्पं ॥ २७ ॥ कलापकम् ॥
पांडित्योत्तमरत्नमूर्तिगुरुतो निर्दोषविद्याजुषां,
चातुर्याकरमेरुसुंदरमुनींद्राणां मनोऽभीष्टदः ।
सौवर्णाक्षरकल्पपुस्तकमिदं निर्दभभक्तेर्भरा-
देताभ्यां विधिना विहारितमविश्रांतं बुधैर्वाच्यतम् ॥ २८ ॥
इति प्रशस्तिकल्पपुस्तिका ॥ छ ॥ छ ॥

( पत्र–३, अभय जैन ग्रंथालय—
श्री शंकरदान नाहटा कलाभवन, बीकानेर. )

**नोंधः**—इन दोनो नामो पर पीछेसे किसीने अन्य नाम लिखनेका प्रयत्न किया है, पर सफल नहीं हुआ है ।

प्रशस्ति अनुसार

## पर्वत और आंवाका वंशवृक्ष—

श्रीमाल बहकटागोत्रीय थकण, इनके पुत्र मुम्मण, उनके पुत्र जिनदेव, उनके पुत्र कर्मा, उनके पुत्र खेता—





# विच्छेद तीर्थ क्या फिर प्राचीन गौरवको प्राप्त हो सकेगा ?



लेखक : **श्रीयुत पी. सी. जैन** [ अधिकारी, बिहार राज्य धार्मिक न्यासपरिषद ]

जैन धर्म, जैन संस्कृति और जैन शासनको टिका रखनेमें तीर्थ स्थानोंका बहुत बडा हाथ रहा है। २४ तीर्थकरोमेंसे २२ तीर्थकर बिहार प्रान्तसे मोक्ष पधारे है । विच्छेद तीर्थोंमेंसे बिहार प्रान्तमें जो दो स्थान है उनमेंसे गया जिलेमें भद्दिलपुर वह स्थान है जहां श्री. शीतलनाथस्वामीजीके चार कल्याणक च्यवन, जन्म, दीक्षा तथा केवलज्ञान हुए । शासनके नायक श्री. महावीरस्वामीजीने भी यहां चातुर्मास किया था । उनके बाद भी बहुतसे साधु मुनिराज यहां आये थे । यह तीर्थ बहुत ही प्राचीन और पुनित है पर दुःखका विषय है कि आम जैन जनता इसके बारेमें कुछ विशेष नही जानती ।

गया स्टेशनसे बस द्वारा हन्टरगंज या शेरघाटी जानेके बाद भद्दिलपुर गांव आता है । बस्ती पार करनेके बाद पहाड शुरू होता है। पहाडकी चढाई करीब डेढ माईल है । स्थान अब भी कितना रमणीक है, बयान करना मुश्किल है। यहां बरसातके दिनोमें इस स्थान पर पहुंचना इतना आसान नहीं है ।

किसी समय यह स्थान महत्त्वका रहा होगा । प्रभु शीतलनाथस्वामीजीका यहां जन्म हुआ, आपकी माताका नाम था नंदा रानी और आपके पिता थे राजा दृढरथ । आप जिस समय गर्भमें आये उस समय राजा दृढरथ दाहज्वरसे पीडित थे पर आपके गर्भमें आते ही राजाने आश्चर्यजनक शीतलताका अनुभव किया। इस महिमाको जानकर ही आपका नाम शीतलनाथ रक्खा। आपका स्वर्ण रंगका वर्ण था और था श्रीवत्सका लंछन। आप श्री. सम्मेतशिखरजी पहाड पर मोक्ष पधारे थे ।

पहाडके रास्तेमें एक देवीका मंदिर है । आसपासमें बहुतसी खंडित मूर्तियां पडी है । इस मंदिरमें बकरेकी बली चढती है । आपको सुनकर अत्यन्त दुःख होगा कि वह देवीकी मूर्ति हिन्दू देवीकी नहीं है, वह है शासनदेवी जैनोकी' अहिंसाके अवतार, करुणाके सागरके सामने मूक, निर्दोष पशु कटते है ! क्या देव, गुरु और धर्मके अनुसार चलनेवाले सुश्रावक लोग इस विच्छेद तीर्थके पुनरुद्धार और साथ ही साथ पशुवधको रोकनेमें सहायक होंगे ?

थोडी दूर और चलने पर आपको एक विशाल सरोवर मिलेगा जिसमें लाल कमल बहुतायतसे है । इस सरोवरके बीचमें भगवान शीतलनाथस्वामीके चरण किसी समय विराजते थे।

पावापुरीके जलमंदिरका ख्याल इस सरोवरको देखनेसे आता है।

इसके उपर एक और पहाडी है जहां खंडित जिनमंदिर व प्रतिमायें आज भी दर्शनको मिलेंगी। सिवाय आंसू बहानेके आप और क्या करेगे? जिस समय जैनियोंकी जाहोजलाली रही होगी, उस समय यह पवित्र स्थान अचानक ही लोगोको अपनी और खींचता होगा थोडी दूर और जाने पर अब भी कुछ सुंदर मनोहर प्रतिमायें आपको देखनेको मिलेगी।

थोडी दूर जाने पर आकाशवाणीका स्थान है पर वहां आजकल साहसी आदमी ही जा सकते है। सूनसान जगह है। शाशनदेवकी कृपासे श्रद्धालु यात्री बेखटके जा सकते हैं। प्रभुके चरण आज भी यहां सुरक्षित हैं। यह वह स्थान है जहां केवलज्ञानके बाद भगवानने प्रथम वार 'बहुजनहिताय, बहुजनसुखाय' उपदेश दिया था।

इस स्थानसे ऊतरती वख्त सीधे ऊतरनेमें बीचमें एक गुफा मिलती है, जिसमें एक पार्श्वप्रभुकी सुन्दर मूर्ति है जिसे अन्यमतियोने सिंधुर चढा कर अपने कल्याणकारी देवता बना लिया है। यहां हिसा नहीं होती। मूर्ति बहुत ही सुन्दर है, और साथ साथ चमत्कारी भी। हृदयके उपर आप श्रीवच्छ देख सकते है। नीचे दो सिहोके बीचमें धर्मचक्र है। इसी तरहकी कई मूर्तिये मथुराके अजायब घरमें आज भी मौजूद हैं। ऐसी ही एक मूर्ति पटना सिटीके जैन श्वेताम्बर मंदिरमें है। ये मूर्तियां कुशानकालकी है। उपरके नागराज और नीचे पद्मासनको बनानेमें शिल्पकारने कमाल दिखाया है।

हर साल हजारो हिन्दू यात्री आसपाससे यहां आते है, श्रद्धाभक्तिसे सिंधुर चढाया करते है, फल, मीठाइ चढाते है, और प्रसाद बांटते है और उनकी मनोकामनाये पूरी होती है। उसी रास्तेसे थोडी दूर और चलने पर एक छोटी गुफा मिलेगी। इसमें कुछ खंडित मूर्तियां हैं जिन पर सिंधुर चढा चढा कर आकृति बदल दी गई है।

इन पवित्र, पुनित चमत्कारिक स्थानोका क्या जीर्णोद्धार होना आवश्यक नहीं है? पर किसको है इसकी चिंता? धर्म स्थानोका ही पैसा अगर ऐसे जीर्णोद्धारमें लगाया जाय तब क्या हर्ज है? जहां बहुत पैसा जमा है वहांके व्यवस्थापक क्यो ऐसे कार्यमें खर्च करें, उन्हें तो जमा रुपयोको अपनी इच्छानुसार काममें लगाना है न। पर अब वह समय दूर नहीं जब ऐसे व्यवस्थापक अपनी सत्ताको छोडनेके लिये मजबूर किये जायेगे। कई सूबोमें ऐसे कानून बनाये गये है और बनाये जा रहे है।

बिहार सरकारने हिन्दू रिलिजियस ट्रस्ट एक्ट बनाया है, इसके अन्तर्गत श्वेताम्बर बोर्डको अधिकार है कि वह ऐसे पवित्र स्थानको व्यवस्थित कमेटीको दिला दे जो जीर्णोद्धार कराना चाहे। यह दर्दनाक ब्यान है तीर्थकर प्रभु शीतलनाथस्वामीका, विच्छेद कल्याणक स्थानका। क्या कोई भाई इसके पुनरुद्धारकी ओर ध्यान देगें।

# જૈન સાહિત્યમાં યાત્રી અને સાર્થવાહ

## [ પહેલીથી છઠ્ઠી સદી સુધી ]

લેખક.—ડૉ૦ મોતીચંદ્ર ( ડાયરેક્ટર પ્રિંસ ઑફ વેલ્સ મ્યુઝિયમ, મુંબઈ)

**જૈન** અંગો, ઉપાંગો, છેદસૂત્રો, ચૂર્ણિઓ અને ટીકાઓમાં ભારતીય સંસ્કૃતિના ઇતિહાસનો મસાલો ભર્યો પડયો છે, પરંતુ અભાગ્યવશ હજી આપણું ધ્યાન એ તરફ ગયું નથી એના કેટલાંયે કારણો છે, જેમાં મુખ્ય તો જૈનગ્રંથોની દુષ્પ્રાપ્યતા અને દુર્બોધતા છે થોડા ગ્રંથો સિવાય, અધિકાંશે જૈન ગ્રંથો કેવળ ભક્તોના પઠન–પાઠનને માટે જ છાપવામાં આવેલા છે એના છાપવામાં નથી શુદ્ધિનો ખ્યાલ રાખવામાં આવ્યો કે નથી ભૂમિકાઓ અને અનુક્રમણિકાઓનો પણ ભાષા સંબંધી ટિપ્પણીઓનો આમાં સદા અભાવ જ હોય છે, જેથી પાઠ સમજવામાં ઘણી મુશ્કેલી પડે છે સંસ્કૃતિના કોઈ પણ અંગના ઇતિહાસ માટે જૈન સાહિત્યમાં મસાલો શોધવા માટે ગ્રંથોનો આદિથી અંત સુધી પાઠ કર્યા વિના ગતિ નથી પરંતુ હૃદય કઠણ બનાવીને એકવાર એમ કરી લેતાં આપણને પત્તો લાગવા માંડે છે કે જૈન ગ્રંથોના અધ્યયન વિના ભારતીય સંસ્કૃતિના ઇતિહાસમાં પૂર્ણતા આવી શકે નહિ કેમકે, જૈન સાહિત્ય ભારતીય સંસ્કૃતિનાં કેટલાંક એવા અંગો પર પ્રકાશ નાખે છે જેનો બૌદ્ધ અથવા સંસ્કૃત સાહિત્યમાં પત્તો પણ લાગતો નથી અને પત્તો લાગે છે તો તેનું વર્ણન ઉપલક દૃષ્ટિએ જ હોય છે. ઉદાહરણ માટે સાર્થવાહનું પ્રકરણ જ લો બ્રાહ્મણ સાહિત્ય દૃષ્ટિકોણની વિભિન્નતાથી, આ વિષયમાં બહુ ઓછો પ્રકાશ નાખે છે એથી વિરુદ્ધ બૌદ્ધ સાહિત્ય અવશ્ય આ વિષય પર અધિક અને વિસ્તૃતરૂપે પ્રકાશ નાખે છે છતાંયે તેનો ઉદ્દેશ કથા કહેવા તરફ વિશેષ હોય છે. આથી જ બૌદ્ધ સાહિત્યમાં સાર્થવાહોની કથાઓ વાંચીને આપણે એ બરાબર ન બતાવી શકીએ કે આખર તેઓ કયો વેપાર કરતા હતા અને તેમનું સંગઠન કઈ રીતે થતું હતું ? પરંતુ જૈન સાહિત્ય તો વાળનીયે ખાલ ઉખેડી નાખનારું સાહિત્ય છે તેને કવિત્વમય ગદ્ય સાથે કોઈ મતલબ નથી હોતી તે તો જે વિષય પકડે છે તે સંબંધે જે કંઈ પણ તેને જ્ઞાન હોય તે લખી દે છે પછી ભલે કથામાં સુસંગતિ આવે ! જૈનધર્મ મુખ્યત વેપારીઓનો ધર્મ હતો અને છે આથી જૈન ધર્મગ્રંથોમાં તેની ચર્ચા આવે એ સ્વાભાવિક છે સાથોસાથ સાધુ સ્વભાવથી જ ફરતા હોય છે એટલે એમનું ફરવું આખો બંધ કરીને નહોતું થતું જે જે જગાએ તેઓ જતા ત્યાંની ભૌગોલિક અને સામાજિક પરિસ્થિતિઓનું તેઓ અધ્યયન કરતા, તેમજ સ્થાનીય ભાષાઓને પણ તેઓ એ માટે શીખતા કે એ ભાષામાં જ તેઓ ઉપદેશ આપી શકે આગળ અમે એ બતાવવાનો પ્રયત્ન કરીશું કે, જૈન સાહિત્યથી વેપારીઓનું સંગઠન, સાર્થવાહોની યાત્રા ઇત્યાદિ પ્રકરણો પર શો પ્રકાશ પડે છે. જૈન અંગ અને ઉપાંગ સાહિત્યનો કાળનિર્ણય તો કઠણ છે પરંતુ અધિકતર અંગસાહિત્ય ઈસાની આરંભિક શતાબ્દીઓ અથવા તે પહેલાનું છે ભાષ્ય અને ચૂર્ણિઓ ગુપ્તયુગ અથવા તે પછીના છે, પરંતુ એમાં સંદેહ નથી કે તેમાં સંગ્રહીત મસાલો ખૂબ પ્રાચીન છે

વેપારના સંબંધમાં સાહિત્યમાં કેટલીક એવી પરિભાષાઓ છે જેને જાણવી આવશ્યક છે, કેમકે બીજા સાહિત્યમાં પ્રાય એવી વ્યાખ્યાઓથી આપણને એ પણ પત્તો લાગે છે કે માલ કયા કયા સ્થાનોમાં વેચાતો હતો તથા પ્રાચીન ભારતમાં માલ ખરીદવા વેચવા તથા લાવવા લઈ જવામાં જે ઘણાંએક બજાગે હતા તેમાં કયો કયો ફરક રહેતો હતો

( બિહાર રાષ્ટ્રભાષા પરિષદ્–પટણાથી પ્રકાશિત—'સાર્થવાહ' નામક મહત્ત્વપૂર્ણ ગ્રંથના એક અધ્યયનનો પ્રારંભિક અંશ–અનૂદિત જૈનવાણીમાંથી–પૃ. ૧૨ અંક ૧ માંથી )

# ગીતાર્થ નામાવલિ

## સં. પૂજ્ય પં. શ્રીરમણીકવિજયજી

[ વિક્રમની સોળમી શતાબ્દીના ઉત્તરાર્ધમાં વિદ્યમાન ગીતાર્થોની નામાવલિનુ એક પાનું અમને છૂટક પાનામાંથી મળી આવ્યુ છે તે ઐતિહાસિક દૃષ્ટિએ મહત્ત્વનું જણાવાથી અહી આપવામાં આવે છે. ]

**॥र्द०॥ સંવત્ ૧૫૬૫ વર્ષે ચૈત્ર શુદિ ૧૧ દિને ગીતાર્થનામાનિ લખ્યતે—**

૧ તપાપક્ષેપરમ ગુરૂ શ્રીશ્રીશ્રીશ્રીશ્રીશ્રીશ્રી શ્રી સૌભાગ્યહર્ષસૂરિ રાજરાજેશ્વર
૨ શ્રી સોમવિમલસૂરિ
૩ શ્રી સકલહર્ષસૂરિ
૪ મહોપાધ્યાય શ્રી હર્ષકલ્લોલ ગણિ ૬
૫ મહોપાધ્યાય શ્રી સોમવિમલ ગણિ. ૮
૬ પં. લાવણ્યસમુદ્ર ગ.
૭ ,, દયાસમુદ્ર ગણિ. ૭
૮ ,, હર્ષજય ગણિ ૬
૯ ,, અમરજય ગણિ.
૧૦ ,, કુશલભુવન ગ. ૬
૧૧ ,, લક્ષ્મીભુવન ગ.
૧૨ ,, હર્ષકલ્યાણ ગ. ૩
૧૩ ,, પ્રમોદસુંદર ગ. ૬
૧૪ ,, સૌભાગ્યમાણિક્ય ગ ૪
૧૫ ,, સૌભાગ્યવિમલ ગ. ૫
૧૬ ,, પ્રમોદવિમલ ગણિ. ૩
૧૭ ,, વિવેકવિજય ગણિ ૩
૧૮ ,, વિનેયદેવ ગણિ ૩
૧૯ ,, વિવેકદેવ ગણિ ૩
૨૦ ,, વિનયકીર્ત્તિ ગ. ૪
૨૧ ,, અમરકીર્ત્તિ ગ. ૨
૨૨ ,, હર્ષજ્ઞાન ગણિ. ૩
૨૩ ,, આનંદહર્ષ ગણિ
૨૪ ,, આનંદવિજય ગ. ૭
૨૫ ,, પ્રમોદહંસ ગણિ ૩
૨૬ ,, અમરહસ ગણિ. ૩
૨૭ ,, હંસપ્રભ ગણિ ૨
૨૮ ,, વિજયહંસ ગણિ ૪
૨૯ ,, વિનયભૂષણ ગ ૩
૩૦ ,, વિનયકુલ ગણિ ૫
૩૧ ,, લાવણ્યનેમિ ગણિ. ૪
૩૨ ,, આણંદનેમિ ગણિ ૨
૩૩ ,, શુભચંદ્ર ગણિ ૩
૩૪ ,, વિવેકચારિત્ર ગ. ૩
૩૫ ,, આણંદપ્રમોદ ગ. ૬
૩૬ ,, અમરપ્રમોદ ગ. ૨
૩૭ ,, હર્ષતિલક ગ. ૨
૩૮ ,, પ્રમોદશીલ ગ. ૬
૩૯ ,, સિધસાગર ગ. ૩
૪૦ ,, પ્રમોદમંડન ગ. ૨
૪૧ ,, વિજયલાભ ગ ૩
૪૨ ,, સુમતિવિમલ ગ. ૩
૪૩ ,, વિજયવિમલ ગ ૩
૪૪ ,, વિજયચંદ્ર ગણિ ૩
૪૫ ,, વિનયકુલ ગ. ૨
૪૬ ,, વિમલમંડન ગ. ૨
૪૭ ,, સહજધર્મ ગણિ ૨
૪૮ ,, સુંદરધર્મ ગણિ ૨
૪૯ ,, વિદ્યાસુંદર ગણિ ૩
૫૦ ,, ઉદયચંદ્ર ગણિ ૫
૫૧ ,, સૌભાગ્યચંદ્ર ગણિ ૩
૫૨ ,, સુંદરચંદ્ર ગણિ
૫૩ ,, હર્ષસુંદર ગણિ ૫
૫૪ ,, મેઘહર્ષ ગણિ ૩
૫૫ ,, સિંઘવીર ગણિ ૩

૫૬ ,, હર્ષસિદ્ધાંત ગ. ૩
૫૭ ,, હર્ષતીર્થ ગણિ ૩
૫૮ ,, ઉદયધીર ગણિ. ૩
૫૯ ,, લક્ષ્મીનંદિ ગણિ. ૩
૬૦ ,, હર્ષદર્શન ગણિ. ૧
૬૧ ,, વિવેકહર્ષ ગ ૫
૬૨ ,, વિનયરત્ન ગ ૩
૬૩ ,, ઉભયસાધક ગ. ૫
૬૪ ,, સિંધચારિત્ર ગ.
૬૫ ,, વિમલચારિત્ર ગ. ૪
૬૬ ,, સિંધધાર ગણિ ૩
૬૭ ,, સુંદરધાર ગણિ. ૩
૬૮ ,, સંઘમાણિક્ય ગ. ૩
૬૯ ,, સૌભાગ્યજ્ઞાન ગ. ૩
૭૦ ,, વિમલચંદ્ર ગણિ ૩
૭૧ ,, કુશલપ્રમોદ ગ ૬
૭૨ ,, કુશલસંયમ ગ ૬
૭૩ ,, હર્ષકનક ગણિ. ૬
૭૪ ,, માણિક્યવિમલ ગ. ૩
૭૫ ,, માણિક્યવિશાલ ગ. ૩
૭૬ ,, અમરમૂર્ત્તિ ગ. ૩
૭૭ ,, વિશાલરત્ન ગણિ ૨
૭૮ ,, સૌભાગ્યસાર ગ ૨
૭૯ ,, ઉદયકમલ ગ. ૪
૮૦ ,, અમરસોમ ગ. ૩
૮૧ ,, વિનયસોમ ગ ૧
૮૨ ,, વિદ્યાસાધ ગણિ ૧
૮૩ ,, ઉદયસહજ ગ. ૨
૮૪ ,, વિવેકપ્રમોદ ગ. ૪
૮૫ ,, વિદ્યાજય ગ. ૩
૮૬ ,, લક્ષ્મીકલ્લોલ ગ.
૮૭ ,, લક્ષ્મીહંસ ગ. ૪
૮૮ ,, સુમતિમંડન ગ. ૪
૮૯ ,, લક્ષ્મીવિમલ ગ. ૨
૯૦ ,, સહજપ્રમોદ ગ. ૨
૯૧ ,, આણુંદચંદ્ર ગ. ૩
૯૨ ,, હંસયશ ગ. ૨
૯૩ ,, સૌભાગ્યચારિત્ર ગ.
૯૪ ,, વિવેકધર્મ ગ.
૯૫ ,, સુમતિકુલ ગ.
૯૬ ,, લક્ષ્મીવિજય ગ.
૯૭ ,, લાવણ્યસોમ ગ.
૯૮ ,, વિનયશિવ ગ.
૯૯ ,, લક્ષ્મીચંદ્ર ગ.

(સાધ્વી સમુદાય)

૧ મહ. શ્રી ઉદયસુમતિ ગ.
૨ પ્ર. લબ્ધિકમલા
૩ ,, વિવેકચૂલા
૪. ,, વિનયલક્ષ્મી
૫ ,, વિમલચૂલા
૬ ,, સૌભાગ્યસુમતિ
૭ ,, આણંદશોભા

૧ મહ=મહત્તરા. ૨ પ્ર=પ્રવર્ત્તની.

૦

## ઝેર

હડકાયું કુતરું હડફેટે ચડે તેને કરડે છે એને શું આખી દુનિયા દુશ્મનોથી ભરેલી લાગતી હશે? ખરી વાત એ છે કે, એના દાંતમાં જે ઝેર સળવળતું હોય છે તે ક્યાંક ઠાલવવા માગે છે એ ઝેર એને બેચેન—પાગલ બનાવે છે.

કામ—ક્રોધાદિ પણ એ ઝેર જેવા જ હોય છે. જેના દિલમાં કામ—ક્રોધ સળવળે છે તે સ્વસ્થ કે શાંત રહી શકતો નથી ક્યાંક પણ એ ઝેર ઠાલવવા માગે છે. સગાં—સ્નેહીનું કે આપ્તજનનું પણ એને ભાન રહેતું નથી. હડકાયા કુતરાથી આપણે જેટલા ડરીએ છીએ તેટલા કામ—ક્રોધાદિથી ડરતા હોઈએ તો!

(સંકલિત)

# શ્રી જૈન સત્ય પ્રકાશ
## અંગે સૂચના



### યોજના

૧. શ્રી. જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ દ્વારા 'શ્રી. જૈન સત્ય પ્રકાશ' માસિક ૧૯ વર્ષ થયાં પ્રગટ કરવામાં આવે છે.

૨. એ સમિતિના આજીવન સંરક્ષક તરીકે રૂા. ૫૦૦) આ૦ દાતા તરીકે રૂા. ૨૦૦) આ૦ સદસ્ય તરીકે રૂા. ૧૦૧) રાખવામાં આવેલા છે. આ રીતે મદદ આપનારને કાયમને માટે માસિક મોકલવામાં આવે છે.

### વિનંતિ

૧. પૂજ્ય આચાર્યાદિ મુનિવરો ચતુર્માસનુ સ્થળ નક્કી થતાં અને શેષ કાળમાં જ્યાં વિહરતા હોય એ સ્થળનું સરનામું માસિક પ્રગટ થાય એના ૧૫ દિવસ અગાઉ મોકલતા રહે અને તે તે સ્થળે આ માસિકના પ્રચાર માટે ગ્રાહકો બનાવવાનો ઉપદેશ આપતા રહે એવી વિનંતિ છે.

૨. તે તે સ્થળોમાથી મળી આવતાં પ્રાચીન અવશેષો કે ઐતિહાસિક માહિતીની સૂચના આપવા વિનંતિ છે.

૩. જૈનધર્મ ઉપર આક્ષેપાત્મક લેખો આદિની સામગ્રી અને માહિતી આપતા રહે એવી વિનંતિ છે.

### ગ્રાહકોને સૂચના

૧ "શ્રી જૈન સત્ય પ્રકાશ" માસિક પ્રત્યેક અંગ્રેજી મહિનાની ૧૫મી તારીખે પ્રગટ થાય છે.

૨. આ માસિકનું વાર્ષિક લવાજમ રૂા. ૩) ત્રણ રૂપિયા રાખવામાં આવ્યું છે.

૩. માસિક વી. પી. થી ન મંગાવતાં લવાજમના રૂા. ૩) મનીઑર્ડરદ્વારા મોકલી આપવાથી અનુકૂળતા રહેશે.

૪. આ માસિકનું નવું વર્ષ દિવાળીથી શરૂ થાય છે. પરંતુ ગ્રાહક ગમે તે અંકથી બની શકાય.

૫. ગ્રાહકોને અંક મોકલવાની પૂરી સાવચેતી રાખવા છતાં અંક ન મળે તો સ્થાનિક પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી અમને સૂચના આપવી.

૬. સરનામું બદલાવવાની સૂચના ઓછામાં ઓછા ૧૦ દિવસ અગાઉ આપવી જરૂરી છે.

### લેખકોને સૂચના

૧. લેખો કાગળની એક તરફ વાંચી શકાય તેવી રીતે શાહીથી લખી મોકલવા.

૨. લેખો ટૂંકા, મુદ્દાસર અને વ્યક્તિગત ટીકાત્મક ન હોવા જોઈએ

૩. લેખો પ્રગટ કરવા ન કરવા અને તેમા પત્રની નીતિને અનુસરીને સુધારાવધારો કરવાનો હક તંત્રી આધીન છે.

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ.
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ.
શ્રી. જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.

# विषय-दर्शन







॥ ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक
मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र
जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)
तंत्री : ચીમનલાલ ગોકળદાસ શાહ

| वर्ष : २० | વિક્રમ સં. ૨૦૧૧ : વીર નિ. સં. ૨૪૮૦ : ઈ. સ ૧૯૫૫ | क्रमांक |
| --- | --- | --- |
| अंक : ७ | ચૈત્ર વદિ ૮ શુક્રવાર : ૧૫ એપ્રિલ | २३५ |


# ભગવાન મહાવીરનો 'અહિંસાધર્મ'

ભગવાન્ મહાવીરે પોતાના આત્મા ઉપર વિજય મેળવી સંપૂર્ણ જ્ઞાન-જ્યોતિ પ્રગટ કરી હતી. તેમણે સાંસારિક સુખનો ત્યાગ કરી અને ભોગ-સામગ્રીને તિલાજલી આપી, આત્મશક્તિ પ્રગટાવી હતી અને આત્મશક્તિનો અનુભવ કર્યો હતો.

આજના યુગમાં જ્યારે સંસાર બે ભાગમા વિભક્ત થઈ ગયો છે ત્યારે ભગવાન્ મહાવીરની ઉપદિષ્ટ સહિષ્ણુતાની નિતાંત આવશ્યકતા છે. અહિંસામાં જ સહિષ્ણુતા સમાવિષ્ટ થઈ જાય છે ભગવાન્ મહાવીરે અહિંસા અને સહિષ્ણુતા ભારતવાસીઓને જે વારસામાં આપેલ છે તેનો ઉપયોગ આત્મશક્તિ અને આત્મ-જ્ઞાનનો વિકાસ થવામાં કરવો જોઈએ.

ભગવાન્ મહાવીરના ઉપદેશથી આજની અશાંતિથી સંતપ્ત સંસારનું કલ્યાણ થઈ શકે તેમ છે. ભગવાન મહાવીરના ત્રણ ઉપદેશ ખાસ ધ્યાનમાં રાખવા જેવા છે, જેમાં આત્મ-નિયંત્રણ, સહિષ્ણુતા અને અનેકાંતવાદ પ્રમુખ છે. ભગવાન્ મહાવીરના ઉપદેશાનુસાર શાંતિપૂર્ણ રીતે વ્યક્તિગત સ્વતંત્રતા અને સામાજિક ન્યાયની આજે ખૂબ આવશ્યકતા છે.

ભગવાન્ મહાવીરે ઉપદેશ્યું હતું કે, મનુષ્યોને જે બાહ્ય સામગ્રી મળી છે તેનો સદુપયોગ કરી આત્મશક્તિનો વિકાસ સાધવો જોઈએ તેમણે કહ્યું કે, ભૂતકાળમાં પણ જ્ઞાની પુરુષોએ સંસારને જ એ વાત પ્રબોધી હતી કે શ્રદ્ધા જ્ઞાન તથા તે પ્રમાણે શુદ્ધ આચરણ મનુષ્યની આત્મશક્તિને પ્રગટાવવામાં ખાસ આવશ્યક છે.

જો કે આપણા માટે ભગવાન્ મહાવીરની ઉપદિષ્ટ અહિંસાનું પૂર્ણરીતે પાલન કરવું મુશ્કેલ છે, છતાં જીવનમાં બની શકે ત્યાં સુધી અહિંસાનું જ પાલન કરવું, તેનું જ અનુમોદન કરવુ અને હિંસાથી દૂર રહેવું એ જ જૈનધર્મના તત્ત્વ-જ્ઞાનનો મુખ્ય સિદ્ધાંત છે તેના પાલનમા જ તે સિદ્ધાંતની સાર્થકતા છે.

[ઉપરાષ્ટ્રપતિ ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણને મહાવીર જયંતી પ્રસંગે આપેલા વ્યાખ્યાનમાંથી]



# પુદ્ગલનો ખેલ

લેખક : પ્રો. શ્રીયુત હીરાલાલ ર. કાપડિયા એમ. એ.

**જૈન દર્શન** પ્રમાણે સમગ્ર વિશ્વના સમસ્ત પદાર્થોના બે વર્ગ પડે છે. (૧) સચેતન અને (૨) અચેતન. પદાર્થોના આકાશ, પુદ્ગલ ઇત્યાદિ વિવિધ ઉપવર્ગો છે. તેમાં પુદ્ગલનો અર્થ વર્ણ, ગંધ, રસ અને સ્પર્શથી યુક્ત અચેતન પદાર્થ એમ કરાય છે. આ પૌદ્ગલિક પદાર્થો અગણિત છે અને તે સંસારી જીવને અમુક અમુક પ્રવૃત્તિ કરવા માટે ઉપયોગમાં આવે છે.

પુદ્ગલમાં અનેકવિધ શક્તિ રહેલી છે. એમાં કેટલીક તો અદ્ભુત છે. આનું એક ઉદાહરણ પૂરું પાડવા હું આ લેખ લખી રહ્યો છું

જૈન દર્શન દેવોના ભવનપતિ, વ્યંતર, જ્યોતિષ અને વૈમાનિક એમ ચાર પ્રકારો અને વૈમાનિક દેવોના કલ્પોપપન્ન અને કલ્પાતીત એમ બે ઉપપ્રકારો સૂચવે છે. તેમાં તમામ કલ્પાતીત દેવો સ્વામી અને સેવકભાવથી રહિત છે–'અહમિન્દ્ર' છે. એઓ એક બીજાથી અને અન્ય જાતના દેવોથી સ્વતંત્ર છે. એમનાં નિવાસસ્થાનો કલ્પોપપન્નનાં નિવાસ સ્થાનોની ઉપર આવેલાં છે. કલ્પાતીત દેવોમાંના કેટલાક નવ ગ્રૈવેયકમાં રહે છે તો કેટલાક એ નવે ગ્રૈવેયકો કરતાં ઊંચે આવેલાં પાંચ અનુત્તર વિમાનોમાં રહે છે

આયુષ્ય સાત લવ જેટલું ઓછું હોવાથી જે મુનિવરો મોક્ષે જઈ ન શકે તેઓ તો આ અનુત્તર વિમાનોમાં ઉત્પન્ન થાય છે જ. એમને 'લવસપ્તમ' (પ્રા. લવસત્તમ) કહે છે. એમનું આયુષ્ય તેત્રીસ સાગરોપમનું હોય છે એ દેવો એકાવતારી હોય છે. એમનો દેહ એક હાથ જેટલો હોય છે. આ તો એમના દેહની ઊંચાઈ થઈ પરંતુ એની પહોળાઈ કે જાડાઈ કેટલી હોય તે વિષે કોઈ ઉલ્લેખ હોય તો તે જાણવા જોવામા નથી આપણી—મનુષ્યની કાયા સાડાત્રણ હાથની ગણાય છે. એને અંગે પણ પહોળાઈ કે જાડાઈ કેટલી એ બાબતનો કોઈ નિર્દેશ હોય એમ જણાતુ નથી પરતુ સામાન્ય રીતે પહોળાઈ ઊંચાઈ કરતાં લગભગ ત્રીજે ભાગે હોય છે એમ કહેવાય. આ હિસાબે અનુત્તર વિમાનોના દેવોના દેહની પહોળાઈ લગભગ એક તૃતીયાંશ હાથ જેટલી ગણાય.

લવસપ્તમ દેવોને સાત–વેદનીય કર્મનો ઉદય હોય છે. એને લઈને એઓ પૌદ્ગલિક સુખ ભોગવે છે. આ સુખ તરીકે રાગ–રાગણીનું શ્રવણ અને નાટકનું અવલોકન એ બેનો નિર્દેશ વીરવિજયજીએ કર્યો છે. આ મધુર સ્વર અને હૃદયંગમ નાટક કેવી રીતે ઉદ્ભવે છે ઈત્યાદિ બાબત પણ એમણે વિ. સં ૧૮૭૪ મા રચેલી "ચોસઠ પ્રકારી પૂજા"માંના ત્રીજા પૂજાષ્ટકની 'દીપક' પૂજામા વર્ણવી છે આથી એ પંક્તિઓ અહીં હું ઉદ્ધૃત કરું છું:—

"સર્વારથસિદ્ધે મુનિ પહોતા, પૂર્ણાયુ નવિ છોડે રે.—૨
શય્યામાં પોઢ્યા નિત્ય રહેવે, શિવમારગ વિસામો રે,
નિર્મળ અવધિનાણે જાણે, કેવળી મન પરિણામો રે.—૩
તે શય્યા ઉપર ચંદરવે, ઝુબખડે છે મોતી રે,
વિચલુ મોતી ચોસઠ મણનું, ઝગમઝ જાલિમ જ્યોતિ રે.—૪
બત્રીસ મણના ચઉ પાખલિયે, સોળમણાં અડ સુણિયાં રે;
આઠમણા ષોડશ મુક્તાફળ, તિમ બત્રીસ ચઉમણિયાં રે.—૫
દોમણ કેરાં ચોસઠ મોતી, ઇગ સય અડવીસ મણિયાં રે,
દો સય ને વળી ત્રેપન મોતી, સર્વે થઈને મળિયાં રે.—૬
એ સઘળાં વિચલા મોતીશું, આફળે વાયુ વેગે રે,
રાગ રાગિણી નાટક પ્રગટે, 'લવસત્તમ' સુર ભોગે રે.—૭
ભૂખ તરસ છીપે રસલીના, સુરસાગર તેત્રીસ રે,
સાતા લહેરમાં ક્ષણ ક્ષણ સમરે, **વીર**વિજય જગીદીશ રે."—૮

આ ઉપરથી આપણે નીચે મુજબની બાબતો તારવી શકીએ છીએ:—

(૧) 'સર્વાર્થસિદ્ધ' નામના પાંચમા અનુત્તર વિમાનના દેવો સદાયે શય્યામાં સૂઈ રહે છે:
(૨) એ દરેકની શય્યા ઉપર એકેક ચંદરવો હોય છે.
(૩) એ ચંદરવો મોતીથી અલંકૃત હોય છે.
(૪) એ મોતીઓની રચના નીચે પ્રમાણે હોય છે:—
  (અ) સૌથી વચમાં ૬૪ મણનુ એક મોતી હોય છે અને એ ખૂબ ઝગમગે છે—પ્રકાશે છે.
  (આ) એની ચારે બાજુએ બત્રીસ મણનું એકેક મોતી હોય છે.
  (ઈ) સોળ મણનાં આઠ મોતી, આઠ મણના સોળ મોતી, ચાર મણના બત્રીસ મોતી, બે મણિયાં ચોસઠ મોતી અને એક મણિયાં એકસો ને અઠ્ઠાવીસ મોતી હોય છે.
(૫) બધાં મળીને મોતી ૨૫૩ (૧+૪+૮+૧૬+૩૨+૬૪+૧૨૮) હોય છે અને એનું કુલ્લે વજન ૮૩૨ (૬૪+૧૨૮+૧૨૮+૧૨૮+૧૨૮+૧૨૮+૧૨૮) મણ હોય છે.
(૬) સર્વે (૨૫૨) મોતીઓ વાયુ વાતાં વચલા—૬૪ મણના મોતી સાથે અફળાય છે.
(૭) મોતીઓ અફળાવાથી—અથડાવાથી રાગ, રાગિણી અને નાટક ઉદ્ભવે છે.
(૮) 'લવસત્તમ' દેવો આ પૌદ્ગલિક સુખ ભોગવે છે.
(૯) એ દેવોનું આયુષ્ય ૩૩ સાગરોપમનું હોય છે અને એ દેવો રાગ, રાગિણી અને નાટકના રસમાં લીન રહ્યા હોય તેમ આયુષ્ય પૂર્ણ કરે છે

આ પ્રમાણેની હકીકત વિચારતા નીચે મુજબના નવ પ્રશ્નો ઉદ્ભવે તેમ છે.

(૧) ચંદરવો શેનો બનેલો હોય છે?
(૨) ચંદરવો શય્યાથી કેટલો ઊંચો હોય છે?
(૩) ચંદરવાનું માપ કેટલું હોય છે?

(૪) જેમ પહેરણ વગેરેને બોરિયાં ટાંગેલાં હોય છે તેમ ચંદરવા ઉપર મોતી ટાંગેલાં હોય છે કે ઝાડ ઉપર ફળ લટકે છે તેમ એ ચંદરવા ઉપર લટકતાં હોય છે? જો એ લટકતાં હોય તો એ શું દોરીથી લટકાવાયા છે કે અન્ય કોઈ પદાર્થથી?

(૫) દરેક મોતીનું કદ સરખું છે કે કેમ?

(૬) જાતજાતનાં વજનવાળાં મોતીઓ વચ્ચે કેટકેટલું અંતર છે?

(૭) વચલા મોતી સાથે બીજાં બધાં મોતી અથડાય એ માટે શી યોજના છે?

(૮) ઉપર્યુક્ત મોતીઓ શું આજે જેમ હિંસક પદ્ધતિએ મોતી તૈયાર થાય છે તેમ તૈયાર કરાયેલાં છે કે એની બનાવટ શી છે?

(૯) 'લવસત્તમ' દેવો તો પાંચે અનુત્તર વિમાનમાં હોય છે તો અહીં શું સર્વાર્થસિદ્ધના જ દેવો અભિપ્રેત છે?

આ પ્રશ્નોના ઉત્તરો હાલ તુરત મુલતવી રાખી ધનહર્ષે જે **સર્વાર્થસિદ્ધિની સજ્ઝાય** રચી છે. તેમાંથી પ્રસ્તુત ભાગ ઉદ્ધૃત કરવો ઉચિત જણાય છે એટલે હું તેમ કરું છું:—

"સર્વાર્થસિદ્ધે ચંદ્રએ મોતી ઝુંમક સોહે રે,
મુખ્ય મોતીશું મુક્તાફલ આફલતા સુર મોસે રે.—૧

તેણે ઝુબકડે વચલું મોતી ચઉસઠ મણનું જાણો રે,
મોતી ચાર વળી તસ પાખલિ બત્રીશ મણના વખાણો રે.—૨

તેહને પાખતી(લી)યા અતિનિર્મલ સોલમણા અડમોતી રે,
સુંદરતા તેહની શી કહી રે આંખડી હરખે જોતી રે.—૩

આઠમણા મુક્તાફલ સોલસ તેહને પાસે કહીયા રે,
નિજ ગુરુ ચરણકમલ સેવતા ગુરુમુખથી મેં લહીયા રે.—૪

ચિહુંમણ કેરાં તેણે પાખલિ બત્રીશ મોતી દીપે રે,
જે જોવતાં સુરવર કેરી ભૂખ તૃષા સવિ છીપે રે.—૫

તસ પાખતિયાં દોમણકેરાં ચઉસઠ મોતી મુણીયા રે,
તે તેજે ઉદ્દ્યોત કરંતા ગુરુચરણે મેં સુણીયા રે.—૬

એકમણાં તસ પાસે મોતી એકસો અડવીસ દીસે રે,
ઝાકઝમાલ કરે તે તેજે દેખી સુરમન હીંસે રે.—૭

દોશત ને ત્રેપન મોતી સર્વ થઈને મળીયા રે,
**ત્રિશલાનંદન વીરજીણંદે** કેવલજ્ઞાને કલીયા રે—૮

વચ્ચે મોતીમું સવિ મુક્તાફલ અફલાઈ વાયુ યોગે રે,
એણી પરે સુંદર નાદ ઉપજે સુર જે આવે ભોગે રે—૯

તે મુક્તાફલ નાદ સુણંતા સુરની પહોંચે જગીશ રે,
તેહને નાદે લીલા રહેવે સુરસાગર તેત્રીશ રે.—૧૦

એ સર્વાર્થસિદ્ધ તણાં સુખ પુણ્યે પામે પ્રાણી રે,
**ધનહર્ષ** સ્વામી **વીર** જિણેશ્વર બોલે ઈણ પરે વાણી રે—૧૧

આમ જે એ ગુજરાતી કૃતિમાં ૨૫૩ મોતીની હકીકત રજૂ કરાઈ છે તે માટે કોઈ આધાર છે કે કેમ તેની તપાસ કરતાં વિનયવિજયગણિએ વિ સં. ૧૭૦૮મા રચેલા **લોકપ્રકાશ**ના દ્વિતીય ખંડરૂપ ક્ષેત્રલોક (સર્ગ ૨૭, શ્લો ૬૨૩–૬૨૯)માં આ હકીકત મળી આવી છે **પ્રશ્નોત્તરસમુચ્ચય** (પ્રકાશ ૩, પત્ર ૨૧ આ)મા આ હકીકત **સિદ્ધપ્રાભૃત**માં હોવાનો ઉલ્લેખ છે કોઈ હાથપોથીના એક છૂટક પત્રમા પણ આ ઉલ્લેખ છે, પરતુ જે **સિદ્ધપ્રાભૃત** (સિદ્ધપાહુડ) છપાયેલુ છે તેમા તો આ બાબત મારા જોવામા આવી નથી. તો વિ. સં. ૧૭૦૦ કરતાં વિશેષ પ્રાચીન કોઈ ગ્રથમા મોતીઓ વિષે ઉપર પ્રમાણેની બીના વર્ણવાઈ હોય તો તે ગ્રથ કયો અને કોણે ક્યારે રચ્યો છે તે સૂચવવા મારી તજજ્ઞોને સાદર વિજ્ઞપ્તિ છે.

અત્યારે તો હું **રાયપસેણઇજ્જ** નામના જૈન આગમ (સુત્ત ૧૫)માં સૂર્યાભદેવની આજ્ઞાથી રચાયેલા વિમાનના સિહાસન ઉપર વિજયદૂષ્ય વિકુર્વાયા બાદ એના બરાબર મધ્યમા એક મોટો વજ્રમય અંકુશ (વાંકો સળિયો) વિકુર્વી એ અકુશમા એક કુંભ જેવડો મુક્તાદામ (મોતીનો ઝૂમખો) લટકાવાયો અને એની ચારે બાજુ અડધા કુભ જેવડા અને ઉપર્યુક્ત મુક્તાદામથી અડધા ઊચા એવા જે ચાર મુક્તાદામ વિકુર્વાયા તેનો ઉલ્લેખ કરુ છુ, કેમકે એ પાંચે મુક્તિદામમાં મોતીઓ સોનાની પાદડીવાળા લબૂસગ (એક જાતના ઘરેણા)થી અલકૃત હતાં અને એકબીજાથી થોડેક અતરે હતાં એ મોતીઓ કોઈ પણ દિશાનો વાયુ વાતાં ધીરે-ધીરે હાલતાં અને પરસ્પર અથડાતાં અને એમાંથી કાનને મધુર લાગે તેવો અને મનને શાંતિ મળે એવો મનોજ્ઞ શબ્દ નીકળતો એ ગુંજનને લઈને સિંહાસનની ચારે બાજુ ગુંજી ઊઠતી એમ આ આગમમા કહ્યુ છે.

આ ઉપરથી જણાશે કે મોતીઓ અથડાતાં તેમાંથી સંગીતના સૂર સંભળાય એવી માન્યતા લગભગ પંદરસો વર્ષ જેટલી તો પ્રાચીન છે જ.

આ વર્તમાન યુગમાં હીરાવાળા જે ઝુમ્મરો લટકાવાય છે તેમાં હીરાને બદલે મોતીની સેરવાળાં ઝુમ્મરો બનાવી પ્રયોગ કરાય તો પુદ્ગલનો ખેલ જોવાનો મળે.

૦

## પૂર્વજોની સેવા

**કુટુંબમાં પ્રિય તથા પૂજ્ય સ્વજનનું મૃત્યુ થાય તો આપણને અપાર દુઃખ થાય છે, પણ આપણે મૃતદેહને મોહથી વળગી રહીને ઘરમાં નથી રાખી મૂકતા— અગ્નિસંસ્કાર કરી વાળીએ છીએ. શબને ઘરમાં રાખવું એ એની વિટંબણા છે. તે જ પ્રમાણે ભૂતકાળની જે રૂઢિઓ — પરપરાઓ — વિચારશૈલીઓ નિષ્પ્રાણ બની ગઈ હોય તે ભૂંસી નાખવામાં પૂર્વજોની સેવા સમાયેલી છે.**

## વિરલો

**મનુષ્ય પ્રકૃતિનું વહાલું બાળ છે. એ દુર્બળ, પામર, રૂપરંગ વિહીન લાગે તો પણ ચોરાશી લાખ જીવયોનિમા ફરી આવેલો આ આત્મા અનંત શક્તિઓનો ભંડાર છે. સૃષ્ટિનો મુકુટમણિ આ માનવી જ છે. નરમાંથી નારાયણ બનવાની જે શક્તિ માનવીમાં રહેલી છે તેને કેટલા પીછાનતા હશે? એ શક્તિને વિકસાવવાની સાધના પણ કોઈ વિરલા જ કરતા હશે.**　　　　　　　　(સંકલિત)



# મુહરિ પાર્શ્વનાથ પ્રભુ

લેખક : પૂજ્ય મુનિરાજ શ્રીચન્દ્રસાગરજી ગણિ

**અમારે** કપડવંજથી પરમ પૂ શ્રી માણિક્યસાગરસૂરીશ્વરજી સાથે મોડાસાના દેરાસરની પ્રતિષ્ઠા માટે જવાનું થયું ત્યારે, કપડવંજથી અમે મોડાસા આવ્યા.

મોડાસા સાબરકાંઠા જિલ્લાનું શહેર છે. અહીં પહેલાં જૈનોની વસ્તી ઘણી હતી આજે તો શીહોર (સૌરાષ્ટ્ર)ના એક ભાઈ સહકુટુંબ વેપાર અર્થે વસેલા છે, અને એક પ્રાચીન સમયનું ફક્ત એક ઘર છે. દેરાસર ઉપાશ્રય આદિ અહી છે. દેરાસર જીર્ણ થતાં શેઠ શ્રી આણંદજી કલ્યાયણજીની પેઢીએ તેનો જીર્ણોદ્ધાર કરાવી આપ્યો છે. તેની પ્રતિષ્ઠા સં. ૨૦૧૧ના મહા વદી ૬ ના દિને કરવામાં આવી છે. આમાં ટીટોઈ અને દધાલીઆના શ્રાવકોએ સારો ભાગ લીધો હતો. ૧૨૦૦ ઉપરાંત ભાવિકોએ પ્રતિષ્ઠા ઉપર હાજરી આપી હતી.

ડુંગરપુર (રાજસ્થાન) જેનું મૂળ નામ ગિરિપુર છે, ત્યાંના શ્રીસંઘની વિનંતિથી ત્યાં જવા વિહાર થયો. રસ્તામાં મોડાસાથી સાત માઈલ ઉપર દધાલીઆમાં વીસ ઘર જૈનોનાં છે. આંહીં દેરાસર અને ઉપાશ્રય છે. દેરાસર પ્રાચીન છે. મૂળનાયક શ્રીઆદિનાથ પ્રભુની પ્રતિમા પ્રાચીન છે.

દધાલીઆથી ટીંટોઈ ફક્ત ચાર માઈલ છે, બીજા મુકામે ટીંટોઈ આવ્યા. અમને સ્મરણમાં આવ્યું કે અહીં 'જગચિંતામણિ' ચૈત્યવંદનમાં આવતા શ્રીમુહરિપાસ જિન છે, પણ થોડા વખત ઉપર એક શ્રીમાને એક પુસ્તકમાં લખેલ કે, મુહરિપાર્શ્વનાથ તે મથુરાના પાર્શ્વનાથ સમજવા જોઈએ. આથી શંકા થઈ કે સત્ય શું છે તેની તપાસ કરવી જોઈએ આ વિચારથી ટીંટોઈ આવ્યા બાદ અમે તપાસ આદરી.

ટીંટોઈથી 'મોહરી' નામનું ગામડુ ફક્ત પાંચ માઈલ દૂર છે આ ગામડું એ પહેલાં મોટું શહેર હતું એ ત્યાંનાં પ્રાચીન ખંડેરો જોતાં અને લોકોક્તિથી પણ સાબિત થાય છે. ત્યાંની પ્રાચીન ઈંટો ૧૮/૧૦ ના માપની અડધો મણ વજનની અને શુદ્ધ હિંગળોકિયા રંગની પથ્થર કરતાયે મજબૂત છૂટીછવાઈ પડેલી જોવા મળે છે. અહીં એક ખંડેર પણ જોવા મળે છે. અહીંની ભૂમિમાંથી ત્રીસ વર્ષ ઉપર ત્રીસ ફૂટની ઊંચાઈવાળું મનુષ્યનુ હાડપિંજર નીકળેલું તેનો કબજો ઈડરના રાજ્યે લઈ ને કોઈ સ્થાને મ્યુઝિયમમા રાખ્યુ છે.

અહીથી ફક્ત દોઢ જ માઈલ દૂર શામળાજી (જૈનેતર તીર્થ) છે. આ શામળાજીનું મંદિર એ તો જૈનોનું પ્રાચીન ભવ્ય મંદિર છે તે જોતાંની સાથે જ નિર્ણય થઈ જાય છે. અહીંથી ત્રણ કોશ (નવ માઈલ) જેટલે દૂર ખજૂરી નામના ગામની નજીકમા નાગફણા પાર્શ્વનાથની ભવ્ય મૂર્તિ ડુંગરની ખીણમાં છે, તે દિગંબર જૈનોના કબજામાં છે. ત્યાંથી ૧૦ કોશ દૂર ડુંગરપુર છે. વર્તમાન સરકારે તેનું પ્રાચીન નામ 'ગિરિપુર' રાખ્યું છે.

મોહરિ શહેર લોકોક્તિ પ્રમાણે ધરતીકંપ થતાં ખંડેર હાલતમા આવેલુ છે, હાલમાં તે મોહરિ ઠાકોરના તાબે છે. વિક્રમ સંવત ૧૮૨૮ની સાલમાં ટીટોઈ ગામમાં જૈનમુનિરાજને સ્વપ્ન આવ્યું, તે મુજબ ટીટોઈના શ્રીસંઘે તપાસ કરતાં મોહરિ ગામના ડુંગરની ખીણમાથી એક ભવ્ય પ્રતિમાજી મળી આવ્યાં અને તેમને ટીટોઈના શ્રીસંઘે ટીટોઈમાં પરોણા તરીકે પધરાવ્યા હતાં. તે ૮૬ વર્ષ સુધી પરોણા તરીકે રહ્યાં. વિક્રમ સ. ૧૯૧૨ની સાલમા દેરાસર બંધાવી પ્રતિષ્ઠા કરાવવાપૂર્વક પધરાવવામાં આવ્યા છે.

પ્રભુજીની પ્રતિમા ભવ્ય અને ચમત્કારી છે, ચમત્કારોની વાતો લોકો પાસેથી સાંભળવા મળે છે. પ્રભુજીની પલાંઠીના બન્ને પગના તળિયામાં એક એક મહોર સમાય તેવા આકારનો ઊંડાણવાળો ભાગ છે, પ્રતિમાજી ઉપર કોઈ જાતનો લેખ નથી. પણ સંપ્રતિ મહારાજાએ ભરાવેલ બિંબોની જેમ ઢેકા છે. આ માટેના શિલાલેખો તપાસતાં કોઈ શિલાલેખ જોવામા આવ્યો નથી.

આ પ્રભુની પ્રતિમા તેજ શ્રીગૌતમસ્વામી પ્રભુ રચિત શ્રી જગચિંતામણિ વિષે દર્શાવેલ શ્રીમુહરિપાસ છે કે કેમ? હવે તે વિચારવું રહે છે.

૧. પ્રભુજીના બિંબની પલાંઠીના બન્ને ભાગમાં 'મહોર' માય તેટલી ઊંડાણવાળા ખાડા છે. આ વસ્તુ વિચારતા તે 'મુહરિપાસ'ના નામથી ઓળખાયા હોય અને તે શહેરનુ નામ પણ મુહરિ પડ્યું હોય તો તે બનવાજોગ છે.

૨. ઢેકા માત્રથી તે પ્રતિમાજી સંપ્રતિ મહારાજાના સમયની છે તેવું અનુમાન કરવું યુક્ત નથી. સંપ્રતિ મહારાજાના સમય પહેલાં ઢેકાનો આકાર કોઈ નહોતું કરતું તેમ કહેવા કોઈ સાધન નથી.

૩. મુહરિ શહેરનું નામ કાળાન્તરે 'મોહરિ' થયું હોય તો તે ના કહી શકાય નહીં.

૪. અહી વિદ્યમાન બાવન જિનાલયનું ખંડેર અને સમીપમાં શામળાજીનું વિશાલકાય મંદિર જે હાલમાં જૈનેતરોના તીર્થ તરીકે પ્રસિદ્ધ થયેલ છે તે જોતાં અહી જૈનોની વિશાળ વસ્તી હોવાનો નિર્ણય કરવામાં વાંધો આવે તેમ નથી

૫. પચ્ચીસો વર્ષ અગાઉનુ આ શહેર હશે તે તો તેના ખંડેરો, ઈંટો વગેરે જોતાં તેમજ મોટુ હાડપિંજર મળી આવતાં અનુમાન થાય છે.

૬. ટીટોઈના દેરાસરજીમાં યક્ષો, બે શેઠની મૂર્તિ, પદ્માવતી દેવીની મૂર્તિ એટલું પ્રાચીન દેખાય છે.

આ વસ્તુઓ વિચારતાં આ બિંબ શ્રી મુહરિ પાસજિનનુ હોય તો તે ના કહી શકાય નહીં.



# તેરમી સદીમાં લખાયેલી
# કાગળની પોથીઓ

લેખક : શ્રીયુત અગરચંદજી નાહટા

**ભારતની** પ્રાચીન પરંપરા અનુસાર અહીં જ્ઞાન–વિજ્ઞાનનું શિક્ષણ મૌખિક રૂપે જ અપાતુ રહ્યુ છે. પ્રાચીન કાળમાં એ લોકોની સ્મૃતિ ઘણી તેજ હતી. તેમની જરૂરિયાતો ઘણી ઓછી હોવાથી તેમનાં મન, વચન અને કાયાની પ્રવૃત્તિઓ પણ આજના યુગની માફક એટલી વિખરાયેલી નહોતી એ જ કારણે શિષ્ય ગુરુપરંપરાથી જે કંઈ પાઠ મેળવતો તેને ધ્યાનથી સ્મરણ કરીને મૌખિકરૂપે જ સ્મરણમાં રાખવાનો પ્રયત્ન કરાતો આજે તો એવડા મોટા મોટા ગ્રંથોને સ્મરણ રાખવા એ આશ્ચર્યજનક લાગે છે, પરંતુ એ યુગમાં એ વાત તદ્દન સહજ હતી.

પ્રાચીન ગ્રંથોમાં લિપિઓ આદિના જે ઉલ્લેખો મળે છે તેનાથી ભિન્ન ભિન્ન પ્રાંતો અને વર્ગના લોકોમાં કેટલાયે પ્રકારની લિપિઓ પ્રચલિત હતી એમ જણાય છે, પરંતુ તેનો ઉપયોગ, લખવાનું કામ પડતાં, ખૂબ જ ઓછો અને મર્યાદિત થયો હશે. બ્રાહ્મી લિપિ એ લિપિઓમાં સૌથી પ્રાચીન અને પ્રસિદ્ધ હતી જૈન આગમો અનુસાર આ અવસર્પિણી કાળના પ્રથમ તીર્થંકર ભગવાન ઋષભદેવે પોતાની પુત્રી બ્રાહ્મીને સર્વ પ્રથમ લખવાની જે વર્ણમાળા શીખવી તેનું જ નામ એ બ્રાહ્મી કન્યાના નામ ઉપરથી બ્રાહ્મી લિપિ પડ્યુ. 'ભગવતીસૂત્ર'માં સર્વ પ્રથમ "नमो बंभिए लिविए" આ શબ્દોમાં બ્રાહ્મી લિપિને નમસ્કાર કરવામાં આવ્યો છે, જે આ લિપિના મહત્ત્વને સારી રીતે સૂચિત કરે છે

વેદોની માફક જૈનાગમો પણ શતાબ્દીઓ સુધી મૌખિક પરંપરાથી જ શીખવવામા અને સ્મરણમાં રાખવામા આવતાં. સમયે સમયે જ્યારે તેના પાઠ વગેરેમાં વિસ્મૃતિ તેમજ વિવધ વ્યક્તિઓ દ્વારા બોલાતા હોવાના કારણે આવેલા અંતરથી કંઈક અસંગતિ અને વિશૃંખલતા નજરમાં આવી ત્યારે શ્રુતપરંપરાના સંરક્ષણાચાર્યોએ મથુરા વગેરેમા મુખ્ય મુખ્ય શ્રમણોને એકત્ર કરીને તેને ફરી વ્યવસ્થિત કરવાના પ્રયત્નો કર્યા પરંતુ જ્યા સુધી તેને લિપિબદ્ધ કરવામા ન આવ્યા ત્યા સુધી એમા ગરબડ થતી જ રહી હશે એ માટે વીરનિર્વાણ પછી ૯૮૦ વર્ષ વ્યતીત થતાં દેવર્ધિગણિ ક્ષમાશ્રમણે વલ્લભી (સૌરાષ્ટ્ર)માં એ સમયનાં સમસ્ત જૈન શ્રુતને લિપિબદ્ધ કરાવ્યા, એવી પરંપરા છે

જો કે વિક્રમની છઠ્ઠી શતાબ્દીના પ્રારંભમાં જ જૈન ગ્રંથો લખાઈ ગયા હતા પરંતુ એ સમયની કોઈ પ્રતિ વર્તમાનમા ક્યાંયથીયે ઉપલબ્ધ થતી નથી ઉપલબ્ધ પ્રતિઓમાં 'જૈસલમેર–બૃહત્ જ્ઞાનભંડાર'માં સુરક્ષિત 'વિશેષાવશ્યક ભાષ્ય'ની પ્રતિ જ સૌથી પ્રાચીન છે, જે મુનિ પુણ્યવિજયજીના મતાનુસાર ૯મી શતાબ્દીની છે તે તાડપત્ર પર લખેલી છે. આના તાડપત્રો પાતળાં, ચીકણા અને અત્યંત સુંદર છે. હજી સુધી ભારતવર્ષમા આનાથી પુરાણી

કોઈ પણ હસ્તલિખિત પ્રતિ ક્યાંઈથી પ્રાપ્ત થઈ એવું જાણવામાં આવ્યું નથી મધ્ય એશિયાના યારકંદ શહેરથી દક્ષિણ તરફ ૯૦ માઈલ દૂર કુગિયર સ્થાનથી પ્રાપ્ત કાગળના ચાર ગ્રંથો ઈ. સ.ની ૫મી શતાબ્દીના માનવામાં આવે છે, પરંતુ ભારતમાં આટલી પ્રાચીન કોઈ પ્રતિ મળી નથી.

જૈનાગમો જો કે ૬ઠ્ઠી શતાબ્દીમા લખાયા પરંતુ તેમા આવેલા ઉલ્લેખો પરથી લેખન-પ્રણાલિ ઘણા પ્રાચીન કાળથી ચાલી આવે છે, એમ સિદ્ધ થાય છે 'રાયપસેણીયસૂત્ર'માં સ્વર્ગ લોકનું એક પુસ્તક 'पुत्थगरयण'નુ વર્ણન મળી આવે છે, જેમાં લેખનકળાથી સંબંધિત સાધનોમાંથી પત્ર, કંબિકા, દોરો, ગ્રંથિ, લિપ્યાસન, છંદન, સાકલ અને મષિમનો ઉલ્લેખ છે. આથી આપણને પ્રાચીન પુસ્તકોને લખવાના સાધનોનો સારી રીતે પરિચય મળી જાય છે પ્રાચીન સમયમાં પુસ્તક શાના ઉપર લખવામાં આવતુ એનો સ્પષ્ટ નિર્દેશ તો મળતો નથી પણ 'રાયપસેણીયસૂત્ર'ના પાઠથી અને 'અનુયોગદ્વાર—ચૂર્ણિ,' નિશીથ–ચૂર્ણિના ઉલ્લેખોથી મુખ્યરૂપે તાડપત્ર પર જ પુસ્તક લખાતાં એવી પ્રાચીન પરંપરા પ્રતીત થાય છે.

કાગળનો આવિષ્કાર ભારતવર્ષમા ક્યારથી થયો એ નિશ્ચિતરૂપે કહેવાનુ કોઈ સાધન નથી. અનુમાન કરવામાં આવે છે કે બીજા દેશોથી આ ઉદ્યોગ અનુકરણરૂપે ફાલ્યો–ફૂલ્યો હોય. હજી સુધી કાગળ પર લખવાનો આરંભ ૧૪મી શતાબ્દીથી થયો એમ માનવામાં આવે છે ડૉ વાસુદેવશરણ અગ્રવાલે—"પુસ્તક શબ્દ લગભગ ૫મી શતાબ્દીના મધ્યકાળમાં ઈરાનથી આપણી ભાષામાં આવ્યો પહેલવી ભાષામાં પુસ્તકનો અર્થ ખાલ થાય છે, આથી ઈરાનમાં ચામડા ઉપર ગ્રંથ લખવામાં આવતા—એજ કારણે પુસ્તકનો અર્થ ગ્રંથ થયો." —આવો મત પોતાના "हर्षचरित. एक सांस्कृतिक अध्ययन 'માં વ્યક્ત કર્યો છે. આ અનુમાન બરાબર નહીં હોવા સંબંધમાં મે અન્ય લેખ દ્વારા પ્રકાશ પાડચો છે. એમના આ ગ્રંથમાં તાડપત્રો પર ગ્રંથ લખવાની પ્રથા ૧૨મી શતાબ્દી અને ૧૬મી શતાબ્દી સુધી રહી, પછી ૧૪મી શતાબ્દીની શરૂઆતમાં કાગળનો પ્રયોગ ગ્રંથલેખન માટે ચાલવા લાગ્યો એમ લખ્યું છે. અન્ય વિદ્વાનો પણ, હજી સુધી જૈન જ્ઞાનભંડારોની હસ્તલિખિત પ્રતિઓનો બરાબર પત્તો ન હોવાથી આજ ભાવો વ્યક્ત કરતા જોવાય છે, આથી જ હુ આ લેખમા ૧૪મી શતાબ્દી પહેલાંની કાગળની લખાયેલી પ્રતિઓનો પરિચય કરાવી રહ્યો છુ.

જેમ કે, મેં પહેલાં નિર્દેશ કર્યો છે કે તાડપત્રીય સૌથી પ્રાચીન પ્રતિ ૯મી શતાબ્દીની મળી છે. કેટલાક વિદ્વાનો માને છે કે, ૧૪મી શતાબ્દી સુધી તાડપત્ર પર લખાતું રહ્યું છે; પરંતુ આ માન્યતા બરાબર નથી. ૧૫મી શતાબ્દીના ઉત્તરાર્ધમા સેંકડો પ્રતિઓ તાડપત્ર પર લખાઈ છે, જે જેસલમેર વગેરેના જ્ઞાનભંડારોમા મોટી સંખ્યામા મળી આવે છે. એવી જ રીતે ૧૬મી શતાબ્દીમાં પણ કેટલીક પ્રતિઓ લખાયેલી મળે છે. પરંતુ આ સમયે કાગળનો પ્રચાર બહુ વધી ગયો હતો. તાડપત્રની અપેક્ષાએ કાગળો સસ્તા મૂલ્યમાં સુલભતાથી મળવા લાગ્યા એથી ૧૬મી શતાબ્દીમા થોડીએક પ્રતિઓ તાડપત્ર પર લખાયા પછી આ પ્રથા બંધ જેવી થઈ ગઈ. જો કે એકાદ પ્રતિ ૧૭મી શતાબ્દીમા પણ લખાયેલી પ્રતીત થાય છે. એ જ પ્રકારે આજે પણ તાડપત્ર પર ગ્રંથો લખાવવા ઉદ્યત થવાની જૈન મુનિઓની સૂચના હમણાં હમણાં મળી છે મુનિ શ્રીકેવળવિજયનુ એક કાર્ડ (પત્ર) મારા નામે આવ્યુ છે, જેમાં પાટણમાં તાડપત્ર પર ગ્રંથો લખવાની વ્યવસ્થા કરવામા આવી છે, તેથી તમે લહિયાઓ (પુરાણા લેખની પ્રતિઓ)ને મોકલો—એવી મને સૂચના કરવામાં આવી છે.

જૈન મુનિગણ હસ્તલિખિત પ્રતિઓની સભાળ ખૂબ જતનપૂર્વક કરતા આવ્યા છે. આથી જ આજે બીજા બધા સંપ્રદાયોની અપેક્ષાએ જૈન જ્ઞાન–ભડારોમાં જ પ્રાચીનમાં પ્રાચીન અને અધિકમાં અધિક તેમજ વિશિષ્ટ પ્રતિઓ મળી આવે છે. મુસલમાની સામ્રાજ્યના સમયે તેમણે જ્યારે ચારે તરફ મૂર્તિઓ અને મદિરોને તૂટતાં–ફૂટતાં અને હસ્તલિખિત પ્રતિઓને બળતાં તેમજ નાશ થતાં જોયાં ત્યારે તરત જ તેમણે પોતાના ગ્રંથોને સંરક્ષણ માટે સુરક્ષિત સ્થાનોમાં મોકલી દીધા અને રખાવી મૂક્યા. મૂર્તિઓ પણ ભોંયરામાં મુકાવી દેવામા આવી. એટલા માટે આ સમયનાં મંદિરોમાં ભોંયરાઓનુ નિર્માણ વિશેષરૂપે જોવામાં આવે છે. ગુજરાતમા રાજસ્થાનની અપેક્ષાએ મુસલમાનો દ્વારા અધિક વિનાશ થયો કેમકે રાજસ્થાનમાં તો મુસલમાનો સાથે અહીંના રાજાઓ બરાબર ટક્કર લેતા રહેતા. આથી આ પ્રાંત સૌથી અધિક સુરક્ષિત રહ્યો છે ૧૫મી શતાબ્દીમાં ખરતરગચ્છના આચાર્ય જિનભદ્રસૂરિજીએ સાહિત્યસંરક્ષણ માટે એક બહુ ભારે દીર્ઘદર્શી પગલું ભર્યું હતું. તેઓ જૈન ગ્રથોને એક જ ભંડારમાં રાખવા એ ભયમાં મૂકવા જેવું બનશે એમ સમજ્યા આથી જ પ્રાચીન પ્રતિઓની પ્રતિલિપિઓ કરાવીને જેસલમેર, જાલોર, દેવગિરિ, નાગોર અને પાટણ આદિ જુદાં જુદાં સ્થાનોમા જ્ઞાનભડારો સ્થાપન કર્યા.

જેસલમેર પોતાની પ્રાકૃતિક વિશેષતાઓના કારણે, રાજસ્થાનમાં મુસલમાનોથી વિશેષ આક્રાંત નથી થયુ, આથી જ આ સૌથી વધુ સુરક્ષિત રહ્યું છે. દીર્ઘદર્શી આચાર્ય શ્રી જિનભદ્રસૂરિજીએ પણ સૌથી અધિક પ્રાચીન પ્રતિઓને અહી જ સુરક્ષિત રાખી હતી. અને એક એવા ગુપ્ત અને સુરક્ષિત સ્થાન પર જ્ઞાનભંડાર બનાવરાવ્યો હતો, જેમાં કોઈ પણ પ્રકારે ભય ન હોય. જેઓ જેસલમેર ગયા છે અને જેમણે આ ભંડારોને જોયા છે તેમને અવશ્ય આચાર્યશ્રીની આ વિલક્ષણ સૂઝની સાખ પૂરવી પડશે. બે જૈન મદિરોની વચ્ચે એક ભોંયરામા નાના એવા દરવાજાવાળો આ જ્ઞાનભંડાર છે. અદર એક ઓરડો છે. અને તેની અદર આ જ્ઞાનભંડાર છે. કબાટો અને પટારા—બધાયે પથ્થરના હોવાથી ઊધેઈ આદિ ગ્રંથભક્ષક જંતુઓની પણ ઉત્પત્તિ ત્યાં નથી થઈ શકતી પરિણામે સાડી પાંચસો વર્ષ વીત્યાં તોયે આ ભડાર ઘણોખરો સુરક્ષિત રહી શક્યો છે જો કે વ્યવસ્થાપકોની અસાવધાનીથી સમયે-સમયે આ ભંડારને ઘણી હાનિ પહોંચી છે. સેકડો મહત્ત્વપૂર્ણ પ્રાચીન પ્રતિઓ અહીથી ગૂમ થઈ ગઈ અને તૂટી–ફાટીને નષ્ટ પણ થઈ ગઈ આમ છતાં આખાયે ભારતવર્ષમા તાડપત્ર અને કાગળની સૌથી પ્રાચીન પ્રતિઓ અને અનેક અલભ્ય ગ્રથો અહી જ સુરક્ષિત રહી શક્યા છે

૧૧ વર્ષો પૂર્વે અમે જેસલમેરના જ્ઞાનભરોનું નિરીક્ષણ કર્યું હતુ ત્યાની અમૂલ્ય સાહિત્યસમૃદ્ધિને જોઈને ખૂબ જ આનદ થયો હતો. જેસલમેરમા જ્ઞાનભડારો તો કેટલાયે છે સ્વર્ગીય ચીમનલાલ દલાલે ચાર ભડારોને જ જોયા હતા, આથી અમે ત્યાં જઈને એ ભડારો તેમજ ત્રણ–ચાર બીજા ભંડારો જેને તેઓ જોઈ શક્યા નહોતા, તે પણ જોયા. તેમાથી બે ભંડારો તો વર્ષોથી બધ પડેલા હતા. એકની આગળ તો ભીંત જ ચણી લેવામાં આવી હતી—તેને પણ ખૂબ પ્રયત્ન પછી અમે ખોલાવીને જોયો. મોટા જ્ઞાનભડારની કેટલીક પ્રતિઓને રદ્દીમા નષ્ટ થતી જોઈને અમને ખૂબ જ દુઃખ થયું. અનેક તાડપત્રીય પ્રતિઓના તો ચૂરેચૂરા થઈ ગયા હતા નાના નાનાં સેંકડો તૂટેલાં પત્રો—વિવિધ શતાબ્દીઓમાં લખાયેલાં અને કેટલાયે પ્રકારની લિપિઓના ઉદાહરણરૂપ આ રદ્દીમાં પડ્યા હતાં, એ જ રીતે કાગળની કેટલીક પ્રાચીન પ્રતિઓ

એજ રદ્દીના ટોપલામાં બહારના ભંડારમાં રાખેલી જોઈને અમને ખૂબ જ દુઃખ અને આશ્ચર્ય થયું. આ જ રદ્દીમાંથી અમને બે મહત્ત્વપૂર્ણ ગ્રંથો પ્રાપ્ત થયા અને એક કાગળની લખેલી પ્રતિનું અંતિમ પત્ર, જે હજી સુધી ભારતભરમાં મળી આવેલી કાગળની પ્રતિઓમાંથી સૌથી પ્રાચીન પ્રતિનો અવશેષ હતો તે જોઈને અમે તેની લેખન–પ્રશસ્તિની પ્રતિલિપિ અમારી નોંધ-પોથીમાં કરી લીધી અને તે પત્ર ત્યાં જ ભંડારના વ્યવસ્થાપકોને સંભાળીને રાખવા માટે સૂચના દઈ આપી દીધું. અમે પાછા આવ્યા તે પછી પુરાતત્ત્વાચાર્ય મુનિ જિનવિજયજી જેસલમેર ગયા અને પાંચ–છ મહિના સુધી પોતાની મંડળી સાથે જામીને કામ કર્યું તેમણે કેટલાક મહત્ત્વપૂર્ણ ગ્રંથોની નકલો કરાવી, કેટલાકના ફોટા લેવરાવ્યા અને કેટલીક સામગ્રી પોતાની સાથે લઈને ગયા સાથે લાવેલી સામગ્રીમાં અમારું જોવાયેલું એ જ કાગળનું પ્રાચીન પત્ર પણ છે. તેનો ફોટો મુનિજીએ પોતાના સંપાદિત 'ભારતીય વિદ્યા'ના ત્રીજા ભાગમાં પોતાના જેસલમેરના વિશેષ વિવરણ સાથે પ્રકાશિત કર્યું છે અને આ પત્રનો પરિચય આપતાં પૃષ્ઠ ૨૪૨માં નિમ્ન પ્રકારે વિવરણ આપ્યું છે:—

"૧૦ ચિત્રાંક (૬) ઉપર એક અત્યંત જીર્ણશીર્ણ પાનાનું ચિત્ર છે. પાનું કાગળનું છે, તાડનું નહિ. જેસલમેરના ભંડારમાં રદ્દી પાના ભેગું નાખી રાખેલું આ પાનું મળ્યું હતું, એની વિશેષતા એ છે કે એ પાનાવાળું પુસ્તક ઉક્ત જિનદત્તસૂરિના ખાસ પટ્ટધર શિષ્ય જિન-ચંદ્રસૂરિએ પોતે લખાવેલું હતું. આનંદવર્ધનાચાર્ય કૃત 'ધ્વન્યાલોક લોચન' નામના પુસ્તકનું એ અંતિમ પત્ર છે. પાનાની નીચેની કોરે ખરી ગયેલી હોવાથી અંતનો પુષ્પિકાલેખ અખંડ નથી રહ્યો, અને તેથી એમાં લખ્યાની સાલ વગેરેની જે નોંધ તે નષ્ટ થઈ ગઈ છે. પરંતુ એમાં જિનદત્તસૂરિ અને તેમના શિષ્ય જિનચંદ્રનું નામ સ્પષ્ટ વાંચી શકાય છે. છેલ્લી પંક્તિઓ—'जिनचन्द्रनाम्नामलेखि' એ વાક્ય સ્પષ્ટ દેખાય છે. એટલે એ પુસ્તક તેમનું લખાવેલું હતું, એ સ્પષ્ટ થાય છે. શ્રીજિનચંદ્રસૂરિ વિ. સં. ૧૨૨૩માં, ૨૦ વર્ષ જેટલી અલ્પ ઉમ્રમાં જ સ્વર્ગવાસી થઈ ગયા હતા, તેથી તેમણે એ પુસ્તક સં. ૧૨૧૩ અને ૧૨૨૩ વચ્ચે ક્યારેક લખાવ્યું હશે, એમ માની શકાય. આ પુસ્તક કાગળ ઉપર લખેલું હતું. કાગળનું આટલું જૂનું લખેલું બીજું પુસ્તક હજી મારી જાણમાં નથી આવ્યું તેથી હું કાગળના એક જૂનામાં જૂના પુસ્તકના નમૂના તરીકે ગણવા લલચાઉં છું.

(१)........ ...पूर्ण चेदं काव्यालोकलोचनं ....... . .......

(२)........ ..लब्धप्रसिद्धेः श्रीमदाचार्याभिनवगुप्तस्य ॥ छ ॥ समाप्तं चेदं लोचन-ग्रन्थः ॥ ....... . .

(३) ... घ सु. रवौ ॥ श्रीमज्जिनवल्लभसूरिशिष्य श्रीमज्जिनदत्तसूरि प्रवर-विधिधर्म्मसर.. ......

(४) ........... ...प्रतिवादिकरटिकर ८ विकटदया....... ... चरणेन्दीवरमधुकरो विज्ञातसकलशास्त्रार्थ ... ...

(५) .. ... ...जिनचन्द्रनाम्नामलेखि ... . .... ...॥

જેસલમેરના આ ભંડારમાં ૧૩મી શતાબ્દીમાં કાગળ પર લખેલી પૂરી પ્રતિઓ સાત

અને આઠ અપૂર્ણ પ્રતિઓ પ્રાપ્ત થઈ છે,-જેમાંથી એક પ્રતિમા લેખન સંવત્ આપેલો નથી. પરંતુ મારા અભિપ્રાયમાં સૌથી પ્રાચીન કાગળની પ્રતિ તે જ હોવી જોઈએ. એની લિપિ અને કાગળને જોતાં મને તે સ. ૧૨૦૦ થી ૧૨૫૦ની વચ્ચેની જ નિશ્ચિતરૂપે લાગે છે, તે પ્રતિ છે—"જંબૂ રચિત– મણિપતિ ચરિત્ર"ની, જે સ ૧૦૦૫માં રચવામાં આવ્યું છે. આ પ્રતિની પત્રસંખ્યા ૧૦૭ છે. આનો ફોટો મે લીધો નથી, અને લેખનપ્રશસ્તિ પણ આમાં નથી. વળી એ પ્રતિ પાસે ન હોવાથી, વિશેષ વિવરણ આપી શકાયુ નથી.

મુનિ શ્રીપુણ્યવિજયજીના અવલોકનમાં (શ્રીજિનવિજયજીએ પરિચય કરાવેલા) 'ધ્વન્યાલોકલોચન'નુ ઉપર્યુક્ત પત્ર આવ્યું નથી, આથી જ તેમણે અખિલ ભારતીય પ્રાચ્ય વિદ્યા-પરિષદ્—અમદાવાદના અધિવેશનની સાહિત્ય પ્રદર્શનીના ભાષણમાં, લાવવામાં આવેલી ખંભાત સ્થિત જૈન શાળાના ભંડારની સ ૧૩૨૫ (૧૨૩૨?) ની લખાયેલી જિનેશ્વરસૂરિના 'કથાકોશ'ની પ્રતિને "જૈન ભંડારમાંથી મળી આવતી કાગળની પોથીઓમાં સૌથી પુરાણી" બતાવી છે. "૮૦૦ વર્ષ પછી આજે પણ તેના કાગળની સ્થિતિ સારી છે."—એમ એમના સાહિત્ય પ્રદર્શની ઉપલક્ષમાં આપેલા પ્રવચનમાં સૂચિત કર્યું છે.

૧૩મી શતાબ્દીની જે ૮–૧૦ પ્રતિઓ મારા અવલોકનમાં આવેલી છે, તેના કાગળ બે પ્રકારના છે. 'ધ્વન્યાલોકલોચન તું' જે અતિમ પત્ર મળ્યુ છે તેનો કાગળ પાતળો છે અને બીજી પ્રતિઓનો કાગળ તેનાથી જાડો છે. આકારની દૃષ્ટિએ પણ ૧૩મી સદીની કાગળની પ્રતિઓ ત્રણ ભાગમાં વિભક્ત બને છે.

સંવત્ ૧૨૪૬ના 'ષડશીતિ' આદિની પ્રાચીન પ્રતિનો આકાર પણ ખાસો નાનો છે. લંબાઈ અને પહોળાઈ બંનેની ઓછી છે. જ્યારે 'ન્યાયવાર્તિક' અને 'સનત્કુમાર ચરિતં' મહાકાવ્યની પ્રતિઓ લબાઈ અને પહોળાઈમાં દોઢી મોટી છે. 'ધ્વન્યાલોકલોચન'નું મળી આવેલું પત્ર તો આ બધાથી નિરાળું છે. એની પહોળાઈને જોતાં કંઈક તૂટેલું હોવા છતાં પણ તે પ્રરવર્તી કાગળની પ્રતિઓનુ સૌથી પ્રાચીન પત્ર માલૂમ પડે છે.

જેવો કે, અગાઉ નિર્દેશ કરવામા આવ્યો છે જે ૧૩મી શતાબ્દીની કાગળની પ્રતિઓ-માંથી ૮ તો જેસલમેર ભંડારમા જ છે અન્યત્રના ભંડારમાં કેવળ ખંભાતના જૈન શાસ્ત્રના ભંડારમાં એક પ્રતિ મળી આવી છે. બીજા કોઈ ભંડારમાં હજી સુધી આ કાવ્યની લખેલી કોઈ પ્રતિ મળી નથી 'ધ્વન્યાલોકલોચન'ની પછી સવતના ઉલ્લેખવાળી પ્રતિઓમાં ખંભાતની પ્રતિનું જ સ્થાન આવે છે આથી એ પ્રતિની લેખનપુષ્પિકા અને તે પછી જેસલમેરની બીજી પ્રતિઓની પુષ્પિકાઓ આપવામા આવે છે.

૧. कथाकोश—શ્રીજિનેશ્વરસૂરિ-લેખનપુષ્પિકા—

"१२३२ आ[षा]ढ सुदि २ आदित्यदिने अद्येह श्रीपुरीस्थितायां। श्रीमद्वाचनाचार्य-गुणचन्द्रगणि सन्निकर्मक्षय।"

હવે જેસલમેરની પ્રતિઓનો પરિચય આપવામાં આવે છે:—

२. (अ) "सूक्ष्मार्थविचारसारटिप्पनम्। (आ) षडशीतिविचारसार-टिप्पन।"

મૂ. શ્રીજિનવલ્લભસૂરિ, ટિપ્પન–એમના શિષ્ય રામદેવ રચિત—આ પ્રતિ ૧૦૫ પત્રની છે.

(इ) "सवत् १२४६ माघ वदि १० सोमे" (ભિન્ન અક્ષરોમાં)—"पशश्चद्रगणे।"

૩. આચારાગ, સૂયગડાંગ, દશવૈકાલિક અને ઉત્તરાધ્યયનની નિર્યુક્તિઓ—પત્ર ૭૫; આ પ્રતિ સં ૧૨૦૭મા પ્રહ્લાદનપુર અને વીજાપુરમાં ખર૦ પૂર્ણભદ્રસૂરિએ લખી છે પુષ્પિકાલેખ આ પ્રકારે છે (अ) ઉત્તરાધ્યયન નિજ્જુતિની અતે (પત્રાંક ૪૭મામા—)

"अश्वैस्वैरद्युमॆणिसम्मितविक्रमाब्दे। ज्येष्ठस्य च दर्शदिवसे शुभलग्ने ग्रहणे च भान्ते। बीजापुरे जिनपतेर्यतिपस्य शिष्यो निर्युक्तिमालिखदिमां मुनिपूर्णभद्रः॥"

(आ) આચારાંગ નિર્યુક્તિની અતે (પત્રાક ૯૪માં)—

"मुँनिभ्रमॆरविसंख्ये विक्रमादित्यवत्सरे।<br>
अश्वयुक्-प्रथमाक्षस्याष्टमी दिवसे रवौ॥१॥<br>
प्रह्लादनपुरस्थेन पूर्णभद्रेण साधुना।<br>
निर्युक्तिप्रथमांगस्यालेखि कर्मविमुक्तये॥२॥"

૪. સનત્‌કુમાર મહાકાવ્ય (જિનપાલ રચિત)નો પુષ્પિકાલેખ—

"संवत् १२७८ वैशाख वदि ५ लिखित।"

કેટલાંક સ્તોત્ર–પત્રો પણ આ સમયે લખાયેલા એ પ્રતિની સાથે છે. સંભવત. આ ગ્રથકારનાં પોતાનાં લખેલાં છે

૫. ન્યાયવાર્તિક (ભારદ્વાજ રચિતુ, પત્ર ૧૫૭) પુષ્પિકા આ પ્રકારે છે.—

"संवत् १२७९ वर्षे फागुण शुदि ९ बुधे प्रह्लादनपुरस्थितेन ठ० विल्हणेन न्यायवार्तिकपुस्तकं समाप्तमिदं। श्रीमज्जिनपतिसूरिशिष्यश्रीजिनेश्वरसूरीणां।। ७ ।। उपदेशेन।।"

૬. ન્યાયવાર્તિક તાત્પર્ય ટીકા (વાચસ્પતિમિશ્ર રચિત, પત્ર ૫ થી ૨૮૦)

"सं० १२ [७९] भाद्रवदि १३ लिखितं॥"

ન્યાયવાર્તિકની બીજી ટીકાઓની પણ પ્રતિઓ ઉપર્યુક્ત બને પ્રતિઓની સાથે એ જ વ્યક્તિદ્વારા લખેલી છે પરતુ અપૂર્ણ (૧ પ્રતિ પત્ર ૨૮૧ થી ૩૫૦) હોવાથી તેનો પુષ્પિકા લેખ મળ્યો નથી.

૭. લક્ષ્મીચંદ્રની સૂચી અનુસાર પ્રતિ સ૦ ૫૧૩ સબધોદ્યોત પત્ર ૨૫ મા સ૦ ૧૨૮૬ જિનેશ્વરસૂરિ શિષ્યના ઉલ્લેખવાળી પ્રશસ્તિ હતી પરતુ આ પ્રતિ હજી સુધી મારા અવલોકનમા આવી નથી.

૮. મુનિપતિચરિત્રની પ્રતિ—જેમા સવતનો ઉલ્લેખ નથી, તે મારા અભિપ્રાયથી સૌથી પુરાણી પ્રતિ છે

ઉપર્યુક્ત બધી પ્રતિઓ શ્વે૦ સપ્રદાયના ખરતરગચ્છના વિદ્વાનોએ લખેલી અથવા લખાવેલી છે ૧૩મી શતાબ્દીમા આ ગચ્છમા અનેક વિદ્વાનો થઈ ગયા છે અને તેમની પરંપરા એક વિદ્વાન પરંપરાની રૂપે આજે પણ વિદ્યમાન છે જેસલમેરનો ભડાર તો આ જ ગચ્છનો છે. પરતુ ખંભાતવાળી પ્રતિઓ પણ ગચ્છના પ્રવર્તક આચાર્ય જિનેશ્વરસૂરિ રચિત

છે. ખંભાતમાં પણ ખરતરગચ્છના સાધુઓનો વિહાર વિશેષ ન હોવાથી સંભવતઃ અત્યારે તે તપાગચ્છની દેખરેખમાં ચાલ્યો ગયો છે. પરંતુ 'કથાકોશ'ની પૂર્તિ પૂર્વકાલીન ઉક્ત ખરતરગચ્છના ભંડારની જ છે એ નિશ્ચિત છે.

આ પ્રતિઓનુ વિવિધ દૃષ્ટિએ ભારે મહત્ત્વ છે. કેટલીયે પ્રતિઓ તો ગ્રંથરચના કાળની સમકાલીન અથવા ઘણા થોડા સમયની અંદર લખાયેલી છે. 'સનત્કુમાર મહાકાવ્ય'ની પ્રતિ તો યથાસંભવ પ્રથમાદર્શ રૂપે છે. ગ્રંથ રચાયા પછી પહેલી પ્રતિ શુદ્ધરૂપે તૈયાર કરવામાં આવતી તેને 'પ્રથમાદર્શ' કહે છે.

'ષડશીતિ ટિપ્પણ' અને 'સૂક્ષ્માર્થ વિચારસાર'ના ટિપ્પણકાર રામદેવનો સમય સં. ૧૧૭૦ થી ૧૨૦૦ ની વચ્ચેનો છે. અને તેની પ્રતિ સંવત્ ૧૨૫૬ ની છે અર્થાત્ ટિપ્પણ રચાયા પછી ૫૦ વર્ષ પછીની લખાયેલી છે.

'ન્યાયવાર્તિક'ની ટીકા સં૰ ૧૨૭૯ ની છે. આ ટીકા અન્યત્ર અપ્રાપ્ય હોવાથી મહત્ત્વપૂર્ણ છે. અને તેની આટલી પ્રાચીન પ્રતિ બીજે ક્યાંઈથી પ્રાપ્ત છે જ નહીં. આ દૃષ્ટિએ પણ આ પ્રતિઓનુ મહત્ત્વ ખૂબ વધી જાય છે. આ પ્રતિ કંઈક ઊધેઈની શિકાર બનેલી હતી અને જીર્ણ થઈ ગઈ હતી. આથી મુનિ શ્રીપુણ્યવિજયજીએ આની ખૂબ સુંદર રીતે જિલ્દ બંધાવી દીધી છે; જેથી હવે પાંચસો-સાતસો વર્ષનુ એનુ આયુષ્ય વધી ગયુ છે.

સંવત્ ૧૨૭૭ માં પ્રહ્લાદનપુર અને વીજાપુરમાં લખાયેલ આચારાંગ, ઉત્તરાધ્યયન, વગેરેની નિર્યુક્તિઓની પ્રતિના લેખક વિદ્દ્વર શ્રીપૂર્ણભદ્ર છે; જે ખરતરગચ્છના આચાર્ય અને શ્રી જિનપતિસૂરિના શિષ્ય હતા. તેઓ ઘણા સારા વિદ્વાન અને સુકવિ હતા. તેમણે રચેલાં—'દશશ્રાવક ચરિત' (પ્રાકૃત સં૰ ૧૨૭૫), 'અતિમુક્ત ચરિત્ર' (સં૰ ૧૨૯૨ પાલણપુર) 'ધન્નાશાલિભદ્ર ચરિત્ર કાવ્ય' (સં૰ ૧૨૮૫ જેસલમેર) 'કૃતપુણ્ય ચરિત્ર' (સં૰ ૧૩૦૫) અને કેટલાંક સ્તોત્રો મળે છે

આ પ્રતિઓમાં જેવા પ્રકારના કાગળનો ઉપયોગ થયો છે તે ખૂબ ટકાઉ છે. લગભગ ૮૦૦ વર્ષો થઈ ગયાં છતાં પણ આ કાગળ ખૂબ સારી સ્થિતિમાં છે જો અત્યારે પણ સારી રીતે રાખવામાં આવે તો આ પ્રતિઓ ચારસો-પાંચસો વર્ષ સુધી ખૂબ સારી રીતે ટકી શકે એમ છે. આ રીતે આપણે જોઈએ તો કાગળ પણ સારા પ્રકારે બનાવવામા આવે તો ૧૦૦૦-૧૫૦૦ વર્ષ સુધી ટકી શકે છે. કહેવા માટે તો આજનો યુગ વિજ્ઞાન યુગ છે, નિત્ય નવા આવિષ્કારો અને અન્વેષણો થઈ રહ્યાં છે. પરંતુ આજનો સારામાં સારી રીતે બનેલો કાગળ પણ આટલો ટકાઉ માલૂમ નથી પડતો. આથી અમારી વૈજ્ઞાનિક પ્રગતિને ચેતવણી મળે છે. પ્રાચીન કાળમા વસ્તુઓનું ટકાઉપણું અધિકમા અધિક હોય તો તેનુ વધુ ધ્યાન રાખીને તેના નિર્માણમાં ખૂબ શ્રમ કરવો પડતો. કાગળની માફક શાહીને પણ જોઈએ તો ૧૦૦૦-૧૨૦૦ વર્ષ પહેલાંની પ્રતિઓની શાહી આજે પણ ચમકી રહી છે. પરંતુ વર્તમાન સમયની શાહી મૂળ રૂપમાં ક્યા સુધી ટકી શકે એ પ્રશ્ન છે.

આ પ્રાચીન પ્રતિઓ અમારો અમૂલ્ય નિધિ છે. એની સુરક્ષા અધિકાધિક કરવી જોઈએ આની ફોટો લીધેલી પ્રતિઓનું અનેક સ્થાનોમાં પ્રદર્શન કરવું વાંછનીય છે.



## રાજસ્થાનનાં કેટલાંક જૈન મંદિરો

# ૩. પાવઠા

લેખક : પૂજ્ય મુનિરાજ શ્રીવિશાલવિજયજી

**રાજસ્થાનમાં** આવેલા તખતગઢથી પાવઠા ૬ માઈલ દૂર છે. સ ૧૯૩૯માં અહી જૈન શ્રાવકોનાં ૫૦ થી ૬૦ ઘરો વિદ્યમાન હતાં છતાં આ ગામમાં દેરાસર નહોતુ. શા કારણે નહિ હોય એ જાણવામાં આવ્યુ નથી. સં ૧૯૩૯ પહેલાં અહીના જૈનોને થયુ કે દેરાસર તો બનાવવું જોઈએ. એ વિચારથી દેરાસરનું ખાતમુહૂર્ત કરીને દેરાસરની રાંગ ભરાવી દેવામાં આવી, અને મૂર્તિ લાવવાનો વિચાર કરતા હતા ત્યાં જ ધર્મશાળામાં પ્રવેશ કરતાં ડાબી બાજુના પાછલા ભાગના ખૂણામાંથી અને અત્યારના દેરાસરમા પ્રવેશ કરતાં ડાબી બાજુએ પાછલા ભાગના ખૂણાની કોટની રાંગ ખોદતા આઠ પ્રતિમાઓ નીકળી આવી તેમાં મૂળનાયક; મણિભદ્ર, અંબિકાદેવી, ક્ષેત્રપાલ અને બે ઈંદ્રો તથા પરિકરનો ઉપરનો ભાગ—આટલી વસ્તુઓ સં. ૧૯૩૯ના ભાદરવા વદિ ૧૦ના દિવસે મળી હતી. મળી આવેલી મૂર્તિઓ ઉપરથી સ્પષ્ટ થાય છે કે અગાઉ અહી જિનમંદિર હોવુ જોઈએ, જે મુસ્લિમ કાળમાં ખંડિત થતાં આ મૂર્તિઓને ભંડારી દેવામાં આવી હશે, ભંડારી દીધેલી મૂર્તિઓ અખંડિત રહી ગઈ અને બાકીની મૂર્તિઓ ખંડિત થઈ ગઈ હશે. ખંડિત કાઉસગ્ગિયાના ટુકડાઓ પણ એ જમીનમાથી નીકળી આવ્યા હતા, જેને ત્યાં જ પાછા ભંડારી દેવામાં આવ્યા હતા

વળી અહી એક ઘાંચીની ઘાણી ખોદતા આચાર્ય મહારાજની પ્રતિમા નીકળી હતી. તે એ વખતે મહાદેવના મંદિરમા મૂકવામાં આવી હતી આચાર્ય શ્રી વિજયરાજેન્દ્રસૂરિ જ્યારે અહી આવ્યા ત્યારે તેમણે એ મૂર્તિને જોઈને જણાવ્યુ કે આ મૂર્તિ તો જૈનાચાર્યની છે. ત્યારે સ. ૧૯૫૨ માં તે મૂર્તિને મહાદેવજીના મંદિરમાંથી લાવીને દેરાસર તૈયાર થઈ રહ્યુ હતુ ત્યારે ધર્મ-શાળામાં એક ઓરડી બનાવી શ્રીજિનેશ્વર ભગવાનની અને આચાર્ય મહારાજની મૂર્તિ તેમાં સ્થાપન કરાવી હતી. જો કે આજે ધર્મશાળામાં બનાવેલી એ ઓરડી કાઢી નાખવામા આવી છે પરંતુ એ ઓરડીના દરવાજા માથે જે મંગળમૂર્તિવાળો પથ્થર હતો તે બીજી ઓરડી ઉપર લગાડવામાં આવેલો છે

એ પ્રાચીન દેરાસરના થાભલાઓ અને કુંભી વગેરે જે નીકળી આવ્યુ હતું તે હજીયે અહીં

પડેલું છે. આ બધી સામગ્રી જોતાં જૂનું મંદિર મોટું અને વિશાળ હોવું જોઈએ એવુ અનુમાન થાય છે.

નવું દેરાસર મૂળ ગભારો, ગૂટમંડપ, ૭ ચોકીઓ, સભામંડપ, શૃંગારચોકી, ભમતી, શિખર અને કોટ સહિત બનાવવામાં આવ્યું. સં. ૧૯૭૦ ના જેઠ સુદી ૩ ના રોજ ધનારીવાળા શ્રી પૂજ્ય મહેન્દ્રસૂરિ હસ્તક એની પ્રતિષ્ઠા કરવામાં આવી. તે વખતે શા ભભૂતમલજી ભગુજીએ ધ્વજા, શા. સુરતીંગ ધનજીએ દંડ અને શા. ચીમનાજી ભગાજીએ કળશ ચડાવ્યા હતા.

મૂળનાયકજીને, શા ચંપકલાલના દાદા ખુમાજી દાહાજીએ પધરાવ્યા હતા. આ મૂળનાયક શ્રી આદીશ્વર ભગવાનની મનોહર પ્રતિમા ૨ા ફૂટ ઊંચી છે.

મૂળનાયકજીની ડાબી બાજુએ શ્રી નેમિનાથ ભગવાનની મૂર્તિ શા. હજારીમલ અચલાજીએ પધરાવી હતી. એ સિવાયની બીજી બધી મૂર્તિઓ બહારગામવાળા શ્રેષ્ઠીઓએ પધરાવી હતી.

મૂળગભારામાં આરસની પાચ મૂર્તિઓ પ્રતિષ્ઠિત છે. મૂળગભારા બહાર આપણી ડાબી બાજુના ગોખલામાં શ્રીમણિભદ્ર યક્ષની મૂર્તિ છે, જ્યારે જમણી તરફના ગોખલામા અંબિકા દેવીની મૂર્તિ છે. દેવીમૂર્તિના એક હાથમાં કેરીની લુબ છે. એક બાળક તેમના ખોળામા અને બીજું પડખે ઊભેલું બતાવ્યુ છે.

ગૂઢમંડપમા સફેદ આરસની ૨ મૂર્તિઓ છે. ત્રીજી એક શ્યામવર્ણી મૂર્તિ શ્રી નેમનાથ ભગવાનની હોય એમ લાગે છે. તેમની પડખે બે ઇંદ્રો બતાવ્યા છે. પરિકર પણ છે, જેમાં બે શ્વેતવર્ણી ઇંદ્રો છે. આથી લાગે છે કે આ પરિકર બીજી કોઈ મૂર્તિનું અહીં લગાડેલું છે.

ડાબી બાજુએ આચાર્ય ભગવાનની મૂર્તિ છે. 'યતીન્દ્રવિહાર દિગ્દર્શન' માં લખ્યું છે કે—મુનિસુવ્રતસ્વામીની મૂર્તિ નીચે "सवत १३ श्री.. ..... ६० वर्षे" એવો લેખ છે. પરંતુ એ લેખ મુનિસુવ્રતસ્વામીની મૂર્તિ ઉપર નહિ પણ આચાર્યની મૂર્તિ નીચે આ પ્રકારે છે:

"संवत् १२ श्री.... .६० वर्षे आषाढ सुदि ९ सोमे श्रीवडगच्छे नन्नसूरिगच्छनाय... ....... .."

આ મૂર્તિ ૧ા ફૂટ ઊંચી છે મૂર્તિની ગરદન પાછળ ઓઘો છે અને એક હાથમાં એક ફૂટ પહોળી નોકારવાળી તેમજ બીજા હાથમા મુહપત્તિ છે શરીરે કપડાની નિશાની છે

મંદિરમાં પ્રવેશ કરતા આપણી જમણી બાજુની ભીતના ગોખલામા અધિષ્ઠાયક દેવની મૂર્તિ છે.

અહીં વીશા પોરવાડ શ્રાવકોનાં ૪૪ ઘરો વિદ્યમાન છે બારેક મહિનાથી આમાં ત્રણ તડ–પક્ષો પડયા છે એક તડમા ૧૦, બીજા તડમા ૩૩ અને ત્રીજા તડમાં એક માત્ર ઘર છે.

અહીં પાંચ ધર્મશાળા કે ઉપાશ્રયો છે.



# કર્મમીમાંસા

( લેખાંક—૭મો )

લેખક—માસ્તર ખુબચંદ કેસવલાલ—સીરોહી

( અંક ૫ થી ચાલુ )

**આગળ કહેવાઈ** ગયુ કે કર્મનો ઉદય થવાનો સમય ન થયો હોય એટલે કે નિયત અબાધાકાળની પૂર્ણતા થયા પહેલાં કર્મ ઉદયમાં આવ્યુ હોય તેને ઉદીરણા કહેવાય ઉદીરણા થવી એટલે કાચી મુદતે હુંડી પકવવા જેવી દશા છે, યા તો ધીમે ધીમે પાંચ વરસે દસ લાખ ભરપાઈ કરવાના બદલે એકીસાથે દશ લાખ ભરપાઈ કરવા જેવી દશા છે. શક્તિશાલીને એટલે કે એકીસાથે દેવું ચૂકવી શકનાર માટે મુદત પાકયા પહેલા પણ દેવું ચૂકવી દેવુ એ સારી દશામા દેવામાંથી મુક્ત થવા જેવુ છે એ રીતે વેદવાની તાકાતવાળાને ઉદીરણા એ વહેલી તકે કર્મમુક્ત થવાની તક (ચાન્સ) પ્રાપ્ત કરવા જેવું છે.

સહન કરવાની તાકાત વિનાનાને ઉદીરણા તો ઊલટી બમણા બધાવનારી બને છે ઉદીરણા સ્વવડે યા તો પરવડે એમ બન્ને પ્રકારે થાય છે સ્વવડે થતી ઉદીરણા જાણી જોઈને યા અજાણપણે એમ બે પ્રકારે થાય છે. વેદવાની તાકાતવાળા સમ્યગ્ દ્રષ્ટિ આત્મા કર્મના દેવામાંથી વહેલા મુક્ત થવા માટે જાણી જોઈને ઉદીરણા કરે છે અને ઉદીરણાવડે ઉદયમાં લાવેલાં કર્મોને સમતાભાવે ભોગવી તેની નિર્જરા કરે છે. એ રીતે સહન કરવાની તાકાત વિનાનાને અણઈચ્છાએ પણ ઉદીરણા ઉપસ્થિત થાય છે. અને એવા સમયે આર્ત્ત–રૌદ્ર ધ્યાન થવા વડે તે નવાં અશુભ કર્મો ઉપાર્જન કરે છે એવી ઉદીરણા કેટલીક વખત બીજા વડે પણ પ્રાપ્ત થાય છે એ રીતે વહેલી મુદતે ભોગવાતાં અન્ય કર્મની જેમ ઉદીરણા કહેવાય તેમ વહેલી મુદતે આયુષ્ય ભોગવાઈ જવાને ઉપક્રમ કહેવાય છે કર્મનો ઉપક્રમ–ઉદીરણા ન માનીએ તો "આ સુખ દેનારો અને દુઃખ દેનારો છે એવું રહે જ નહિ અને હિંસા જેવી ચીજ ઊડી જાય. કર્મના કારણોથી ફેરફાર ન થતો હોય તો દુઃખ દેનારને દુઃખ દેનારો કહેવાય જ નહિ અને તેમાથી બચાવનારને દુઃખથી બચાવનારો પણ કહેવાય નહિ રક્ષણ કરનારને કહીએ છીએ કે તારું ભલુ થજો કે તે મને વિપત્તિમાથી બચાવ્યો આ બધુ ક્યારે કહેવાય કે ઉદીરણા માનીએ તો. ઘડિયાળને ચાવી ચોવીસ કલાકની હોય ઠેસ ખસેડીએ તો જે ક્રમે ક્રમે ઊતરવાની હતી તે આખી ચાવી અર્ધી પળ( સેકંડ )મા ઊતરી જાય છે. એ રીતે જે કર્મ ક્રમે ક્રમે ભોગવવાનુ હતુ તેનો પ્રયત્ન થયો તેથી જલદીથી ભોગવાઈ ગયુ વિપત્તિ કરનારે કર્મને જલદી ભોગવવાનુ કર્યું વળી કોઈએ ઠેસ ખસેડતા રોકી તો ઘડિયાળ ચાલુ રહી એ રીતે વિપત્તિને રોકનાર અંગે સમજવુ. ઉદીરણા યા ઉપક્રમ થવાના હેતુ જોડાતા હોય તેને ખસેડી નાખે તે બચાવનારા કહેવાય અને હેતુ ઉપસ્થિત કરનારા તે દુઃખ દેવાવાળા કહેવાય. આ બધુ ઉદીરણા માનીએ તો જ કહેવાય

સહન ન કરવાની તાકાત વિનાનાને ઉદીરણા સમયે રક્ષણ કરવાનો હેતુ જોડનાર જોઈએ.

સહન કરવાની તાકાતવાળાને જરૂર નથી. ઇંદ્રે ભગવાન મહાવીરને આપત્તિમાં રક્ષણ કરવા માટે સાથે રહેવા વિનંતી કરી. પ્રભુએ કહ્યું કે તીર્થંકરો કોઈની મદદ લેતા નથી કેમકે વહેલું આવે યા તો સમય પરિપક્વ થયે ઉદયમાં આવે તો પણ વેદવાની તાકાત હતી. ઉદયમાં આવેલું કર્મ ઉદીરણા થઈને ઉદયમાં આવ્યું કે અબાધા કાળ પૂર્ણ થયે ઉદયમાં આવ્યું છે તે તો જ્ઞાનીઓ જ કહી શકે. ઉદય આવવાની મુદ્દત કાચી હોય તો કદાચ બચાવ કરાવનારનો ઉપાય ચાલે, અબાધાકાળ પૂર્ણ થયે ઉદયમાં આવ્યું હોય તો તો તેનાથી કોઈ બચાવ ન કરી શકે. મુદ્દત થયા પહેલાં ઉઘરાણીએ-આવનારને તો લોકો કહે કે અત્યારે એની તાકાત નથી અને એને બિચારાને હેરાન કરે છે એમ કહી ઉઘરાણી કરવા આવનારને પાછો કાઢે. પણ મુદ્દત પૂરી થયે ઉઘરાણીએ આવનારને પાછો ન ઠેલાય. પછી તો લેણદાર મિલકત ઉપર ટાંચ લગાવરાવીને પણ વસૂલ કરે જ

જિનેશ્વર દેવના શાસનને જાણનાર—સમજનારના આત્મામા પણ અન્ય જીવના સંરક્ષણની ભાવના રહેલી છે. કર્મ ઉદયમાં આવેલું છે તે તો તેને ભોગવવું જ પડશે, આપણા પ્રયત્નથી તેનું સંરક્ષણ થવાનું જ નથી, આવી એકાંત સમજણ હોય તો તો સંરક્ષણનો પ્રયત્ન નિષ્ફળ જ માને અને પ્રયત્ન કરે જ નહિ પણ દયાળુ આત્મા સંરક્ષણનો પ્રયત્ન કરે જ. ઉદીરણા થઈને ઉદયમાં આવ્યું હોય તો તેના સંરક્ષણનો પ્રયત્ન કદાચ સફળ પણ થઈ જાય. અને અબાધા કાળ પૂર્ણ થયે ઉદય આવ્યું હોય તો પ્રયત્નની નિષ્ફળતામાં ભવિતવ્યતાને માને. માટે ઉદીરણા માનશો તો જ ઉદ્યમની સાર્થકતા રહેશે. ઉદીરણા નહી મનાય તો ઉદ્યમની પણ જરૂરિયાત ઊડી જશે.

ઇચ્છાએ યા અણઇચ્છાએ, સ્વવડે યા પરવડે થતી ઉદીરણા સમયે સમ્યગ્દષ્ટિ આત્માઓ તો એમ જ વિચારે કે સહન કરવાની તાકાત નથી છતાં ફળ દેનાર કર્મોવડે હવે મૂંઝાવું નકામુ છે. સત્તામાં હતાં તો ભોગવવાનું બન્યું. આજે સહન કરવાની તાકાત નથી પણ કદાચ આથીયે વધુ કમતાકાતના સંયોગો ઉદય આવ્યા તો આથી પણ વધુ ખરાબ દશા થશે માટે હવે તો ઉદીરણા થવાના હેતુને ખસેડવાના પ્રયત્નો કરવા જ નથી. કદાચ અત્યારે તેવા હેતુને ખસેડાશે અને પુનઃ જ્યાં સુધી કર્મ સત્તામાં હશે ત્યાં સુધી તેવા હેતુઓ ઉપસ્થિત નહી થાય તેની શું ખાતરી? માટે હવે તો સમભાવ કેળવી ભોગવી લેવું એ જ હિતકારક છે.

કલ્યાણકારી કાર્ય કરનારને નિશ્ચય હોય છે કે ક્રમસર આવેલાં વિઘ્નોને ભોગવીશ તેમ નહીં, પણ ઉદયમાં ન આવેલાને લાવીને તોડી નાખીશ, અને તે પ્રમાણે તેના પ્રયત્નો કરતો રહીશ. અનુક્રમે ઉદયમાં આવેલાં કર્મો ચારે ગતિના જીવો ભોગવે છે. મનુષ્ય ગતિમાં ધર્મ પામ્યા, ધર્મનું આચરણ કરવાની સ્થિતિમાં આવ્યા, ત્યારે પહેલેથી અનુદય કર્મ ખેંચી લાવી નાશ કરવાનો ઉદ્યમ કરવાનો છે. દરેક ગતિવાળાને અબાધા કાળ જાય ત્યારે કર્મ ઉદયમાં આવે છે તેમ ભોગવાતા જાય છે, પણ મોક્ષ માટે તૈયાર થયેલો જીવ જુદો વિચાર રાખે. એની મેળે ઉદય આવે તે જ મારે ભોગવવાં તેમ નહી પણ ઉદયમાં આવવા તૈયાર ન હોય. કાલાંતરે ઉદયમાં આવવાનાં હોય તેને પણ ઉદયમાં લાવવાં કે જેથી તે મારી આધીનતાએ રહે, અને તે કર્મો તૂટી જાય એ કાર્ય કેવળ સમકિતી સમજદાર ધર્મ કરવાવાળો જ કરી શકે. કર્મોનો ઉદય ન હોય તો લાવવો, કે જે ઉદય પોતાના ગુણોને બાધ કરનારો ન રહે શત્રુને પડકાર કરવો તે ક્ષત્રિયનું કાર્ય છે, પણ ક્ષત્રિયે શત્રુ કરતાં સવાઈ તૈયારી કરવી જોઈએ.



# સમ્રાટ ચંદ્રગુપ્તનું દક્ષિણમાં આગમન

લેખક : શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

**જૈનધર્મનો** પ્રાચીનતા સંબંધે મેજર જનરલ આર. ફરલોંગ (Forlong) પોતાના પુસ્તક 'Short studies in science of comperetion religions'માં લખે છે કે ઈ. સ. પૂર્વે ૧૫૦૦ થી ૮૦૦ વર્ષના સમયમાં ઉત્તર પશ્ચિમ તેમજ મધ્ય હિંદુસ્તાનમાં તુરાણી લોકોનું રાજ્ય હતુ અને એ વેળા સર્પ, વૃક્ષ તથા લિંગપૂજાનો પ્રચાર હતો. એ સમયે પણ ઉચ્ચ સંસ્કૃતિથી શોભતા અને અધ્યાત્મ વિચારથી યુક્ત, સન્યાસ જીવન પર ભાર મૂકતો એક સુસંગઠિત ધર્મ પ્રચલિત હતો. આ ધર્મ તે અન્ય કોઈ નહી પણ કેવળ **જૈનધર્મ** જ હતો બૌદ્ધધર્મમા અને વેદાંત ધર્મમાં સંન્યાસ જીવન અંગે જે નિયમાવલી પ્રાપ્ત થાય છે એનો યશ જૈનધર્મના ફાળે જાય છે. અર્થાત્ એના મૂળમાં જૈનધર્મની જ શિક્ષા છે. ફરલોગ સાહેબના ઉપર આલેખેલ વિચારથી સહજ સમજાય તેમ છે કે ભગવાન્ પાર્શ્વનાથના નિર્વાણ પૂર્વેનો આ કાળ ભગવાન્ શ્રીઅરિષ્ટનેમિના નિર્વાણ પછીના વચગાળાનો છે. જૈન સાહિત્યમાં એ સંબધી જે નોંધો પ્રાપ્ત થાય છે તે વજન મૂકવા યોગ્ય છે. જેમ જેમ શોધ-ખોળના ક્ષેત્રમાં પ્રગતિ થતી જાય છે તેમ તેમ જૈનધર્મના ગ્રંથોમાં દર્શાવેલ સંખ્યાબંધ બાબતોના આંકડા સંધાતા જાય છે.

મગધના સ્વામી રાજવી નંદની કલિંગ ઉપર સવારીથી અને ત્યાથી શ્રીઆદિજિનની મૂર્તિ ઉપાડી લાવ્યાની વાતથી એટલું સહજ પુરવાર થાય છે કે મગધ તેમજ કલિંગમાં જૈન-ધર્મ સુપ્રમાણમાં ફાલેલો હતો. ડૉ. જાર્લ કાર્પેન્ટર ભ. મહાવીરસ્વામીના નિર્વાણ પછી આશરે ૬૨ વર્ષે કલિગ ઉપર સવારી કરવામાં આવી હતી એમ જણાવે છે. પછી કલિંગ દેશ ઉપર નંદ રાજાઓની સત્તા ઘણાં વર્ષો સુધી રહી હતી અને નદ રાજાઓનો ધર્મ જૈન હતો. ખુદ ખારવેલના શિલાલેખથી પણ નંદ રાજાઓનું જૈનત્વ પુરવાર થાય છે. એ વેળા મગધનું સ્વામિત્વ ઘણા ભાગમા હતું અને એ મહાન્ સામ્રાજ્ય લેખાતુ હતું. સ્મિથ સાહેબે હિંદુસ્તાનનો પ્રાચીન ઇતિહાસ લખ્યો છે અને 'એમા દક્ષિણમાં જૈન ધર્મ' એ નામનું પ્રકરણ પણ છે એ ઉપરથી, એમાં આવતા નાના મોટા ગામોનાં નામ ઉપરથી પણ અનુમાની શકાય તેમ છે કે ભદ્રબાહુસ્વામીના આગમન પહેલાં પણ દક્ષિણના અમુક પ્રદેશોમા જૈન ધર્મનુ વર્ચસ્વ હતુ જ. શ્રીભદ્રબાહુસ્વામી જે મોટા સમુદાય સહિત દક્ષિણમા પધાર્યા એ ઉપરથી પણ તારવી શકાય કે, જો એ દેશમાં જૈન ધર્મના ઉપાસકો વિપુલ સંખ્યામાં ન હોય તો, આવા મોટા સાધુસમુદાય માટે ગોચરી–પાણીનો પ્રબંધ શક્ય ન જ બને ઉપાસકો સારી સંખ્યામા ન વસતા હોય તો તેઓશ્રી જેવા પૂર્વધર વિશાળ સાધુગણ સાથે આ પ્રદેશમા વિચરે જ નહીં.

પ્રાપ્ત થતા ઉલ્લેખો ઉપરથી જણાય છે કે અંતિમ શ્રુતકેવલી શ્રીભદ્રબાહુસ્વામીના નિર્વાણ પછી, તેમના ભક્ત એવા મૌર્ય સમ્રાટ ચદ્રગુપ્તે બાર વર્ષ પર્યંત તપશ્ચરણ કરી આલોકની યાત્રા પૂરી કરી જે ડુંગરી ઉપર આ પ્રકારની સાધના કરીને આજે પણ ચંદ્રગિરિ

તરીકે આલેખાય છે. એનુ એ નામ પાડવામાં સમ્રાટનો ત્યાં દેહોત્સર્ગ થયો એજ કારણભૂત છે. શ્રવણબેલગોલમાં 'ચંદ્રગુપ્ત વસ્તિ'નામક સ્થાન જે ટેકરી ઉપર વિશાળકાય બાહુબલિજીની મૂર્તિ ઊભી છે એની સામે જ આવેલ છે સમ્રાટ ચંદ્રગુપ્ત જૈનધર્મી હતો અને જીવનના અંતકાળે એણે શ્રમણત્વ સ્વીકાર્યું હતું એ દંતકથા નથી પણ ઐતિહાસિક સત્ય છે. એ માટે ભરપુર પુરાવા પ્રાપ્ત થાય છે

જાતકકથાઓમા જુદા જુદા પ્રદેશમા પડેલા દુકાળોની વાત આવે છે એ ઉપરથી જૈન આગમોમાં બારવર્ષી દુષ્કાળ સંબંધી જે નોંધ ઉપલબ્ધ થાય છે એ કલ્પિત નથી લુઈ રાઈસે ભાર મૂકી પુરવાર કર્યું છે કે શ્રીભદ્રબાહુસ્વામી સાથે દક્ષિણમાં આવનાર રાજવી 'ચંદ્રગુપ્ત એ' નથી તો કોઈ ગુપ્તિગુપ્ત નામક રાજા કે નથી તો કોઈ ગુપ્તવંશનો રાજવી. એ સમ્રાટ—મૌર્ય-ગુપ્ત વંશનો આદ્ય સ્થાપક—ચંદ્રગુપ્ત પોતે જ હતો. મી. રાઈસના આ મત સાથે ડો. થોમસ આદિ ઘણા વિદ્વાનો મળતા થાય છે. એમા ડો. હોર્નલ, ડો. લ્યુમન અને શ્રી જાયસ્વાલનો સમાવેશ થાય છે. ગ્રીસ દેશના રાજા સેલ્યુકસ તરફથી ભારતના પ્રવાસે આવેલ અને કેટલાક સમય પર્યંત મૌર્ય દરબારમા એલચી તરીકે રહેલ મી મેગેસ્થેનીસ પોતાના પ્રવાસ વૃત્તાન્તમાં જણાવે છે કે સમ્રાટ ચંદ્રગુપ્તે શ્રમણધર્મ સ્વીકાર્યો હતો આ શ્રમણધર્મ એટલે ત્યાગપ્રધાન જૈનધર્મ જ હતો પ્રો. કર્ણનો મત પ્રમાણભૂત મનાય છે અને તે લખે છે કે—'અશોકે ધર્મ-પ્રભાવના અંગે શિલાલેખ આદિ જે જે કાર્યો કર્યા એમાં બૌદ્ધધર્મ કરતાં જૈનધર્મની છાયા વિશેષ દૃષ્ટિગોચર થાય છે. પ્રાચીન ભારતવર્ષના લેખક સ્વ. ડો. ત્રિભોવનદાસનું મંતવ્ય પણ આવું જ હતું વળી સમ્રાટ ચંદ્રગુપ્ત જો સમરાંગણમાં મૃત્યુ પામ્યો હોય તો એની નોંધ અવશ્ય પ્રાપ્ત થાત, પણ એણે શ્રમણત્વ સ્વીકારેલ અને પોતાના દેશથી ઘણો દૂર એવા દક્ષિણ પ્રદેશમાં અવસાન પામેલ એટલે એ અંગે ચોક્કસ સ્થળ કે સાલની નોંધ ઉપલબ્ધ થતી નથી. આવી દીવા જેવી સ્પષ્ટ વાતો છતાં જે ઇતિહાસકારો "જૈન ધર્મની કથાઓ એટલે દંતકથા, શ્રવણબેલગોળનો શિલાલેખ એટલે અવિશ્વસનીય, અને 'રાજાવલીકથા' એટલે જોડી કહાડેલી કથાઓ તેમજ શ્રમણ એટલે 'બૌદ્ધ ભિક્ષુ' એવુ માનતા હોય છે તેમને માટે કહેવું જ પડે કે તેઓ નિરપક્ષ દૃષ્ટિવાળા નથી, પણ કયા તો સાંપ્રદાયિક રીતે જોનારા અથવા તો જૈનધર્મ પ્રતિ અસૂયાવાળા છે.

ઉપરની વાતને પોષણ આપે તેવા અન્ય પુરાવા પણ મળી આવે છે ઈ. સ. ના ચોથા સૈકામાં યતિવૃષભ નામા દિગંબર જૈનાચાર્યે 'ત્રિલોકયપ્રજ્ઞપ્તિ' નામનું જે પુસ્તક લખ્યુ છે એમા ચંદ્રગુપ્તે જિનદીક્ષા લીધાનો સ્પષ્ટ ઉલ્લેખ છે. શક સંવત ૮૫૩ માં હરિસેનાચાર્ય કૃત 'બૃહત્‌કથાકોશ'મા શ્રી ભદ્રબાહુસ્વામીને ચંદ્રગુપ્ત નામનો શિષ્ય હતો અને તે રાજકુટુંબનો હતો એવું લખાણ છે. 'મુનિવંશાભ્યુદય' નામના કન્નડ કાવ્યમાં શ્રી ભદ્રબાહુ તેમજ ચંદ્રગુપ્ત વચ્ચે ગુરુ–શિષ્યનો સંબંધ હતો એવો ઉલ્લેખ છે શક ૧૬૦૨ મા ચિદાનંદ કવિએ આ કાવ્ય લખ્યુ છે

મિ ગેંગેટ લખે છે કે—ચંદ્રગુપ્ત મૌર્ય જૈનધર્મી હતો. બારા દુષ્કાળ વેળા તેનુ આગમન દક્ષિણમા થયુ અને મોક્ષગમન પણ એ જ સ્થાનમા બન્યુ ઈ. સ., પૂર્વે ૨૯૮ આસપાસમાં તેણે રાજ્યત્યાગ કર્યો હતો એ તો સુપ્રસિદ્ધ વાત છે કે આર્ય ચાણક્ય-બ્રાહ્મણકુલોત્પન્ન

[ જુઓ અનુસંધાન પૃષ્ઠ ૧૪૪ ]



# राक्षसकाव्यकी विक्रम संवत् १२१५की टीकाके लेखक जिनपति या जिनमत?

लेखक : डॉ. दशरथ शर्मा. M. A. Ph. D.

**राक्षस**काव्यकी सबसे प्राचीन टीका जैसलमेरमें मिली है।[1] इसकी प्रान्तप्रशस्ति निम्नलिखित है:—

चरणकरणदक्षः क्षीणदोषो जिताक्षः,
क्षपितविधिविपक्षः क्षान्तिमान् बद्धकक्षः।
यतिपति**जिनदत्ता**चार्यदत्तोपदेशा—
स्खलितमहिमयोगात् कान्तकीर्तिर्मुनीन्द्रः॥ १॥

समजनि **जिनचन्द्र**श्चन्द्रवच्चारुरोचि—
गणधरपदलाभाल्लब्धलोकप्रतिष्ठः।
**जिनमत**(?)यतिरेतत् तद्विनेयः सुशान्तो,
व्यलिखदमलबुद्धिः कृत्स्नकर्मक्षयाय॥ २॥

**शर-चन्द्र सूर्य**—संख्ये संवद्विक्रमभूपतेः।
अतियाति नभो-मासे पञ्चदश्यां तिथौ रवौ॥ ३॥

यावज्जिनप्रवचनं प्रवरप्रताप,
यावज्जिनागमविदो यतिनोऽपपापाः।
यावत्सुदर्शनभृतः स्थिरधीरचित्ता—
स्तावत् सुपुस्तकमदः सुधियः पठन्तु॥ ४॥

सूचिपत्रके सम्पादकने पुस्तकके विषयमें यह टिप्पण दिया है:—

"कालिदासकृतित्वेन प्रसिद्धमेतन्मूलमात्रं तु मुद्रितम्। टीकाकर्तुर्नाम नोपलभ्यते। शान्ति सूरिणा वृन्दावनकाव्य-मेघाभ्युदयकाव्य-शिवभद्रकाव्य—चन्द्रदूतकाव्यसंज्ञकानां पञ्चानां यमकमयकाव्यानां वृत्तयो विनिर्मितास्तेनैवेयमपि टीका विहिता वान्येन केनचिदिति स्पष्टं न विज्ञायते। एतत्पुस्तकविलिखनं संवत् १२१५ वर्षे **जिनदत्त**सूरिशिष्य**जिनचन्द्र**सूरेः शिष्यो जिनमत-

1. Catalogue of Jesalmere Mss (G. O. S Baroda, xxi).

(?पति) यतिर्व्यधादिति प्रान्तप्रशस्तितोऽवगम्यते । लेखकोऽपि व्याख्याता सम्भाव्यते ॥ "[2]

हम यहां इस बातका विचार न करेंगे कि श्रीशान्तिसूरिने उपरि–निर्दिष्ट राक्षसकाव्य-टीकाकी रचना की या नहीं? प्रशस्तिके आधार पर इस अनुमानके विषयमें निश्चित मत देना असम्भव है। किन्तु टीकाके लेखकके विषयमें सूचिपत्रके सम्पादकने निष्कारण ही सन्देह किया है। प्रशस्तिसे स्पष्ट है कि लेखकका नाम जिनमत था, और वे जिनचन्द्रके शिष्य एवं जिनदत्तके प्रशिष्य थे।

'जिनमतके समय और जिनदत्तके लिये प्रयुक्त 'क्षपितविधिविपक्ष' विशेषणसे हमें यह भी ज्ञात है कि श्रीजिनदत्त और श्रीजिनचन्द्र खरतरगच्छके आचार्य थे। जिनपति भी भी जिनमतके तरह जिनचन्द्रकी शिष्य और जिनदत्तके प्रशिष्य थे। किन्तु वे सम्वत् १२१५में लिखित किसी टीकाके लेखक नहीं हो सकते। जिनपतिका जन्म संवत् १२१०में और दीक्षा संवत् १२१७में हुई।[3] प्रज्ञोपपन्न होने पर भी कोई बालक पांच वर्षकी अवस्थामें टीका नहीं लिख सकता। इसलिये यही मानना उचित है कि राक्षसकाव्यकी टीकाके लेखक जिनमत ही थे, जिनपति नहीं। आचार्यश्री जिनपतिसूरिके समय ये उपाध्याय थे। श्रीजिन-पाल रचित खरतरगच्छगुर्वावलीसे हमें ज्ञात है उपाध्याय जिनमतका देहान्त माघ शु. १५, सम्वत् १२४२में हुआ।

---

२ वही पृष्ठ ५९.

३. श्री जिनपालरचित खरतरगच्छपट्टावली देखें।

[ અનુસંધાન પૃષ્ઠ : ૧૪૨ થી ચાલુ ]

હતો. એક જૈન મહાત્માના સંસર્ગ પછી તે જૈનધર્મ પાળતો હતો અને ચંદ્રગુપ્તને મગધનો સ્વામી બનાવવામાં એનો જ મુખ્ય હાથ હતો. તેણે 'ચાણક્ય નીતિ' નામક જે ગ્રંથ બના-વેલો એમાં જૈનધર્મની પ્રભા વિસ્તારતા કેટલાક ઉલ્લેખો કરેલા છે. જેવા કે—

'दया धर्मस्य जन्मभूमिः'　'अहिंसालक्षणो धर्मः'

'मांसभक्षणमयुक्तं सर्वेषाम्' 'विज्ञानदीपेन संसारभयं निवर्तते'

'सर्वमनित्यं भवति'

વિશેષમાં તેનું અર્થશાસ્ત્ર દર્શાવે છે કે સમ્રાટ ચંદ્રગુપ્તે નગરની પાછળની બાજુએ વિજય વૈજયન્ત, જયન્ત અને અપરાજિત નામા દેવતાની પ્રતિમાઓ સ્થાપન કરી હતી. આ ચારે દેવતા સંબંધી વર્ણન જૈનગ્રંથોમાં ઉપલબ્ધ થાય છે અને એ ચારે સમ્યગ્ દષ્ટિ દેવીઓ હતી. આ ઉપરથી એ વાત સ્પષ્ટ થાય છે કે મગધના રાજવંશમાં જૈનધર્મ ઘણા કાળ સુધી હતો અને ભારત સમ્રાટ ચંદ્રગુપ્ત દક્ષિણમાં આવ્યો તે પૂર્વે આ પ્રદેશમાં પણ જૈનધર્મ હતો જ.

---

**નોંધ :** ભદ્રબાહુ નામના આચાર્યો એક કરતાં વધારે થયા છે તેમાંથી કોઈ ભદ્રબાહુ દક્ષિણમાં ગયેલા પણ નિર્યુક્તિકાર પૂર્વધર શ્રીભદ્રબાહુસ્વામી દક્ષિણમાં ગયા હતા કે નહિ એ હજી શોધનો વિષય છે. **સ**૦

# स्वर्णाक्षरी कल्पसूत्रकी एक प्रशस्ति ।

लेखक :—श्रीयुत भंवरलालजी नाहटा.

**जैन** लेखनकलामें स्वर्णाक्षरी और रौप्याक्षरी प्रतियोंका अपना विशिष्ट स्थान है। रौप्याक्षरी प्रतियां बहुत थोड़ी मिलती है पर स्वर्णाक्षरी प्रतियां तो पचासोकी संख्यामें उपलब्ध है। जैन समाजके उदार श्रावकोंने इन प्रतियोंके पीछे हजारों रुपये खर्च किये है। सब प्रतियोंका हिसाब लगाया जाय तो लाखो रुपये इसी पवित्र कार्यमें उनके खर्च किए हुए मिलेगे। इसलिये मेरे चाचाजी अगरचन्दजीने रौप्याक्षरी और स्वर्णाक्षरी समस्त प्राप्त प्रतियोंकी शोध करके दो निबंध तैयार करनेका विचार किया था तदनुसार रौप्याक्षरी प्रतियोके संबधमें तो उन्होने एक लेख 'आजकल' अप्रेल १९५२में प्रकाशित कर दिया था। स्वर्णाक्षरी प्रतियांवाला निबंध बड़ा होनेसे अभी तक प्रकाशित नही किया जा सका। उस निबंधके लिए उन्होने प्राप्त स्वर्णाक्षरी प्रतियोंकी प्रशस्तियोंका भी संग्रह कर रक्खा है। जिनमेंसे सबसे बडी प्रशस्ति स्वर्गीय पूरणचंदजी नाहरकी प्रतिकी है। जो ९१ श्लोकोमें खर० शिवसुन्दर द्वारा रची गई है इसका ऐतिहासिक सार विक्रम पत्रके अप्रेल १९५३के अङ्कमें प्रकाशित किया जा चुका है। अन्य प्रशस्तियां क्रमशः 'जैन सत्य प्रकाश'में प्रकाशित करनेका सोंपा गया है। प्रस्तुत लेखमें उनमेंसे एक प्रशस्ति प्रकाशित की जा रही है, और दूसरी हमने गतांकमें प्रगट करवाई है।

प्रस्तुत प्रशस्ति, बारह वर्ष पूर्व हम जब जैसलमेरके भंडारोका निरीक्षण करने गये थे तब नकल करके लाये थे। यह प्रशस्ति वहांकी तपागच्छके ज्ञानभण्डारके स्वर्णाक्षरी कल्पसूत्रकी प्रतिकी है। यह ३६ श्लोकोमें वाचनाचार्य साधु सोमने बनाई है। सं. १५२४में पाटणके भाण्डसालिक श्रीधरने यह प्रति लिखवाई थी। मंत्री वाछाने इसे लिखी है। खरतरगच्छके जिनचन्द्रसूरिके आदेशसे श्रीधरने एक लाख श्लोकप्रमाण ग्रन्थ लिखवाये थे जिनमें यह चित्रित स्वर्णाक्षरी प्रति भी है। श्रीधरके पूर्वजो आदिका इस प्रशस्तिमें अच्छा वर्णन हैं। प्रारम्भमें जिनचन्द्रसूरिके खरतरगच्छके आचार्योंकी परम्परा ९ श्लोकोमें दी है तत्पश्चात् सीधरके वंशका वर्णन है जिनमें तीर्थयात्रा, औषधशाला निर्माण आदिका वर्णन विशेष रूपसे उल्लेखनीय है। सीधरके पूर्वज मारवाड़के ही निवासी थे। पीछेसे वे पाटणमें जाकर रहने लगे थे यह पट्पत्तन व साचोरकी पौषधशालाके निर्माणके उल्लेखसे स्पष्ट है।

प्रशस्तिके रचयिता साधु सोम, महोपाध्याय सिद्धान्तरुचिके शिष्य थे। इनके रचित पुण्यमालाकी टीका सं. १५१२, जिनवल्लभसूरि रचित जिनचरित्र पंचकवृत्ति सन् १५१९, संग्रहणी अवचूरि सं. १५१०, नंदीश्वरस्तववृत्ति, चन्द्रप्रभचरितवृत्ति, संसारदवास्तुति अवचूरि और कई स्तोत्र उपलब्ध है। पंचायती भाण्डार जेसलमेरमें आपके रचित स्तोत्रोकी छ पत्रोकी

संग्रह प्रति हमने देखी थी। इनके रचित एक अन्य स्वर्णाक्षरी कल्पसूत्रकी प्रशस्ति (सं. १५१७ पाटणमें निर्मित) जैन सत्य प्रकाशके वर्ष ८ अङ्क १० में पूज्य श्रीपुण्यविजयजी महाराजने प्रकाशित की है जो प्रति भावनगरकी है।

इस प्रतिके लेखक वाछाकी लिखिता उपा० सिद्धांतरुचिके प्रयत्नसे इस प्रति लिखाई गई थी।

## तपागच्छ ज्ञानभंडार स्वर्णाक्षरीय कल्पसूत्र प्रशस्ति ।

श्रीवीरतीर्थंकरराजतीर्थे । **सुधर्म**नामा गणभृद् बभूव ।
तद्वंशमुक्ताफलमंजुलश्री**जंबू**महात्मा प्रभवः प्रभुश्च ॥ १ ॥
**शय्यंभवः** स्वांगरुहोपवार्ता, सूरिर्य**शोभद्र** मुमुक्षुभर्ता ॥
**संभूत**आर्योऽजनि **भद्रबाहुः** । श्री**स्थूलभद्र**श्च **महागिरि**श्च ॥ २ ॥
**सुहस्ति**सूर्याऽर्य**समुद्रसूरि**. । श्री**आर्यमंगु**श्च गुरुः सुधर्मा ॥
श्री**भद्रगुप्तो**ऽर्पित सर्वशर्म्मा । स्वामी च **वज्रो**ऽद्भुतसौभगश्रीः ॥ ३ ॥
श्री**आर्यरक्षित**गुरु**र्हरिभद्र**सूरिःसारः क्रमादपि ततोऽजनि **नेमिचंद्रः** ॥
**उद्द्योतनो** मुनिपतिर्गुरु**वर्द्धमानः** । श्रीम**ज्जिनेश्वर**यतीश्वरकुंजरोऽभूत् ॥ ४ ॥
चांद्रिकुले श्री**जिनचंद्र**सूरिः । संविग्नभावा**भयदेव**सूरिः ॥
सद्वल्लभः श्री**जिनवल्लभो**ऽपि । युगप्रधानो **जिनदत्त**सूरिः ॥ ५ ॥
भाग्योऽधिकः श्री**जिनचन्द्र**सूरिः क्रियाकठोरो **जिनपत्ति**सूरिः ॥
**जिनेश्वरः** सूरिरुदारचेताः । **जिनप्रबोधो** दुरितापनेता ॥ ६ ॥
प्रभावकः श्री**जिनचन्द्र**सूरिः । सूरिर्जिनादिः **कुशला**वसानः ॥
पद्मावतं श्री**जिनपद्म**सूरिः । लब्धेर्निधानं **जिनलब्धि**सूरिः ॥ ७ ॥
सांवेगिकः श्री**जिनचन्द्र**सूरिः । **जिनोदयः** सूरिरभूदभूरिः ॥
ततः परं श्री**जिनराज**सूरिः । युगप्रधाना **जिनभद्र**सूरयः ॥ ८ ॥
तदास्पदव्योमतुषारभानवो । तदोदया शुद्धनया महाधियः ॥
स्याद्वादपंकेरुहपद्मपाणयो । जयन्त्यमी श्री**जिनचंद्र**सूरयः ॥ ९ ॥

इतश्च—

**ऊकेशवंशे** सश्रीके बभूवतुर्मनोरमे । **भांडशालिक**शाखायां **लूणादूल्हाभिधौ** नरौ ॥
पाश्चात्यपदमादत्तं ताभ्यां सामलसंघे तु । **शत्रुञ्जयोज्जयंता**द्रितीर्थयात्रां व्यधीयत ॥११॥
तथा **दूल्हांगजो** जातो **हापला**ह्वो महीतले । **मूलामांडलिकाजा**ख्यास्तत्सुता विश्रुता इमे ॥
**मूला**कस्याभवंस्तेऽपि **श्रीमहींडणशल्हणाः** । **देवराजमहीराजा**वित्येते पंच नंदनाः ॥

तत्रापि साधु**भीम**स्य **भरमादे**व्यभूत्प्रिया। तत्कुक्षिशुक्तिमुक्ताभाश्चत्वारः संति सूनवः ॥१४॥
प्रथमो **नायकः** सूनुः **दूदा**ख्यस्त्वपरः पुनः। तृतीयः **सुरपति**श्चाभूद् **दशरथ**स्तुरीयकः ॥१५॥
**माऊवाऊवीरणू** इति तिस्रःपुत्रिका पवित्राशाः। नायकजाया जज्ञे **नायकदेवी** च धर्म्मिष्ठा ॥१६॥
**सीधरो देव**नामा च **गोविन्द**श्च तदंगजाः। तेषु **सीधर**जायास्ति **हीरई** तत्सुतद्वयम् ॥१७॥
**नउला केला**संज्ञ **जसमाई कुंअरि** चंद्रिकाः पुत्र्यः। **देवा**कस्य प्रियास्ताः **धन्नाई**चांपरा सांपूः।
**धन्नाई**कुक्षिसंभूतो **जगमालः** सुता पुनः। **नाथी**नाम्नी विजयते चंद्रोज्ज्वलगुणा तथा ॥१९॥
**गोविंद**स्य प्रियायुग्मं **चंगाई इंदु**नामिके। **दूदाकस्य** प्रिया रम्या **चंपाई** पुण्यतत्परा ॥२०॥
वर्तन्ते तनयाश्चत्वारश्चतुरबुद्धयः संतः। **मंडन हमीर समधर साधारण**नामकाः क्रमशः॥२१॥
द्वे पुत्रिके तु **रूपाई हँसाई** इति विश्रुते। जाता सुरपतेः जाया कुशली कुशलाशया ॥२२॥
**जीवाणि**श्च दूदाकस्य प्रिया पुत्रो महीपतिः। **सोनपाल**श्च **रंगाई चंगाई** चापि पुत्रिके ॥२३॥
**लीलादे**व्याः सुतः **पूनपालः** पुत्री द्वयं तथा। **देमाई** चाथ **पूनाई**रित्याद्येषां सुसंततिः ॥२४॥
महातीर्थे महायात्रा सांघपत्योपसूचिका। विनिर्ममे **महीराजः** नायकाद्यैः सविस्तरा ॥२५॥
अपि चैभिर्महेभ्यैश्च **जीरापल्यां** तथा**र्बुदे**। श्रीमद्देवनमस्याभिः स्वलक्ष्मीः सफलीकृता ॥२६॥
कृता **पट्टपत्तने** यात्रा तथा **सत्यपुरे** पुरे। सर्वै**र्नायक**दूदाद्यैः कारितः पौषधालयः ॥२७॥
अथ दूदादशाभ्यां तु समं सुश्राद्ध**सीधरः**। पंचम्युद्यापनं चक्रे **भूनंदमनु**वत्सरे (१४९१)।
**नंदनंदाब्धिचंद्रां**कसंख्ये (१४९९) वर्षेपि संघयुक्। यात्रामासूत्रयामास **शत्रुंजयोज्जयंत**योः
**दशा**ख्योऽथ तथा भ्रातृसुतौ **श्रीधर-मण्डनौ**। भाग्नेयो **धनपति**श्च सर्वेऽप्येते सतंत्रकाः ॥३०॥
संघानुमत्या ते धर्मशालां गुर्वीमचीकरन्। वर्षे युग्मैकबाणेन्दु मिते (१५२१) श्री**पत्तने** पुरे ॥३१॥
साधु**सीधर**सुश्राद्धो धर्मकर्मधुरंधरः। दीक्षादानोत्सवांश्चक्रे नैकान् सम्यक्त्वमोदकान् ॥३२॥
चैत्येषु धर्मशाधासु तथा साधर्मिकेष्वपि। द्रव्यव्ययं करोत्येषः सर्वदेवशुभाशयः ॥३३॥
॥ ततश्च ॥
आदेशतः श्री**जिनचंद्र**सूरिराजेश्वराणामिह **सीधरा**ख्यः॥
सिद्धान्त लक्षं प्रविलेख्य **हैम**मर्लीलिखचित्रितकल्पपुस्तकं ॥३४॥
वेदपक्षेषुभूसंख्ये (१५२४) वर्षे हर्षात् समर्थितम्। सुचिरं नंदतादेतत् सौवर्णं कल्पपुस्तकं ॥३५॥
नंदतु **खरतरग**च्छो नंदतु तदीश्वराः पुनर्गुरवः। नंदतु पुस्तककारी नंदतु संघः सुकृतकारी ॥३६॥

कृतिरियं वाचनाचार्यसाधु**सोमगणि**नां॥ संवत् **१५२४** वर्षे श्रीअहिलपाटकनगरे सुरत्राण**महमूद**राज्ये श्रीखरतरगच्छाधिराजश्रीजिन**चंद्र**सूरीणामादेशेन भ० **नायक**पुत्र भ० **सीधर**सुश्रावकेण भ० **देवा** भ० **गोइंद** भ० **नउला** भ० **कउला**प्रमुखपरिपारसश्रीकेण कल्पपुस्कतमिदं लेखितं॥ वाच्यमानं चिरं नंदतात् लिखितं मंत्रि**वाछाकेन**॥ छ॥ श्री श्री शुभं भवतु॥ छ॥ छ॥ श्रीः॥ १॥

# શ્રી જૈન સત્ય પ્રકાશ

## અંગે સૂચના



### યોજના

૧. શ્રી. જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ દ્વારા 'શ્રી. જૈન સત્ય પ્રકાશ' માસિક ૧૯ વર્ષ થયાં પ્રગટ કરવામાં આવે છે.

૨. એ સમિતિના આજીવન સંરક્ષક તરીકે રૂા. ૫૦૦] આ૦ દાતા તરીકે રૂા. ૨૦૦] આ૦ સદસ્ય તરીકે રૂા. ૧૦૧] રાખવામાં આવેલા છે. આ રીતે મદદ આપનારને કાયમને માટે માસિક મોકલવામાં આવે છે.

### વિનંતિ

૧. પૂજ્ય આચાર્યાદિ મુનિવરો ચતુર્માસનું સ્થળ નક્કી થતાં અને શેષ કાળમાં જ્યાં વિહરતા હોય એ સ્થળનું સરનામું માસિક પ્રગટ થાય એના ૧૫ દિવસ અગાઉ મોકલતા રહે અને તે તે સ્થળે આ માસિકના પ્રચાર માટે ગ્રાહકો બનાવવાનો ઉપદેશ આપતા રહે એવી વિનંતિ છે.

૨. તે તે સ્થળોમાંથી મળી આવતાં પ્રાચીન અવશેષો કે ઐતિહાસિક માહિતીની સૂચના આપવા વિનંતિ છે.

૩. જૈનધર્મ ઉપર આક્ષેપાત્મક લેખો આદિની સામગ્રી અને માહિતી આપતા રહે એવી વિનંતિ છે.

### ગ્રાહકોને સૂચના

૧. "શ્રી જૈન સત્ય પ્રકાશ" માસિક પ્રત્યેક અંગ્રેજી મહિનાની ૧૫મી તારીખે પ્રગટ થાય છે.

૨. આ માસિકનું વાર્ષિક લવાજમ રૂા. ૩] ત્રણ રૂપિયા રાખવામાં આવ્યું છે.

૩. માસિક વી. પી. થી ન મંગાવતાં લવાજમના રૂા. ૩] મનીઑર્ડરદ્વારા મોકલી આપવાથી અનુકૂળતા રહેશે.

૪. આ માસિકનું નવું વર્ષ દિવાળીથી શરૂ થાય છે. પરંતુ ગ્રાહક ગમે તે અંકથી બની શકાય.

૫. ગ્રાહકોને અંક મોકલવાની પૂરી સાવચેતી રાખવા છતાં અંક ન મળે તો સ્થાનિક પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી અમને સૂચના આપવી.

૬. સરનામું બદલાવવાની સૂચના ઓછામાં ઓછા ૧૦ દિવસ અગાઉ આપવી જરૂરી છે.

### લેખકોને સૂચના

૧. લેખો કાગળની એક તરફ વાંચી શકાય તેવી રીતે શાહીથી લખી મોકલવા.

૨. લેખો ટૂંકા, મુદ્દાસર અને વ્યક્તિગત ટીકાત્મક ન હોવા જોઈએ.

૩. લેખો પ્રગટ કરવા ન કરવા અને તેમાં પત્રની નીતિને અનુસરીને સુધારોવધારો કરવાનો હક તંત્રી આધીન છે.

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ.
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ.
શ્રી જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ—અમદાવાદ.

# વિષય-દર્શન



# કાલમાન-સ્વાધ્યાય

સંપા૦ પૂજ્ય મુનિરાજ શ્રીજ્ઞાનવિજયજી (ત્રિપુટી)

"**સચિત્ત**—અચિત્ત અને કાલમાન બતાવનાર આ સજ્ઝાય—પંડિત ધીરવિમલજીના શિષ્ય કવિરાજ નયવિમલજીએ શાસ્ત્રાધારે રચી છે, જે વસ્તુના સ્પષ્ટતર કાલમાન પર પ્રકાશ પાડે છે. કવિ દીર્ઘદૃષ્ટિ રાખી ખાદ્ય—અખાદ્ય, પેય—અપેય ભક્ષ્ય—અભક્ષ્ય વગેરે વસ્તુનું વિવેકપૂર્વક આચરણ કરવા સૂચવે છે. અલ્પ બુદ્ધિધર જીવાત્માઓને સંદેહ પડે, તેના નિરાકરણ માટે કવિએ ઘણી બારીકાઈ પૂર્વક વસ્તુને છણી છે. એક કવિતારૂપે એકીસાથે આવો કાલમાનનો સંગ્રહ જવલ્લે જ પ્રાપ્ત થાય છે.

અમે ૨૦૦૨ના વૈશાખ સુદ ૨ ના તંબોળીશેરી રાધનપુરના પ્રાચીન ભંડારનું અવલોકન કરતા હતા ત્યારે આ વસ્તુ ઉપલબ્ધ થઈ. તે પ્રાચીન પાનાની નકલ કરી રાખી હતી. આજ અચાનક દૃષ્ટિતળે આવતાં સમાજ સામે મૂકું છું.

પ્રવચન અમરી સમરી સદા, ગુરૂપદ પંકજ પ્રણમી મુદા,<br>
વસ્તુતણા કહું કાલ પ્રમાણ, સચિત્ત અચિત્ત વિધિ લહો તિમ જાણ ॥ ૧ ॥<br>
વઈરિ તિમલિ ચોમાસા માન, ષટ્ ૠતુ મલીને વર્ષ પ્રમાણ,<br>
વર્ષા શીત ઉષ્ણ ત્રિહું કાલ, ત્રિહું ચોમાસે વર્ષ રસાલ ॥ ૨ ॥<br>
શ્રાવણ ભાદ્રવો આસો માસ, કાતિ એવ રસાલા વાસ;<br>
મગશિર પોસહ માહ ને ફાગણ, એ ચ્યારે શિયાલા લાગ ॥ ૩ ॥<br>
ચૈત્ર વૈશાખહ જેઠ આષાઢ, કાલ ઉષ્ણ એ ચ્યારે ગાઢ,<br>
વર્ષા સરદ સસિર હેમંત, વસંત ગ્રીષ્મ ષટ્ ૠતુ તંત ॥ ૪ ॥<br>
રાંધ્યુ વિદલ રહે ચિઓ જામ, ઓદન આઠ પહોર અભિરામ,<br>
સોલ પહોર દધિ કાંજી છાશ, પછે રહે તે જીવ વિનાસ ॥ ૫ ॥



॥ ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक

मुनिसम्मेलन संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

તંત્રી . ચીમનલાલ ગોકળદાસ શાહ

| वर्ष : २० | વિક્રમ સં. ૨૦૧૧ : વીર નિ. સં. ૨૪૮૦ : ઈ. સ ૧૯૫૫ | क्रमांक |
| --- | --- | --- |
| अंक : ८–९ | જેઠ વદિ ૧૦ બુધવાર : ૧૫ જૂન | २३६–७ |


# નિવેદન

(સંપાદકીય)

**આ નિવેદનથી** અમારે સ્પષ્ટ કહેવું પડે છે, એટલું જ નહિ આ નિવેદન કરવાની અમારી પવિત્ર ફરજ થઈ પડે છે કે–સમિતિ હવે આર્થિક કટોકટીના તબક્કામાં આવી પહોંચી છે. છેલ્લાં કેટલાંક વર્ષોમાં તો એણે શ્રીસંઘની આછી–પાતળી મદદ અને લેખકોના લાગણીભર્યા સહકાર ઉપર જ પોતાનું કામ ધપાવ્યે રાખ્યું છે. વર્ષના કેટલાક અંકો સંયુક્તરૂપે પ્રગટ કરીને સમાજના પૂરતા સહકારની એણે આશા સેવી છે. એ જ કારણે અમે આ વર્ષનો બે મહિનાનો અંક પ્રગટ ન કરતાં ૮–૯ મા સંયુક્ત અંકરૂપે આ અંક પ્રગટ કરીએ છીએ, છતાં ૨૪ પાનાંથી વધુ વાચન અમે આપી શક્યા નથી

અમારી આર્થિક સ્થિતિ વિશે અમારાં વારંવારનાં નિવેદનો સમાજને પૂરતી જાણકારી આપતાં રહ્યાં છે સમિતિના પાંચ પૂજ્યોને પણ અમારી સ્થિતિથી અમે વાકેફ રાખીએ છીએ. માસિક બંધ ન થાય એમ સમિતિના પૂજ્યો અને વાચક વર્ગ ઇચ્છે છે પરંતુ હજી સુધી આ માસિકને પગભર કરવાની કોઈ યોજના ઘડાઈ નથી, એ એક નિરાશાજનક વાત છે.

આ પત્ર પાછળ વીસ–વીસ વર્ષોની જહેમત છે. એના જન્મ અને જીવન-કાળમાં સાધુ સમ્મેલનની એક કાયમી પવિત્ર સ્મૃતિ અંકાયેલી છે. જૈનધર્મ વિશે આક્ષેપ કરતા લેખકોને માત્ર પ્રતિકારથી જ નહિ પણ પરંપરા, યુક્તિ અને અનુ-ભવથી સચોટ જવાબ આપવાનું અને જૈન વાઙ્મય તેમજ આચારવિચારનું વાસ્તવદર્શી નિરૂપણ કરવાનું એનું ધ્યેય છે. ટૂંકમાં—આ વીશ વર્ષના ગાળામાં એણે શું કાર્ય કર્યું છે એ એની વીશ વર્ષોની ફાઈલોથી સર્વવિદિત છે. એટલે સમાજમાં આ પત્રની ઉપયોગિતા વિશે અમારે વધુ કહેવા જેવું ભાગ્યે જ રહે છે.

આમ છતાં સમૃદ્ધ ગણાતી જૈન સમાજમાં કેવળ પૈસાના અભાવે આ માસિક બંધ પડી જાય એ સ્થિતિ જૈન તેમજ જૈનેતર વિદ્વાનોને પણ આશ્ચર્યજનક અને દુઃખકારક થઈ પડશે એટલું જ નહિ આ હકીકત આપણા સમાજની રુચિ, સ્વભાવ અને સમાજનાં વહેણ કઈ તરફ છે એનું અનુમાન કરવાને એક સાધનરૂપ પણ બની રહેશે; એમ અમને લાગે છે.

સમિતિ પૈસાનું ભંડોળ બનાવવા ઈચ્છતી નથી. એને વાર્ષિક ખર્ચ પૂરતી જોગવાઈ મળી રહે તો એને વધુ પૈસાની દરકાર નથી, એને દરકાર છે માત્ર જૈનેતરોમાં જૈનધર્મ વિષે જે ભ્રમણાઓ હજી સુધી ઘર કરી રહેલી છે તેને દૂર કરવાની. અને આપણા ભાઈઓને પણ આપણા અતીત ગૌરવનો ખ્યાલ આપવાની. આવી પારમાર્થિક ભાવનાના પાયા ઉપર એણે વીશ વર્ષની ઈમારત રચી છે પણ હવે એમાં લૂણો લાગ્યો છે. એનો જીર્ણોદ્ધારની જરૂરત ઊભી થઈ છે.

અમારી આ લાગણીભરી વિનંતિ ઉપર સમાજ હવે ધ્યાન નહિ આપે તો એની દિવાલો જમીનદોસ્ત થવાનો ભય હાથવેંતમાં છે. એની જાણ કરવાની અમારી પવિત્ર ફરજ અમે આ નિવેદનથી અદા કરીએ છીએ.

# પ્રતીકાર

## प्राङ्मौर्यविहार—સંબંધે

શોધખોળ અને ઇતિહાસના વિદ્વાનો માટે જૈનધર્મ, તેના પ્રરૂપક તીર્થંકરો, છેલ્લા તીર્થંકર શ્રીમહાવીરસ્વામી, જૈનધર્મના સિદ્ધાંતો અને જૈનોના આચાર-વિચાર સંબંધી વિગતો હવે જૈન ગ્રંથભંડારોની વસ્તુ રહી નથી. એ સંબંધી જૈન, જૈનેતર તેમજ વિદેશી વિદ્વાનોએ જોઈએ તેટલી સામગ્રી ઉપસ્થિત કરી છે. છતાં ઇતિહાસ લખનારા કેટલાક વિદ્વાનો હજીયે જૈનધર્મ માટે ભ્રમણાપૂર્ણ વિચારો રજૂ કરી રહ્યા છે એ હકીકત ઓછી ખેદજનક નથી.

થોડા સમય પહેલાં પટણા—વિહાર રાષ્ટ્રભાષા પરિષદ તરફથી બારેક ગ્રંથો પ્રગટ થયા છે, તેમા प्राङ्मौर्यविहार એ નામનું એક પુસ્તક હિંદીભાષામાં ડો. દેવસહાય ત્રિવેદે લખેલું પ્રગટ થયું છે.

જો કે આ પુસ્તક હજી અમને મળ્યું નથી. પરંતુ ‘જૈન જગત્’ માસિકના વર્ષ : ૯ના અંક : ૧ માં એ વિશે જે માહિતી આપવામાં આવી છે એ ઉપરથી એમ કહી શકાય કે ઇતિહાસ લખનારા વિદ્વાનો જ જૈનધર્મના અભ્યાસ વિના સાંભળેલી કે ભ્રમપૂર્ણ સિદ્ધ થયેલી હકીકતોને જ્યારે રજૂ કરે ત્યારે ભારે દુઃખ થાય અને જૈન સમાજની લાગણી દુભાય.

'જૈન જગત્'માં પ્રગટ થયેલી માહિતી મુજબ લેખકે ભગવાન મહાવીર-સ્વામીના જીવન વિશે કે તેમણે ઉપદેશેલા સિદ્ધાંતો વિશે કોઈ આધારભૂત વાત લખી નથી. કેટલાક શબ્દોના અર્થ પણ મનઘડંત કર્યા છે અને કેટલાક ગ્રંથોનાં નામો પણ અશુદ્ધ રજૂ કર્યાં છે

છતાં આ પુસ્તક પ્રગટ થઈ ચૂક્યું છે તેમા જૈનો વિશે જે હકીકતો રજૂ કરાઈ છે તે ભ્રમપૂર્ણ છે. આથી લેખકે આ પુસ્તકની બીજી આવૃત્તિ પ્રગટ ન થાય ત્યાં સુધી આ ભૂલોને સુધારીને એક પેમ્ફલેટરૂપે એ જ પુસ્તકમાં સુધારો-વધારો મુકવાની જરૂરત છે. અમે આશા રાખીએ કે—લેખક અને પ્રકાશક આ ભૂલો સુધારવા પ્રયત્નશીલ બનશે.

બીજી આવૃત્તિ પ્રસંગે મૂળમાં જ આવી ભૂલો રહેવા ન પામે અને બીજા વિદ્વાનો આ પુસ્તકના આધારે ભૂલોની પરંપરા ન વધારે એ માટે આથી સૂચન કરીએ છીએ.



# એક અભિનંદનીય નિર્ણય

અહિંસાપ્રેમી સજ્જનોને એ જાણીને હર્ષ થશે કે, મધ્ય ભારતની સરકારે નીચે આપેલા અગિયાર દિવસોમાં કસાઈખાનાં સર્વથા બંધ કરવાની જાહેરાત કરીને આજ્ઞાપત્રિકા પ્રસારિત કરવાનું અભિનંદનીય પગલું ભર્યું છે.

| | |
|---|---|
| ૧ તા. ૨૬ મી જાન્યુઆરી. | ૭ પર્યુષણાનો પ્રથમ દિવસ. |
| ૨. તા. ૩૦ મી જાન્યુઆરી. | ૮. પર્યુષણાનો અંતિમ દિવસ (સંવત્સરી) |
| ૩. રામનવમી. | |
| ૪. મહાવીરજયંતી | ૯. અનંત ચતુર્દશી. |
| ૫. તા ૧૪ મી ઑગસ્ટ | ૧૦ તા. ૨ જી ઑક્ટોબર. |
| ૬. કૃષ્ણજન્માષ્ટમી. | ૧૧ મહાશિવરાત્રિ. |

ભારતની અહિંસક સંસ્કૃતિનો આદર્શ રજૂ કરતા આ નિર્ણય માટે મધ્ય ભારતની સરકારને અનેકશઃ ધન્યવાદ ઘટે છે.

અમે આશા રાખીએ કે ભારતના પ્રત્યેક પ્રાંતની સરકારો આ આદર્શનું અનુકરણ કરી ભારતીય સંસ્કૃતિને ઉજ્જવળ બનાવવા પ્રયત્નશીલ બનશે.

# શેઠ હઠીસિંહે લખાવેલી
# શ્રીપાલચરિત્રની સચિત્ર પ્રતિ

લેખક શ્રીયુત ભંવરલાલજી નાહટા

શ્રીપાલ ચરિત્ર દિગંબર અને શ્વેતાંબર બંને સંપ્રદાયોમાં અત્યંત પ્રસિદ્ધ છે. પ્રાકૃત, સંસ્કૃત, અપભ્રંશ, હિંદી, ગુજરાતી, રાજસ્થાની અને કન્નડ ભાષામાં રચાયેલા લગભગ ૮૦ ગ્રંથો શ્રીપાલની કથા સંબંધમાં રચેલા મળે છે. આ કથા કેટલી પ્રાચીન છે અને સૌથી પહેલું ચરિત્ર કયું હતું એનું હજી અન્વેષણ થવું બાકી છે. લશ્કર (ગ્વાલિયર)ના ભંડારમાંથી ભવાનીવિજયે રચેલું વિસ્તૃત સંસ્કૃત ગદ્યબદ્ધ 'શ્રીપાલ ચરિત' મળે છે, જેમાં ૧૨૦૦૦ શ્લોક પ્રમાણવાળા ધનેશ્વરે [સૂરિજીએ] રચેલા બૃહત્ શ્રીપાલચરિત્રના આધારે આની રચના થવાનો ઉલ્લેખ તેમાં કર્યો છે. પરંતુ આ બૃહત્ ચરિત્ર હજુ સુધી જાણવામાં આવ્યું નથી. આથી એની શોધ થવી જરૂરી છે.

પ્રાપ્ત શ્રીપાલચરિત્રોમાં રત્નશેખરસૂરિનું પ્રાકૃત 'સિરિવાલકહા' ખૂબ પ્રસિદ્ધ છે. ૧૮મી શતાબ્દીમાં ઉપાધ્યાય વિનયવિજયજી અને ઉપા૦ યશોવિજયજીએ 'શ્રીપાલ રાસ' રચ્યો અને તે પણ અત્યંત લોકપ્રિય થયો. આ રાસની લોકપ્રિયતાના કારણે આના કેટલાયે અનુવાદ સાથેના અને સચિત્ર સંસ્કરણો પણ નીકળ્યાં છે. આ રાસની કેટલીક હસ્તલિખિત સચિત્ર પ્રતિઓ પણ મળે છે, જેમાંથી એક વિશિષ્ટ-પ્રતિનો પરિચય અહીં કરાવવામાં આવે છે. આ પ્રતિ કલકત્તાના બાબુ સુરપતસિંહજી દૂગડના સંગ્રહમાં છે. આની પત્રસંખ્યા ૧૦૦ છે. સં ૧૮૯૭ના જેઠ સુદિ ૧૫ને શુક્રવારે અમદાવાદના સુપ્રસિદ્ધ શેઠ હઠીસિંહ કેસરીસિંહે આ પ્રતિ લખાવેલી છે. લહિયા ખુશિયાલે આ પ્રતિ લખી છે અને એના ચિત્રો ચિતારા અંબારામ આસારામે બનાવ્યા છે. ચિત્રકારનું નામ બહુ ઓછી પ્રતિઓમાં મળી આવે છે, આથી આ પ્રતિનો આ ઉલ્લેખ મહત્ત્વપૂર્ણ છે. બીજી મહત્ત્વપૂર્ણ વાત આની અંતે હીરવિજયસૂરિ, વિજયસેનસૂરિ, વિજયદેવસૂરિ, વિજયપ્રભસૂરિ, ઉપાધ્યાય વિનયવિજય, ઉપાધ્યાય યશોવિજયનાં ચિત્રોની છે. જો કે આ ચિત્રો પરવર્તી હોવાથી કલ્પિત જ હોવા સંભવે છે, અંતિમ ચિત્ર ઐતિહાસિક દૃષ્ટિએ વિશેષ મહત્ત્વનું છે, જેમાં લક્ષ્મીવિજય અને ઋદ્ધિવિજયની સાથે શેઠ હઠીસિંહ કેસરીસિંહ પણ ચિત્રિત છે. અહીં એ ચિત્રોનું વિવરણ આપવામાં આવે છે.

આ પ્રતિના કુલ ચિત્રોની સંખ્યા ૧૪૧ છે. અર્થાત્ કેટલાક પત્રોમાં બંને બાજુએ અને ક્યાંક એક જ પૃષ્ઠ પર બે ચિત્રો જોવાય છે. આટલાં અધિક ચિત્રોવાળી પ્રતિ વિરલ જ મળી આવે છે. આમાં કથાપ્રસંગની બધી મહત્ત્વપૂર્ણ ઘટનાઓના ચિત્રો ચિત્રિત કરેલા છે. આ ચિત્રોમાં ચિત્રકારના સમયના પહેરવેશ અને લોકજીવનની સાથે વહાણ વગેરે એ સમયે કયા પ્રકારના બનતાં હતા તેનું સારું જ્ઞાન મળે છે. પ્રત્યેક ચિત્રનો સંક્ષિપ્ત પરિચય પણ સાથોસાથ આપેલો છે. મેં આ પરિચયની સાથે જ આવશ્યક વિવરણ પણ લખી લીધું છે. પરંતુ તે ખૂબ વિસ્તૃત હોવાથી આ લેખમાં પ્રકાશિત કરવાનો સંભવ નથી. આથી એનાં કેટલાક શીર્ષકો આપીને ઐતિહાસિક વ્યક્તિઓના ચિત્રોનું વિવરણ આગળ આપવામાં આવે છે.

(૧) ચોવીશ જિનને કવિ નમે છે.

(૨) શ્રીગૌતમસ્વામી સિદ્ધચક્રનો ઉપદેશ શ્રેણિક રાજાને દે છે.

(૩) ઉજ્જૈની નગરી, રાજા, રાણી, કુવરી બે, જૈનમતિ અધ્યાપક મેણાને ભણાવે છે, શૈવમતિ અધ્યાપક સુરસુદરીને ભણાવે છે

(૪) રાજા કચેરીમાં બે કુમરીને પ્રશ્ન પૂછે છે.

(૫) મસ્તક મેણાં ધુણાવે છે.

(૬) પ્રજાપાલ રહવાડી નીકળ્યા, તિહા ઘોડો વાળ્યો વ દૂંવ આયો, સામી ધૂડ ડડતી દેખી તે કોઢિનુ સૈન્ય આવે છે વેસરની અસવારી.

(૭) પ્રજાપાલ મેણાંને કહે છે કર્મ પક્ષ મૂકિ

(૮) કોઢિનુ સૈન્ય નગરમે આવ્યો

(૯) અંબર રાણા મૈણાનુ પરણાવૈ છે કોઢિયા પરણાવે છે

## ઐતિહાસિક વ્યક્તિઓનો ચિત્ર પરિચય

### (૯૮–અ) (૧) હીરવિજયસૂરિ–વિજયસેનસૂરિ

બે પાટ પર સામસામે શ્રીહીરવિજયસૂરિ અને વિજયસેનસૂરિ બેઠા છે હીરવિજયસૂરિ અને વિજયસેનસૂરિએ નાક ઉપર બાંધેલી મુહપત્તિ કાનોમા પરોવેલી છે

### (૯૮–બ) (૨) શ્રીવિજયદેવસૂરિ તથા વિજયપ્રભસૂરિ

બે પાટ પર સામસામે વિજયદેવસૂરિ અને ત૦ વિજયપ્રભસૂરિ બેઠેલા છે વિજયદેવસૂરિ અને વિજયપ્રભસૂરિએ નાક ઉપર બાંધેલી મુહપત્તિ કાનોમાં પરોવેલી છે

### (૯૯–અ) (૩) ઉપા૦ વિનયવિજય તથા ઉપા૦ યશોવિજય

આ પત્રમાં બે ચિત્રો છે. બ્લ્યુ પૃષ્ઠ ભૂમિના ચિત્રમાં પાટ પર બેઠેલા શ્રીવિનયવિજયજી 'શ્રીપાલરાસ' નિર્માણ કરી રહ્યા છે. સામે ઠવણી પર પુસ્તક પડેલુ છે. હાથમાં બેરખો અને પાટી પર કાગળ છે તેમાં લખી રહ્યા છે એ જ પ્રકારે શ્રીયશોવિજયજીનું બીજુ ચિત્ર છે આ બનેનાં વસ્ત્રો શ્વેત છે અને કાન સુધી મુહપત્તિ બાધેલી છે

શ્રીવિનયવિજય ઉપાધ્યાય જોડે છે, તે લખે છે. શ્રી યશોવિજય ઉપાધ્યાય સંપૂર્ણ કરે છે

### (૯૯-બ) પ્રશસ્તિ લેખનપુષ્પિકા

संवत् १८९७ ना वरपे ज्येष्ठ सुदी पुन्यिम तिथौ वार शुक्रे । लखावितं श्रावक पुण्यप्रभाविक ॥ जैनशासन उद्योतकारी ॥ सेठ हठीसंघ केसरीसंघ परोपकाराय ॥ लखि कृतं ॥ लहीया खुशियालजी ॥ अहम्मदावाद ॥

### (૧૦૦–અ) (૪) લક્ષ્મીવિજય, ઋદ્ધિવિજય, તથા હઠીસિંહ કેસરીસિહ

પૂરા પૃષ્ઠમાં લીલી પૃષ્ઠભૂમિનું ચિત્ર છે, જેમા સિહાસન પર પં લક્ષ્મીવિજયજી તથા સામે બાજોઠ પર મુનિ ઋદ્ધિવિજયજી બેઠેલા છે પાછળ શેઠ હઠીસિહ તેમજ કેશરીસિહ હાથ જોડીને ઊભા છે. સાધુઓનાં વસ્ત્રો પીળાં તથા ખાંધ પર કાંબળ છે મુહપત્તિ હાથમાં છે

" महाराज पं० लक्ष्मीविजेजी तत् शिष्य मु । ऋद्धिविजयजी सेठ हठीचंद केशरीचंद " આ પ્રમાણે ચિત્ર પર લખેલુ છે

'શ્રીપાલ રાસ'ની બીજી સચિત્ર સુંદર પ્રતિ સ્વ૦ પૂર્ણચદજી નાહરના સગ્રહમા છે, પરતુ તે પ્રતિ સામે ન હોવાથી તેનુ વિવરણ આપી શકાય એમ નથી એ સિવાય અન્ય સચિત્ર પ્રતિઓ હોય તો તેનો પરિચય પ્રકાશિત કરવો જોઈએ બડે દાદાજીના મદિરમા શ્રીપાલચરિત્ર સબધી મોટા મોટાં કેટલાંક ચિત્રો છે હવે તો થાણાનુ મદિર આના માટે પ્રસિદ્ધ છે.



# દક્ષિણ-એક કાળે જૈનધર્મનું કેન્દ્ર

લેખકઃ—**શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી**

**આ**પણે દક્ષિણમા જૈનધર્મ ભારતવર્ષના બીજા ભાગોની માફક કેટલા જૂના સમયથી પ્રચલિત હતો, એનો મુખ્યપણે વિચાર કરવાનો હોવાથી ભદ્રબાહુસ્વામી ચૌદ પૂર્વધર દક્ષિણમાં ગયા હતા કે નહીં એ પ્રશ્ન ઉપર વધુ ભાર મૂકવાનો નથી કેમકે શ્વેતાંબર માન્યતા એ સંબધમા દિગબર મંતવ્યથી જુદી પડે છે. મુદ્દાનો પ્રશ્ન તો એ છે કે જૈનધર્મનાં દેવાલયો, સખ્યાબંધ મૂર્તિઓ અને કળાના અદ્ભુત ધામ તીર્થો ભારતની ચારે દિશામા દૃષ્ટિગોચર થાય છે એ ઉપરથી સહજ પુરવાર થાય છે કે ઉપાસકો વિના આવી વિપુલ સામગ્રીનુ સર્જન અસભવિત છે. ઇતિહાસના અજવાળે જોઈ પણ શકાય છે કે ચાહે તો શ્વેતાંબર અગર તો દિગબર માન્યતાધારી શ્રમણો બીજા પ્રદેશની માફક આ દક્ષિણમાં પણ સારા પ્રમાણમાં વિચર્યા હતા કાનડી અને તામિલ ભાષાના ગ્રંથોમાં એ વાતના—જૈનધર્મના ચોવીશ તીર્થંકરોના તેમજ તેમણે ઉપદેશેલા આત્મકલ્યાણના માર્ગના ઉલ્લેખો સારી સંખ્યામાં જોવામાં આવે છે. નિર્ગ્રંથોની વાણી શ્રવણ કરી એને અમલી બનાવવામાં શક્તિ અનુસાર પ્રયત્ન કરનાર જનસમૂહ પણ નાનોસૂનો નથી જ, આ વિષયમાં પૂર્વે જોઈ ગયા અને હવે પછી જોઈશું એ ઉપરથી હરકોઈને એ સ્પષ્ટ સત્યની પ્રતીતિ સહજ થાય તેમ છે મરાઠી ભાષાના પુસ્તક '**દક્ષિણ–ભારત જૈન વ જૈનધર્મ યાંચા સંક્ષિપ્ત ઇતિહાસ**'ના આધારે જ અહી કેટલીક વાતોનો ઉલ્લેખ કરાય છે. એના લેખક બાબગૌડા પાટીલ B. A LL. B ડીગ્રીધારી તેમજ અભ્યાસી સંશોધક છે અને એમણે ચૌદેક અંગ્રેજી ગ્રથોનો અને તેર હિદી આદિ ભાષાના પુસ્તકોનો પોતાની રચનામાં ઉપયોગ કર્યો છે. વળી જાતે વકીલ હોઈ દલીલપૂર્વક દરેકની વિચારણા કરી છે. પોતે દિગબર હોવાથી શરૂઆતમા જણાવી ગયા મુજબ તેઓ એ સપ્રદાયના મતવ્ય પર જ વધુ વજન મૂકે છે અને એ વસ્તુ સહજ છે જો કે આ જાતનો પરિશ્રમ કરનાર એ લેખક મહાશયનુ અવસાન તા ૧૯—૩—૫૫ ન રોજ સાંગલી મુકામે થયેલ છે. તેમની યશસ્વી કારકીર્દિ સબધમા મહારાષ્ટ્રના જાણીતા ને સુપ્રસિદ્ધ 'જૈન–જ્યોતિ' પાક્ષિકના તા. ૫—૪—૫૫ના અકમા વિગતારથી નોંધ પ્રગટ થયેલ છે અહી તો 'સાહિત્યસેવા–પત્રકારિત્વ' મથાળા હેઠળ જે લખાણ પ્રગટ થયેલ છે એ સમ્પાદકના શબ્દમાં મૂકી સતોષ માનીશું

"श्री पाटील हे अत्यत नामवत असे साहित्यकार व इतिहासकार होते जैन साहित्याची त्यानी फार मोठी सेवा करेली आहे मराठी भाषेत जैनधर्म व जैन इतिहास यावर अनेक महत्त्वपूर्ण पुस्तकें त्यानी लिहिली व दक्षिण महाराष्ट्र जैन सभे तर्फे ग्रथमाळा सुरु करुन पुस्तकें प्रकाशित केली .."

તેઓના આત્માને શાન્તિ મળો એવી સહજ પ્રાર્થના સહ જણાવવાનું કે સામ્પ્રદાયિક

મતવ્યની ભિન્નતાને વિસારી મૂકી આજના પ્રગતિમય વાતાવરણમા ભૂતકાલીન ગૌરવની શોધ-ખોળ દ્વારા બહાર આવતી વિવિધ બાબતોને આખ સામે રાખી, આપણે સૌ સમાજના એક અગ તરીકે ભગવત શ્રી મહાવીરદેવની વાણીનો વિસ્તાર વિશ્વના દરેક ખૂણે પ્રસગે એવા માર્ગની શોધ કરીએ અને ઊગતી પેઢીમાં ધર્મ અગે જે એક પ્રકારની ઉદાસીનતા પ્રવર્તતી જોવામા આવે છે તેની સામે ઇતિહાસના આવા જ્વલત દષ્ટાન્તો રજુ કરી નવચેતનાની જ્યોતિ જગાવીએ

સમ્રાટ ચદ્રગુપ્ત અને ખારવેલ સબધમા વિચાર્યા પછી હવે બિંદુસાર અને અશોક પ્રતિ નજર નાખીએ મૌર્યવશમા ચાલ્યા આવતા ધર્મ તરીકે ઉભય જૈનધર્મીની પ્રભાવના મોટા પ્રમાણમાં થઈ હતી આ રાજવીનો સબધ પુષ્કળ વિદેશી રાજ્યકર્તાઓ સાથે હતો. અશોક શરૂઆતમા જૈનધર્મી હતો. તક્ષશિલાની પ્રશસ્તિ મધ્યે ભગવાન્ પાર્શ્વનાથની સ્તુતિનો ઉલ્લેખ એ વાતની સાક્ષીરૂપ છે. બૌદ્ધધર્મી રાણી સાથેના લગ્ન પછી એનું વલણ એ ધર્મ પ્રત્યે ઢળી ગયેલુ જણાય છે એ વેળાની જે જે આજ્ઞાઓ અકિત કરાયેલી આજે જોવામાં આવે છે તે સબધમા માન્યતા એવી છે કે બૌદ્ધધર્મના પ્રચાર અર્થે તેણે આ પ્રયત્ન કરેલો છે પણ બૌદ્ધ ધર્મ અંગે જેમનો અભિપ્રાય પ્રમાણભૂત લેખાય છે તેઓનુ કહેવું છે કે એ આજ્ઞાઓમાં બૌદ્ધધર્મના આદેશો કરતા **જૈનધર્મની** શિક્ષાઓ વધુ છે બૌદ્ધધર્મમા પ્રો. કર્નનો મત વજનદાર લેખાય છે અને ઉપરનુ મંતવ્ય એ પ્રોફેસર મહાશયનુ જ છે. જૈનધર્મી ‘કુરલ’ ગ્રથ અને અશોકના લેખોની આજ્ઞાઓ સરખાવી જોવાથી આ વાત સમજાય તેવી છે.

‘आत्मा अविनाशी आहे’ ‘धर्माच्या नावावर यज्ञामध्यें कोणीहि हिंसा-करु नये.’ धर्माचें पालन प्रत्येक प्राणि मात्रानें करावयास पाहिजे ’ आत्मयाची उन्नत्ति करून पुण्य सचय करण्यास कोंण त्याहि ब्राह्मणाच्या मध्यस्थीची आवश्यकता नाही.’ जो तो आत्मकल्याण साधण्यास स्वतत्र आहे.’ આદિ જે વચનો ભગવત શ્રી. મહાવીરના ઉપદેશમાં જોવામા આવે છે તેનું જ અનુકરણ અશોકના શિલાલેખોમા જુદા જુદા પ્રસગે જોવાય છે

મૌર્ય વશની વશાવલીમાં જાણીતા રાજવીઓના રાજ્યકાળ આ રીતે આલેખી શકાય અને એમા દશરથ અગે ખાસ માહિતી પ્રાપ્ત થતી નથી. બાકી એ દરેકે જૈનધર્મના પાલનમા અને પ્રચારમા ઠીક ઠીક ભાગ ભજવ્યો છે એ મળી આવતા વૃતાન્તો ઉપરથી તારવી શકાય છે

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧. ચંદ્રગુપ્ત | ઈ. | સ. પૂર્વ | ૩૨૨ થી | ઈ. | સ | પૂર્વ | ૨૬૮ | રાજ્યકાળ | વર્ષ | ૫૪ |
| ૨ બિંદુસાર | ,, | ,, | ૨૬૮ | ,, | ,, | ,, | ૨૬૨ | ,, | ,, | ૬ |
| ૩. અશોક | ,, | ,, | ૨૬૨ | ,, | ,, | ,, | ૨૩૨ | ,, | ,, | ૩૦ |
| ૪ કુણાલ | ,, | ,, | ૨૩૨ | ,, | ,, | ,, | ૨૨૪ | ,, | ,, | ૮ |
| ૫. દશરથ | ,, | ,, | ૨૨૪ | ,, | ,, | ,, | ૨૧૬ | ,, | ,, | ૮ |
| ૬. સંપ્રતિ | ,, | ,, | ૨૧૬ | ,, | ,, | ,, | ૨૦૭ | , | ,, | ૯ |

વિદ્વાનોમાં ઉપરની ગણનરી સબધમાં એકવાક્યતા નથી કેટલાક કુણાલ પછી તરત જ સપ્રતિને મૂકે છે અને એ વધુ વિશ્વસનીય જણાય છે. એ અગે લાંબી મથામણ ન કરતાં સમ્રાટ સપ્રતિ સબધમા ચરિત્રકોશકાર જે વાત જણાવે છે તે ટૂકમા જોઈ જઈએ શ્વેતાંબર ગ્રથોમા આ સમ્રાટ સબધી વિસ્તારથી માહિતી ઉપલબ્ધ થાય છે અને એમા અતિશયોક્તિ નથી. એ વાત

કોશકારનુ લખાણ વિચારતા દેખાઈ આવે છે બૌદ્ધ વાઙ્મયમાં જે મહત્ત્વ અશોકનું લેખાય છે, એવુ જ મહત્ત્વ જૈન વાઙ્મયમાં સપ્રતિનુ છે 'यानें जैनधर्मांचे प्रचारक हिंदुस्थान बाहेरील देशात पाठविले होते यानें योद्धा नाहि साधूचा वेष देउन धर्मप्रचार करितां रवाना केले' यानतर मौर्य राज्य सस्थपाक चद्रगुप्त हा अतिम श्रुतकेवली भद्रबाहु बरोबर दक्षिणेंत आला नसून हा सप्रति ज्यास दुसरा चद्रगुप्त अस सबोधिलें जातें, हा, दक्षिणेंत आल्याचे या कोशात लिहिलें आहे...'

આ ઉપરથી દક્ષિણમા બીજા ભદ્રબાહુસ્વામી ગયાની વાતને પુષ્ટિ મળે છે એ ગમે તેમ હો પણ આ બધાં લખાણો એ વાત તો ખુલ્લી રીતે વદે છે કે દક્ષિણમાં ઘણા જૂના સમયથી **જૈનધર્મ** પ્રચલિત હતો બીજા ભાગમા અને ખાસ કરી ઉત્તર પ્રદેશમાં ગજ્યકર્તા જૈનધર્મી નૃપોનુ દક્ષિણ માટે આકર્ષણ પણ હતું શ્રમણોનો સમૂહ અન્ય પ્રદેશોમાં જેમ ધર્મના પ્રચારાર્થે વિચરતો હતો તેમ આ ભાગ પણ તેમની પદધૂલીથી વચિત નહોતો રહ્યો. જ્યા શ્રમણો વિચરતા હોય ત્યાં ઉપાસકો હોય જ.

હવે ભાગ્યે જ કહેવાની આવશ્યકતા રહે છે કે આજે જેમ કેટલાક વિદ્વાન્ ગણાતા શોધકો કિવા રાજ્યધુરિણો ઊડાણમાં ઊતર્યા વિના જૈનધર્મની શરૂઆત ભગવાન શ્રીમહાવીર-દેવે કરી છે એમ કહી નાખે છે તેમ એવા જ કેટલાક, દક્ષિણમા જૈનધર્મનો પ્રાદુર્ભાવ શ્રી. ભદ્રબાહુસ્વામીના આગમનથી બતાવે છે એ ઉભય મતવ્યો તદ્દન ભૂલભર્યા છે, એ તો સૂર્યના પ્રકાશ જેવી સ્પષ્ટ વાત છે. ભ પાર્શ્વનાથ અને ભ. નેમનાથ જેવા તીર્થપતિઓની હયાતી ઇતિહાસે સ્વીકારેલી છે 'કુરલ' ગ્રથના આધારે અહિસાના મૂળ પ્રણેતા ભ. આદિનાથ છે એ વાત પણ જાહેર થયેલી છે અને શોધખોળ આગળ વધતાં બાકીના તીર્થંકરો સબંધમાં પણ જૈન સાહિત્યના ઉલ્લેખો સાચા છે એ પુરવાર થવાની નોબત બજી રહી છે આ ઉપરથી અતિમ તીર્થપતિએ **દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, અને ભાવ**ને ધ્યાનમાં રાખી સનાતન સિદ્ધાંતોને ઉચિત સ્વાગ સજાવી પ્રગટ કર્યા, એનુ નામ જ **જૈનધર્મ** તેમ દક્ષિણમા જૂના સમયથી જૈનધર્મ હતો જ શ્રવણબેલગોળના બનાવથી એ વધારે પ્રસિદ્ધિને પામ્યો, એમ કહીએ તો એમા સત્યનો અપલાપ નથી એ સબંધમાં કાનડી અને તામિલ ભાષામાં રચાયેલા સાહિત્ય પ્રતિ મીટ માડીશુ.

એ ઉપરથી કેટલાક રાજવશો જૈનધર્મી હતા, અને તેઓમાના અમુકે તો એ ધર્મ સ્વીકારી આત્મશ્રેયનો પથ ઉજાળ્યો છે એ વાત પણ સ્પષ્ટ જણાશે



## નવી મદદ

૫૦ ) શ્રી ગોડીજી મહારાજ જૈન મંદિર,
પાયધુની, મુંબઈ.



# ઉત્કૃષ્ટતપ

## ઉપસર્ગ અને બોધપાઠો

લેખક–પ્રો॰ શ્રીયુત **હીરાલાલ ર. કાપડિયા** એમ એ

**આ**પણે કોઈ પણ સારુ મોટુ કામ ઉપાડીએ એટલે એ સીધેસીધુ પાર ઊતરે એવુ ભાગ્યે જ બને છે ઘર બંધાવવાની વાત તો દૂર રહી, પરંતુ એ સમરાવવાનુ કાર્ય હાથ ધરીએ તો તેમાયે કેટલીકવાર અણધારેલી મુશ્કેલી ઊભી થાય છે "ઘર તો કે ઊકેલી જો અને લગન તો કે માંડી જો" એ કહેવત આ બાબતની સાક્ષી પૂરે છે ગૃહસ્થ–જીવનમાંના એક મંગલકારી અને આનંદજનક અવસરરૂપ ઓળખાવાતો લગ્ન જેવો શુભ પ્રસંગ પણ નિર્વિઘ્ને ઉજવાય છે ખરો? કોઈક અંતરનુ સગુ કે ખાસ ઓળખીતુ એવે જ સમયે રીસાઈ જાય અને એને મનાવતાં નવનેજા પાણી આવે છે. નહિ માંદાનુ કોઈ માંદું થઈ જાય છે અને કોઈક તો એકાએક સ્વધામ પહોંચી જાય છે આમ આફતોની હારમાળા ઉપસ્થિત થાય છે

આ તો સાંસારિક પ્રવૃત્તિઓમાં નડતા ઉપસર્ગોની વાત થઈ. આત્મોન્નતિ સાધવાની તીવ્ર તાલાવેલી થતા એ મહાભારત કાર્યને સિદ્ધ કરવા માટે જે સ્તુત્ય પગલાં ભરાય તેમાંયે કેટકેટલી મુશીબતોનો પાર પામવાના પ્રસંગો આવી ચડે છે. આનુ એક અનુપમ ઉદાહરણ આપણને શ્રમણ ભગવાન મહાવીરસ્વામીના જીવનમાથી જાણવા મળે છે એ વાત હવે હું વિચારું છુ અને એમાથી કેટલાક મુદ્દાઓ–બોધપાઠો પણ તારવી શકાય તેમ જણાય છે તે પણ દર્શાવવા ઇચ્છુ છુ

**મહાવીરસ્વામીએ** આજથી લગભગ પચ્ચીસ સો અને પચ્ચીસ વર્ષ પૂર્વે–ઈ સ. ૫૬૯મા સર્વ પાપમય પ્રવૃત્તિને તિલાંજલિ આપવાની ભીષ્મ પ્રતિજ્ઞા લીધી જૈન ધર્મની વિજયપતાકા ફરકાવનારી દીક્ષા લીધી. એ દીક્ષા લેતાવેત એમના ત્રણ જ્ઞાનમા ઉમેરારૂપે એમને ચોથું મનઃપર્યવજ્ઞાન ઉદ્ભવ્યુ આત્માનો ઉત્કૃષ્ટ વિકાસ સાધવા માટે એમણે પૂરેપૂરું બળ અજમાવવા માંડ્યું અને તેમાં એમને જાતજાતના ઉપસર્ગોનો સામનો કરવો પડ્યો. આ બધા ઉપસર્ગોને આપણે ત્રણ વર્ગમાં વહેંચી શકીએ—(૧) જઘન્ય, (૨) મધ્યમ અને (૩) ઉત્કૃષ્ટ. આ ત્રણેમાં તરતમતાની દૃષ્ટિએ પેટા–વર્ગ પાડી શકાય તેમ છે અહી તો આપણે આ પ્રત્યેક વર્ગમાના ઉત્કૃષ્ટ જ ઉપસર્ગની નોંધ લઈશુ કટપૂતના વ્યંતરીએ જે શીતનો–ટાઢનો ઉપસર્ગ કર્યો એ જઘન્ય ઉપસર્ગમાં સૌથી મહાન્ છે. એવી રીતે **સંગમે** કાલ–ચક્ર રચી **મહાવીરસ્વામીને** તો ખૂબ જ હેરાન કર્યા તે મધ્યમ ઉપસર્ગની પરિસીમા છે આ બને ભયંકર ઉપસર્ગોને જ નહિ, પરંતુ અનેક ઉત્કૃષ્ટ ઉપસર્ગોને ટપી જાય એવો અર્થાત્ ઉત્કૃષ્ટતમ

ઉપસર્ગ તે કાનમાના શલ્યનુ ઉદ્ધરણ છે[૧] આ વિકટ પ્રસંગ મહાવીરસ્વામીની આત્મસાધનાના તેરમા છેલ્લા વર્ષમા (ઈ. સ. પૂર્વે ૫૫૭–માં) બનવા પામ્યો છે

**આવસ્સયની** નિજ્જુત્તિ (ગા ૫૨૫)માં, તારમાં જેમ મિતાક્ષરીતો ઉપયોગ કરાય છે તેમ આ ઉત્કૃષ્ટતમ ઉપસર્ગ વર્ણવાયો છેઃ[૨] છમ્માણી ગામ, ગોવાળ, કટના શલ્યનો પ્રવેશ, મધ્યમ પાપા, ખરક વૈદ્ય, અને **સિદ્ધાર્થ** વાણિયો (વણિક) કઢાવે છે.

આને લગતી પ્રસ્તુત ગાથા નીચે મુજબ છેઃ—

"सम्माणी गोव कडसलपवेसणं मज्झिमाए पावाणं ।
खरतो वेज्जो सिद्धत्थ वाणिओ णहिरावेति ॥ ५२५ ॥"

આ પ્રસગ, શબ્દના નાહક સાથિયા પૂર્યા વિના અને પ્રત્યેક મુખ્ય બીનાને પૂરતો ન્યાય આપીને **આવસ્સય**ની ચુણ્ણિના કર્તાએ આલેખ્યો છે ઉપલબ્ધ સાહિત્ય જોતા પ્રાચીનતાની દૃષ્ટિએ પણ આ આલેખન મહત્ત્વનુ છે[૩] એટલે એનો હુ અહી ગુજરાતીમા અનુવાદ આપુ છુ.

ત્યાર બાદ (મહાવીર) સ્વામી 'છમ્માણી' (સ. ષણ્માની) નામના ગામમાં ગયા અને એની બહાર પ્રતિમાઓ (અર્થાત્ કાયોત્સર્ગ–ધ્યાનમાં) રહ્યા. ત્યાં એમની પાસે એક ગોવાળ બળદો મૂકીને ગામમાં પેઠો. (ગાય વગેરે) દોહવા વગેરેનું કાર્ય કરીને એ (ત્યાંથી) નીકળ્યો. પેલા બળદો તો જગલમાં ચરવા માટે ચાલ્યા ગયા. પછી પેલો ગોવાળ આવ્યો. એણે (મહાવીરસ્વામીને) પૂછ્યુ. હે દેવાર્યક! બળદો ક્યાં છે? ભગવાન મૌન રહ્યા. એથી એ (ગોવાળ) ખૂબ ગુસ્સે થયો અને એણે ભગવાનના બને કાનમા 'કાંસ'ની (એક જાતના ઘાસની) સળ નાખી. એક આ કાનમાં અને બીજી બીજા કાનમા પછી એણે એ બનેને પથ્થર વડે એવી ઠોકી કે બને ભેગી થઈ. ત્યારબાદ એણે એ સળીઓના મૂળને–છેડાને ભાગી નાખ્યાં કે જેથી કોઈ એ (સળીઓ)ને કાઢી નાખી ન શકે.

આ સબધમાં કેટલાક એમ કહે છે કે એક જ સળી (એક કાનમા નંખાતાં)[૪] બીજા કાનમાથી બહાર નીકળી ત્યા તો એ ભાંગી ગઈ

ત્રિપૃષ્ઠ રાજાએ આ ગોવાળના (શય્યાપાલક તરીકેના ભવમા) બને કાનમાં તપાવેલુ સીસુ રેડ્યું હતુ ને ઉપરથી વર્ધમાનના (મહાવીરસ્વામીના) બને કાનમાં કટની સળી ન ખાઈ.[૫]

ભગવાનને એ દ્વારા (અસાત) વેદનીય કર્મ ઉદયમા આવ્યુ

---

૧ જુઓ **આવસ્સયની** ચુણ્ણિ (પૂર્વ ભાગ, પત્ર ૩૨૨ આ)

૨ આ ગામે સિદ્ધિય ગામ થઈને **મહાવીરસ્વામી** આવ્યા હતા. આ 'છમ્માણી' ગામ મધ્યમા પાવાની પાસે આવેલી ચપાનગરીના રસ્તા ઉપર આવેલું હતુ.

૩ આ ઉપસર્ગનો ઉલ્લેખ **આયાર**મા તેમજ **પજ્જોસવણાકપ્પમાં** તો નથી

૪ આમ અહી ચૂર્ણિકાર સળીઓ બે નહિ પણ એક હતી અને એ ગોવાળિયાએ ભાગી ન હતી પણ આપોઆપ ભાગી ગઈ હતી એમ મતાંતરની નોધ લીધી છ

૫ આ વાત એક પદ્ય દ્વારા દર્શાવાઈ છે

પછી ( મહાવીરસ્વામી ) મધ્યમા પાપામા ગયા. ત્યાં સિદ્ધાર્થ નામનો વાણિયો હતો એને ઘેર ભગવાન ગયા એ ( સિદ્ધાર્થ )ને ખરક નામનો વૈદ્ય મિત્ર હતો એ બંને સિદ્ધાર્થના ઘરમાં હતા ( મહાવીર ) સ્વામી ભિક્ષાર્થે એ ( સિદ્ધાર્થ )ના ઘરમાં પેઠા. એ વાણિયાએ એમને વંદન કર્યું અને એમની સ્તવના કરી. પેલો વૈદ્ય એ તીર્થંકરને જોઈને બોલ્યો અહો ભગવાન્ સર્વ લક્ષણોથી સંપૂર્ણ છે પરંતુ કેમ શલ્યથી યુક્ત છે? એ ઉપરથી પેલો વાણિયો સંભ્રમપૂર્વક બોલ્યો જો, ક્યાં શલ્ય છે એમા ( વૈદ્યે ) જોયુ તો કાનમા શલ્ય દેખાયુ ત્યા તો વાણિયાએ કહ્યું (આ) મહાતપસ્વીનું આ (શલ્ય) દૂર કર હું ( એના બદલામાં ) સર્વસ્વ આપુ છુ. તને અને મને પણ પુણ્ય થશે

ભગવાન નિષ્પ્રતિકર્મા હોઈ એ ઇચ્છશે નહિ. ( શલ્ય કઢાવ્યા વિના ભગવાન તો ચાલ્યા ગયા ) ત્યારે ( સિદ્ધાર્થે ) માણસ મોકલી ( તપાસ કરાવી ) તો ઉદ્યાનમા પ્રતિમાએ રહેલા એઓ જણાયા.

( સિદ્ધાર્થ અને ખરક ) એ બંને ઔષધો લઈને ( ભગવાન જ્યા હતા ત્યાં ) ગયા. ત્યાં ભગવાનને તેલની દ્રોણીમા મૂકચા અને એમનુ મર્દન કરાયુ પછી ઘણા પુરુષો વડે એમને પકડી રખાવ્યા અને દબાવાયા. ત્યાર બાદ સાણસો લઈને શલ્ય ( વૈદ્યે ) કાઢ્યુ. લોહીથી ખરડાયેલી બે સળીઓ નીકળી. એ સળીઓ જેવી કઢાઈ રહી કે તરત જ ભગવાનથી ચીસ પડાઈ ગઈ. પેલા મનુષ્યોને ઉથલાવીને એ ઊભા થયા.[1]

ત્યાં ( આ ચીસને લઈને ) 'મહાભૈરવ' ઉદ્યાન અને દેવકુલ (દેવમંદિર) થયાં. પછી 'સંરોહણ' ઔષધ (વૈદ્યે) આપ્યુ જેથી (ભગવાન) સારા થયા ત્યાર પછી એમને વંદન કરીને અને એમની ક્ષમા યાચીને (વૈદ્ય અને સિદ્ધાર્થ) ગયા.

આમ એક ગોવાળે શરૂ કરેલા ઉપસર્ગનો, અન્ય ગોવાળે કરેલા ઉપસર્ગથી અંત આવ્યો.

( કાનમાં ખીલા[2] ઠોકનારો ) એ ગોવાળ સાતમી ( નરકે ) ગયો. ખરક અને સિદ્ધાર્થ તો તીવ્ર વેદનાને ઉત્પન્ન કરનારા હોવા છતાં, એ કાર્ય એમણે શુદ્ધ ભાવે જ કરેલુ હોવાથી ( સ્વર્ગે ) ગયા.

આ ઘટના આપણને અનેક વિચારણા પૂરી પાડે છે—

(૧) આવેશમાં કરેલું કર્મ ભોગવવું પડે છે.

(૨) કર્મ કર્યું કે તરત જ તેનું ફળ મળે જ એવો નિયમ નથી અનેક ભવો પછી પણ એનું ફળ ભોગવવાનો વારો આવે

(૩) હિંસા અહિંસાની સમીક્ષા યોગ્ય રીતે થવી ઘટે

(૪) શરીરની કેટલીક ક્રિયા ઉપર મનોબળની ઝાઝી અસર થતી નથી

(૫) અનાદિ કાળના સંસ્કારોનું બળ જેવું તેવુ નથી.

---

૧ આ ઉપરથી એમ લાગે છે કે મહાવીરસ્વામીના કાનમાથી ખીલા ( કીલક ) કાઢચા ત્યારે એઓ સૂતેલા હતા.

૨ **સુબોધિકામાં** "कर्णकीलककर्षणं" એવો જે ઉલ્લેખ છે તેમાના 'કીલક'નો અર્થ ખીલો કરાય છે.



### જ્યો૦ અલવા લિખિત

# બે સ્વર્ણાક્ષરી કલ્પસૂત્રની પ્રશસ્તિઓ

### લેખક: શ્રીયુત ભંવરલાલજી નાહટા

**સ્વર્ણાક્ષરી** પ્રતિઓ સૌથી વધારે 'કલ્પસૂત્ર' અને 'કાલિકાચાર્ય કથા'ની જ મળે છે, આમાંથી કેટલીક પ્રતિઓમાં લેખનપ્રશસ્તિ સંક્ષિપ્તરૂપે જ મળે છે અને કેટલીક પ્રતિઓ એવી પણ છે જેમાં ગદ્ય અને પદ્યમાં ઐતિહાસિક દૃષ્ટિએ મહત્ત્વની પ્રશસ્તિઓ પણ મળે છે. અમે સંગ્રહ કરેલી પદ્યબદ્ધ બે પ્રશસ્તિઓ 'જૈન સત્ય પ્રકાશ'માં વર્ષ; ૨૦, અંક, ૬ અને ૭માં પ્રગટ કરી છે, તે બન્ને પ્રશસ્તિઓ ખરતરગચ્છના વિદ્વાનોએ રચેલી છે પ્રસ્તુત લેખમાં ઉપકેશગચ્છ અને અચલગચ્છની એક પદ્યબદ્ધ અને એક ગદ્યબદ્ધ પ્રશસ્તિઓ પ્રકાશિત કરવામાં આવે છે આ બન્ને પ્રશસ્તિઓવાળી પ્રતિઓનો લેખક એક જ વ્યક્તિ છે, કે જેનું નામ જ્યો૦ અલવા હતું એક પ્રતિમાં એનું વિશેષણ 'જ્યોતિ' અને બીજીમાં 'જ્યો૦' મળે છે. આથી તે જ્યોતિષી હોવાનું પ્રતીત થાય છે. એ સમયે કેટલાયે સારા લેખકો બનતા હતા; તેમની પાસે વિશિષ્ટ પ્રતિઓ લખાવવામાં આવતી હતી. અલવા પણ એવા જ લેખકોમાંનો એક હતો.

પહેલી પ્રશસ્તિવાળી પ્રતિમાં 'કલ્પસૂત્ર'ની પછી 'કાલકકથા' આપેલી છે. તે સં ૧૩૨૫માં હરિપ્રભસૂરિએ રચેલી છે અને બીજી પ્રતિની કથા સં ૧૩૮૯માં ધર્મપ્રભસૂરિના શિષ્ય પ્રદ્યુમ્નસૂરિએ રચેલી છે પહેલી પ્રશસ્તિ પાટણના પ્રાગ્વાટવંશીય સુશ્રાવક ગુણરાજની લખાવેલી છે. અને દેવગુપ્તસૂરિને આપવામાં આવેલા 'કલ્પસૂત્ર'ની છે આ પ્રતિ સં. ૧૫૦૬ માઘ કૃષ્ણ દ્વિતીયાએ લખેલી છે

દેવગુપ્તસૂરિ ઉપકેશગચ્છની શાખા દ્વિવંદનીકગચ્છના આચાર્ય હતા. આ પ્રશસ્તિના છઠ્ઠા-સાતમા શ્લોકમાં લખ્યું છે કે—દેવગુપ્તસૂરિની પાસે કાલા, રામ અને લક્ષ્મણ—આ ત્રણ ભાઈઓએ પોતાની માતાની સાથે દીક્ષા ગ્રહણ કરી, એનો મહત્ત્વપૂર્ણ ઉલ્લેખ છે કાલાનું દીક્ષિત નામ ધર્મરત્ન, રામનું ભાવરત્ન અને લક્ષ્મણનું દયારત્ન તેમજ માતાનું નામ ધર્મલબ્ધિ રાખવામાં આવ્યું હતું આ વંશના ગણિયા (ગુણરાજ) શ્રાવકે કરેલા ધર્મકાર્યોનો ઉલ્લેખ પણ મહત્ત્વનો છે, આ પ્રતિ 'નિત્ય-વિનય-મણિ-જીવન જૈન લાયબ્રેરી' કલકત્તાના હસ્તલિખિત સંગ્રહમાં છે, ૧૭ શ્લોકોની પ્રશસ્તિ પછી સં ૧૭૩૫ માઘ વદિ ૧૧ ને રવિવારે વિનયસાગરને શા ભોગીદાસે વહોરાવી—એનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. પ્રતિ ૧૦૧ પત્રોની છે

બીજી ગદ્ય-પ્રશસ્તિવાળી પ્રતિના કાલકાચાર્ય કથાનાં જ પત્રો મળે છે. 'કલ્પસૂત્ર'નાં આગળના પાના સંભવ છે કે, બીજા કોઈ સંગ્રહમાં પહોંચી ગયા હશે સં ૧૫૧૦ના ફાગણ સુદિ ૫ ને રવિવારે આ પ્રતિ લખાઈ છે, અચલગચ્છના જયશેખરસૂરિના ઉપદેશથી ઓસવાલ

બપ્પણાગોત્ર મિઠુડિયા શાખાના શા પાસાની પત્ની ચમકૂ શ્રાવિકાએ એ લખાવી છે. એમા પણ તીર્થોદ્ધાર, યાત્રા, અહમદપાતિસાહિ, અને કુતુબુદ્દીનથી સમ્માન પ્રાપ્ત કરવા વગેરેનો ઉલ્લેખ મહત્ત્વનો છે 'કાલકાચાર્ય કથા' પત્રાંક ૧૩૨ થી ૧૪૨ સુધીમા છે, જેમા ૧૩૩ અને ૧૩૫ ના વચ્ચેના બે પત્રો નથી, એની પહેલા ૧૩૧ પત્રોમાં 'કલ્પસૂત્ર' સચિત્ર લખાયેલુ છે, જેની પ્રતિ અત્યારે કોઈ સંગ્રહાલયની શોભા વધારી રહ્યુ છે, જેનો પત્તો લગાવવો જરૂરી છે

આ બને પ્રતિઓ ૧૬ મી શતાબ્દીના પ્રારંભની છે અને એ શતાબ્દીમા સૌથી અધિક સ્વર્ણાક્ષરી પ્રતિઓ લખાયેલી છે. ૧૭ મી શતાબ્દીથી ઉત્તરોત્તર સ્વર્ણાક્ષરી પ્રતિઓ ઓછી લખાયેલી મળે છે, એ જ રીતે આજે પણ લખાવવામા આવે છે

## पद्य प्रशस्ति

**कल्पसूत्र**—कालिकाचार्य कथा पत्र १०१ (सचित्र सुवर्ण लिपि) कालिकाचार्य कथा—

पूर्ष—पक्षो—यक्षेब्दे, श्रीप्रद्युम्नः कथां व्यधात् ।
प्रार्थितो देवविमोहगुरुणा श्री**हरिप्रभु(भ)सूरिणा** ॥७४॥
इति श्रीकालिकाचार्यकथा समाप्ता ॥ छ ॥ श्री ॥

*

अस्त्यत्र जम्बूद्वीपेऽस्मिन् क्षेत्रं भारतनामकम् ।
तत्रार्या सन्ति बद्धोपि देशो **गूर्जर**संज्ञिक. ॥ १ ॥
श्री**गूर्जर**मध्यवर्तनपुरं सन्मन्दिरैर्मण्डितम् ।
काशीतिचतुःपथे स्त्रिभिर्युतै' दुर्गद्रुमैः सेवितम् ॥
वापीकूपसरोवरैर्जिनगृहैः संशोभितं सर्वदा,
सत् श्री**मानणहल्लकं** पुरं जीयात् सदा पत्तनम् ॥ २ ॥
तत्र श्रेष्ठी गुणैर्ज्येष्ठ' **प्राग्वाटा**न्वयसम्भव' ।
नामतो **हरदे** ज्ञेयो जिनधर्मपरायण' ॥ ३ ॥
तद्वल्लभा सकलशीलगुणे प्रसिद्धा, **पांचव**भिधा विनयदानदयासुदक्षाः ।
पुत्रैश्च पञ्चभिर्युता सविवेकयुक्ता, कुन्तेव सा विजयते किल पञ्चमाता ॥ ४ ॥
तस्याद्यो **गुणराज**नाम विदितो **जूठ्य**भिधा तत्प्रिया ।
**सोनाई वरनून**नाम द्वितीयः **काला**भिधानोऽपर ॥
तूर्यो **राम**कलाविचारचतुरः स**लक्ष्मण** पञ्चमः ।
**पूराई** च सुता तया च सुषुवे **बाला**भिधानो सुतः ॥ ५ ॥
**काला**वैस्त्रिभिर्भ्रातृमातृसहितैर्वैराग्यरङ्गाञ्चितै' ।
सूरिश्रीगुरु**देवगुप्त**सुगुरोर्नाता प्रव्रज्या मुदा ॥

कालाकस्य तदाभिधानमुदितं श्रीधर्मरत्नाह्वयं ।
रामस्यापि हि नाममेव विदधे सद्भास्वरत्नो ह्ययम् ॥ ६ ॥
लक्ष्मणस्याभिधानं तु दयारत्नमिति स्फुटम् ।
धर्मलक्ष्म्यभिधा माता सुता धर्मश्रियान्विता ॥ ७॥
उदयरत्नमुदग्रकलानिधिः विजयते सकलशास्त्रविशारदः ।
शिशुरपि प्रथितः पृथिवीतले सुभगता किल वज्रमुनीन्द्रवत् ॥ ८ ॥
ज्येष्ठभ्रातृद्वयं विवेकसहितं शुद्धधर्मेण युक्तं
वित्तं ज्ञानयुतं सदैव विदधे धर्मव्ययेषु व्ययः ।
जैनाज्ञाप्रतिपालकं च विधिना सद्बोधिबीजाश्रितं,
पूज्यश्रीगुरुदेवगुप्तसुगरोः प्राप्त भवस्तारकम् ॥ ९ ॥
अन्यदा गुणियाख्येन अर्जितो द्रव्यसञ्चयः ।
भ्राता सहेलमुत्पन्नं क्रियते धर्मसंग्रहः ॥१०॥
एवं विचिन्त्य बहुधा निजवित्तमादौ, चैत्येषु पञ्चपदेषु व्ययं चकार ।
श्रीदेवगुप्तगुरुसूरिपदप्रसादात् दानादिसाधनपरस्त्रिकवर्गयुक्त ः ॥११॥
श्रीमद्द्विवन्दनीकाख्ये, गच्छे चाभूत् पुरा क्षितौ ।
श्रीसिद्धसूरिगुरवः, कथ्यते यस्य चान्वयः ॥१२॥
तदन्वये विजानीयात् सद्गुरुः कक्कसूरिराट् ।
यैर्बोधितो महीपालः, स्थापितो जिनशासने ॥१३॥
तत्पट्टे विश्वविख्याताः श्रीदेवगुप्तसूरयः ।
नमन्तु भव्या भावेन बोधिबीजस्य दायकाः ॥१४॥
सूरीश्वरा विश्वजनेषु वन्द्याः, श्रीदेवगुप्ता गुरवो जयन्ति ।
युगप्रधानाः भुवि विद्यमानाः, मुनीन्द्रिभि(न्द्रकैः)सेवितपादपः ॥१५॥
श्रीविक्रमात् शतकपंचदशक्रमेषु, पडोत्तरेषु किल माघसुकृष्णपक्षे ।
सद्भोमवासरयुता द्वितीया च याभूत्,
तस्यां च लेखितमिदं गुरुकल्पशास्त्रम ॥१६॥
स्वर्णाक्षरैः सकलकल्प लिखाप्य दत्तः, श्रीदेवगुप्तगुरुसूरिपुरन्दराणाम् ।
सुश्रावकेन गुणराजाभिधेन नाम्ना तद्वाच्यमानमनिशं चिरसौख्यहेतुः ॥१७॥
॥ श्री ॥ ज्योति अलवाकेन लिखितं ॥ श्री ॥

संवत् १७३५ वर्षे महा वदि ११ रवौके दिन श्रीपूज्यश्रीविनयसागरसूरिने साह श्रीभोगीदासजी वहराई उदयपुर मध्ये श्रीरस्तु ॥

## सौनैरी कल्पसूत्र ( नित्य-विनय-मणि-जीवन -लायब्रेरी—कलकत्ता )

### गद्यपुष्पिका

कालकाचार्यकथा—पत्र १३२ से १४२ ( १३३–३५ विहीन ) स्वर्णाक्षरी सचित्र—

इति श्रीकालिकाचार्यकथा संक्षेपतः कृता । अंकाष्टयक्ष १३८९ वर्षेऽसौ श्रीधर्मसूरिभिः ॥ ५७॥ इति श्रीकालिकाचार्यकथा ॥ छ ॥ श्री ॥

ॐनमः॥ श्रीओएसवंशबप्पणागोत्रे मीठडीआसाखायां सा० सलखण भार्या सलखणदेव्याः पुत्रौ जगदद्भुतचरित्रौ महीतीर्थोद्धारयात्रा सफलीकृतवित्तौ सुरसुरभिक्षीरवलक्षवित्तौ सा० तेजा सा० नरसिंहो सुश्रावकावास्तां । तत्र सा० तेजासुश्रावकस्य भार्यातेअलदेवीकुक्षिसरसीराजहंसा प्राप्तपुण्यप्रशंसा-पंचपुत्राः सदाचारपवित्राः श्रीगुर्जरेश्वरपर्षल्लब्धजगदद्भुतप्रतिष्ठा. सकलसुश्रावकाचारसमाचरण-विशिष्टाः श्रीअहमदपातसाहदत्तसन्माना' परोपकारसावधानाः सा० डीडा सा० खीमा सा० भूरा सा० काला सा० गांगानामनो व्यजयन्त सा० डीडासुश्रावकस्य भार्यासूहवदेकुक्षिजन्मा व्यवहारि-मंडलीमंडन सा० नगराजसुश्रावकोऽपरमात्राऽमगदेव्या भार्यानलादेनारंगदेवीपुत्र सा० कालासुश्रा-वकस्य भार्यालाखणदेकुक्षिशुक्तिमुक्ताफलोपमः सौभाग्यभाग्यसमसगम' श्री**कुतबदीन**नरेन्द्र-सन्मानलब्धमहोत्साहः श्रीसंघपूद्धरणीसमुद्धरणादिवराहः सा० पासा सुश्रावक' प्रेयसीचमकू । पुत्र-सा० उदयसी सा० विजयसिंह सा० रुपचंद साह अमरसिंह । पुत्रीहीराईप्रमुखकुटुंबसहितो विजयते । तथा सा० कालाकस्य लघुपत्निकर्पूरदेवीकुक्षिश्रृंगारसारबुद्धिबलसाहसफलस्फारं सा० शिवदास-सुश्रावकः पत्नीशिवादेपुत्र' सा० सिहदत्त सा० समरथपितृव्यपत्नीभरमादेप्रमुखकुटुंबसहितो विजयते सा० सधर्मचारिण्या निर्मलशीलधारिण्या श्रीदेवगुरुभक्तिरसिकचित्तया सक्षेत्रव्ययसफली-क्रियमाणवित्तया साहुआणीचमकूसुश्राविकया । संवत् १५?० वर्षे फाल्गुन सुदि ५ रवौ श्रीकल्पसूत्रपुस्तकं सौवर्ण्णवर्ण्णवर्ण्यं लेखयित्वा श्री**अंचल**गच्छनायकश्रीजयकेसरिसूरीणामुपदेशात् कारितं प्रतिवर्षं श्रीसंघसाक्षिक महमहोत्सपूर्वं सुसाधुजनवाच्यमान चिरं विजयताम् ॥ छ ॥ श्रीश्रमणसंघस्य । शुभं भवतु ।

॥ श्री ॥ **श्री** ॥ यावल्लवणसमुद्रो यावन्नक्षत्रमण्डितो मेरुः । यावच्चन्द्रादित्यौ तावदिदं पुस्तकं जयतु ॥ १ ॥ श्री ॥ ज्यो० अलवाकेन लिखितं ॥



# રાજસ્થાનનાં કેટલાંક જૈન મંદિરો

## ૪. સુમેર તીર્થ

લેખક : પૂજ્ય મુનિરાજ શ્રીવિશાળવિજયજી

**દેસૂરીથી** પા માઈલ ઉપર સુમેર તીર્થ છે, દેસૂરીથી સીધો સડકનો રસ્તો છે મોટર દિવસમાં બે વખત આવે જાય છે ગામમા ચારે તરફ પડી ગયેલાં પથ્થરના મકાનોનાં અવશેષો જોવાય છે, તે પરથી લાગે છે કે અગાઉ આ ગામ સમૃદ્ધ હશે કેટલાંક મકાનોની ભીતો અને પાયાઓ પણ દેખાય છે તે પરથી એમ કહી શકાય કે આ ગામ ૧૦૦–૧૫૦ વર્ષમા ભાગ્યુ હશે જો કે આ ગામમા ગયૈયો રોપ્યાનુ કોઈ ચિહ્ન દેખાતું નથી, પરતુ રાજમાર્ગ પર આવેલુ હોવાથી મુસ્લિમોની ચડાઈ વખતે મુસ્લિમ અને બીજાઓની ફોજ આ માર્ગે થઈને જતી હશે તેથી આ ગામ વારવાર લૂટાતુ હશે લોકોના જાનમાલ સુરક્ષિત રહેતાં નહિ હોય—એવા જ કોઈ કારણે આ ગામની વસ્તી પડી ભાગી હોવી જોઈએ એવુ અનુમાન છે.

અહીં પદરમા સૈકા પહેલા બધાવેલુ એક જૈન મદિર છે, જે આ ગામની પ્રાચીનતાનો ખ્યાલ આપે છે.

મદિરના પ્રવેશદ્વારની બને બાજુએ ચૂનાના મોટા હાથીઓ બનાવેલા ઊભા છે. દરવાજામા પ્રવેશતા પ્રથમ મોટો ચોક છે તે પછી ૩ ચોકી, ગૂઢમડપ અને મૂલગભારો છે. આખુયે દેરાસર પથ્થરનુ સાદુ બનેલુ છે, અને કોટ, ભમતી તેમજ શિખરયુક્ત છે.

મૂળગભારામાં મૂળનાયક શ્રીશાતિનાથ ભગવાનની મૂર્તિ બિરાજમાન છે. તેના ઉપર લેખ છે પણ તદ્દન ઘસાઈ ગયો છે મૂ૦ ના૦ની ડાબી બાજુએ શ્રીઅજિતનાથ ભગવાન અને જમણી બાજુએ શ્રીઋષભદેવ ભગવાન છે આ બંને મૂર્તિઓ મૂળનાયક કરતા પ્રાચીન છે. ધાતુની એક જ મૂર્તિ છે

ગૂઢમંડપના એક ગોખલામાં મણિભદ્ર યક્ષની સ્થાપના છે તેનું હાથીનુ વાહન અત્યત સુદર છે. ગૂઢમડપમાં આપણી ડાબી બાજુએ એક લેખ છે, તેમાં સં ૧૭૩૪માં મેઘવિજયજી જતિએ કંઈ કરાવ્યાનો ઉલ્લેખ છે શુ કરાવ્યુ તે લખ્યુ નથી પણ પ્રાય જીર્ણોદ્ધાર કરાવ્યો હશે એમ લાગે છે.

ત્રણ ચોકીમાં જમણી બાજુએ શાસન યક્ષની મૂર્તિ છે એની નીચે લેખ છે

संवत् १४११ कार्तिक वदि २ .. ... . कारापित समेर ॥

આટલું ઉકેલી શકાય છે. આથી સ્પષ્ટ થાય છે કે આ ગામનુ નામ અગાઉ સુમેર નહિ પણ સમેર હતુ; અને આ મદિર સ ૧૪૧૧ પહેલાંનું હોવું જોઈએ એમ નક્કી થાય છે.

ભમતીમાં બને બાજુએ સામસામે ઓરડીઓ છે એકમા નગારા વગેરે રાખેલા છે અને બીજામા કેસર ઘસવામા આવે છે

થોડા સમય પહેલા આ દેરાસરનો જીર્ણોદ્ધાર કરવામા આવ્યો છે. દેસૂરીના સઘ તરફથી એ વર્ષ ઉપર પ્રતિષ્ઠા કરવામા આવી છે

અહી જૈન ધર્મશાળા અને કારખાનુ છે મુનિમ રહે છે. સાધુ-સાધ્વીઓને આહાર-પાણીની જોગવાઈ મળે છે. યાત્રાળુઓને ભોજન બનાવવા માટે સામગ્રી મળે છે કારખાનાની જમીન વિસ્તારવાળી છે. દીવાલ કરીને જમીન વાળી લીધેલી છે

કારખાનાના દરવાજામા પ્રવેશ કરતા આપણી ડાબી બાજુએ એક દેરી છે તેમા શ્રીઋષભદેવ ભગવાન અને શ્રીગૌતમસ્વામીનાં પગલા છે

કારખાનાની જમીનમા અરટ છે

યાત્રીઓ અને સાધુ-સાધ્વીઓને યાત્રા કરવા યોગ્ય આ તીર્થ છે પાકી સડક છે, કોઈ જાતનો ભય નથી

અહીંથી ૦॥ માઈલ દૂર એક મહાદેવનુ મદિર છે, તે એક હજાર વર્ષ પહેલાનુ છે, તેમાં લેખ પણ છે. ત્યાં પણ ચારે બાજુએ પડી ગયેલા પથ્થરના મકાનો જોવાય છે. ત્યાંથી ૦। માઈલ ઉપર એક વાવડી છે, એક જ પથ્થરમાંથી કુડ કરવામા આવ્યો છે. આજે લાખો રૂપિયા ખરચ કરતાયે આવી વાવડી અને કુડ બની ન શકે

અત્યારે રબારીનાં ૧૨ અને ૪-૫ કુભારનાં ઘરો છે

## ૫. સેસલી ( છેછલી )

**બાલીથી** ૨ ગાઉ દૂર સસલી ગામ છે. આ ગામમા જૈનોની સારી વસ્તી હશે પરતુ આજે અહી અહી પણ જૈનનુ ઘર નથી કોઈ કારણસર અહીથી શ્રાવકો ચાલ્યા ગયા છે સેસલીથી ગયેલાં ૭-૮ કુટુંબો બાલીમાં, ૩૦-૩૫ કુટુબો ખીમેલમા છે અહીથી ગયેલા એ બધા ઢાલાવતથી ઓળખાય છે, તેમનુ ગોત્ર બાગરેસા છે. સેસલીનુ અસલ નામ છેછલી હોવાનું તીર્થમાળાથી જણાય છે જુઓ "પ્રાચીન તીર્થમાળા સગ્રહ"—

**"છેછલી સિણવાડી સાદડી, વામાસુત વદુ તે શુભ ઘડી"**

( શીલવિજયજી કૃત 'તીર્થમાળા' પૃષ્ઠ ૧૦૬, કડી ૬૪ )

**"છેછલીઇં સીરોહીઇં, વીકાનેરે હો કીજે સબ જેર"**

( કલ્યાણસાગર કૃત 'પાર્શ્વનાથ ચૈત્ય પરિપાટી' પૃષ્ઠ ૭૨, કડી ૨૩ )

અહી દાદા પાર્શ્વનાથનુ એક દેરાસર કોટ યુક્ત છે, મૂળનાયકની મૂર્તિ પરિકર સહિત પચતીર્થીની છે. આ મૂર્તિ બાલીથી ૨ ગાઉ દૂર આવેલા લાલરાઈ* ગામના દેરાસરથી લાવીને

[ જુઓ અનુસધાન પૃષ્ઠ ૧૭૦ ]

* લાલરાઈમા શ્રીશાતિનાથ ભગવાનનુ પ્રાચીન દેરાસર હતુ શ્રાવકોની વસ્તી પણ સારા પ્રમાણમા હતી પણ કોઈ કારણે શ્રાવકો ત્યાથી ચાલ્યા ગયા અને મદિર ખડિત થયુ એટલે તેમાંની મૂર્તિઓ બીજે સ્થળે લઈ જવામા આવી એ મૂર્તિઓ પૈકી એક મૂર્તિ સેસલીમા લાવ્યા, જેની મૂળનાયક તરીકે પ્રતિષ્ઠા કરવામા આવી જો કે આ મૂર્તિ સ ૧૪૯૩ની છે પણ ત્યાની બીજી મૂર્તિઓ જેના લેખો 'પ્રાચીન લેખ-સગ્રહ' ભાગ-૨ના નબર ૩૪૭-૩૪૮ પર આપવામા આવ્યા છે—તે પૈકી એક લેખ સ. ૧૨૩૩ના જેઠ વદિ ૧૩ ને ગુરુવારનો છે તેમા જણાવ્યુ છે કે—નાડોલમા રાજ કરતા મહારાજ-



### जैन विद्वान कीर्तिकुशल लिखित

# मुसलमानोंका किस्सा

### ( सं. श्रीयुत अगरचंदजी नाहटा )

**भारतवर्षमें** मुसलमान यद्यपि ७वी ८वीं शताब्दीमें सिन्ध प्रदेशमें आ गए पर उनका प्रभाव १३वी शताब्दीसे ही अधिक व्यापक हुआ; जब कि सम्राट पृथ्वीराज चौहानका अन्त होकर दिल्लीका शासन उनके हाथ आया। कुछ वर्ष शासनके जमनेमें और लग गए, फलतः अलाउद्दीनके समयसे मुसलमनोका शासन बहुत विशाल प्रदेश पर और प्रभावशाली रूपमें पाया जाता है।

जैनाचार्य और जैन श्रावकोका मुसलमान बादशाहोसे सम्बन्ध भी १४वीं शताब्दीसे निरन्तर बढता रहा। सं. १३७१में समराशाहने शत्रुंजय तीर्थके उद्धारकी सुविधा उन्हींसे प्राप्त की थी। अलाउद्दीनके समय ठक्कुर फेरु विविध विषयोके ज्ञाता और ग्रंथकार हो गए है जो अलाउद्दीनके कोपनिरीक्षक भी होगे। उन्होने अपने ग्रंथोकी प्रशस्तियोमें अलाउद्दीनके राज्यका उल्लेख किया है। सं. १३७५में ठक्कुर अचलसिंहने कुतबुद्दीन सुलतानसे फरमान प्राप्त कर हस्तिनापुर और मथुरा आदि तीर्थोंकी यात्रा की थी। श्रावक समाजका तो मुसलमानी बादशाहो और अन्य अधिकारियोंसे अच्छा सम्बन्ध था, पर जैन आचार्योंको उनसे बहुतबार कष्ट भी उठाना पडा है जिसके उल्लेख पट्टावलियो आदिमें प्राप्त होते है। युगप्रधानाचार्य गुर्वावलीमें सं. १३७५–७६ में खरतरगच्छाचार्य जिनचंद्रसूरिजीको पहिले असुविधा और फिर सन्मान प्राप्त करनेका उल्लेख इस प्रकार मिलता है:—

"श्री हस्तिनागपुरात् सर्वोपि संघ: श्रीमथुरामहातीर्थोपरि प्रचलितः सन् स्थाने स्थाने प्रोत्सर्पणां विदधानः श्री**योगिनी**पुरप्रत्यासन्ने **तिलपथ**स्थाने समायातः। अत्रान्तरे **द्रम-कपुरीयाचार्येण** युगप्रवरागमश्री**जिनचन्द्रसूरीणा**मतिशयमसहिष्णुता दुर्जनस्वभावेन स्वर्णछत्रधरणसिंहासनोपदिशनावेकं पै[शु]न्यं महाराजाधिराजपातसाहि**कुतबदीना**ग्रे कृतम्। ततश्च म्लेच्छस्वभावेन पाहसाहिना समग्रोऽपि संघस्तत्रावग्रहं कारित:। श्रीपूज्या सपरिवाराः संघप्रत्य ठ० अचलादिमर्द्धिकसुश्रावकसमन्विता. स्वपार्श्वे समाकारिताः। ततश्च श्रीमत्पूज्य-मुखकमलावलोकनादेव न्यायिमहोदधिना प्रतापाक्रान्तसमस्तभूतलेन श्री**अलावदीन**सुरत्राणपुत्र

रत्नेन श्रीकुतबदीनसुरत्राणेन कथितम्—एतेषां श्वेताम्बराणां मध्ये दुर्जनोक्तं वाक्यं न किमपि जाघटिति। पश्चाद् दीपानाग्रे आदिष्टम्—एतेषां कर्णवारं सम्यगालोच्य येऽन्यायिनो भवन्ति ते शिक्षणीयाः।"

इसके पश्चात् महमदसाहसे जिनप्रभसूरिजीने जो सम्मान एवं तीर्थरक्षणादिकी सुविधा प्राप्त की थी वह तो 'विविधतीर्थकल्प'आदिसे सर्वविदित ही है।

१६वीं शताब्दीमें खरतरगच्छके आचार्य जिनहंससूरि और तपागच्छके आचार्य हेमविमलसूरिको मुसलमान अधिकारियोंसे जो असुविधा हुई—उसका उल्लेख इन दोनो गच्छोकी पट्टावलियोमें पाया जाता है। खरतरगच्छकी पट्टावलीके अनुसार आगरेमें जिनहंससूरिके प्रवेशोत्सवके समयमें किसीने चुगली करने पर सिकन्दर बादशाहने आचार्यश्रीको बुलाकर धवलगृहमें रखा। फिर गुरुश्रीने पादशाहका दिल रंजित कर ५०० बन्दी जनोको छुडाए और अमारि घोषणा करवा कर उपाश्रय लौटे। तपागच्छकी लघुपौशालिक पट्टावलिके अनुसार सं. १५७२में हेमविमलसूरिके कर्पटवाणिज्यमें आने पर किसीने चुगली की और बादशाह मुदास्फिरने आचार्यको पकडनेके लिये सिपाही भेजे। इस खबरके पाते ही सूरिजीको रातोरात विहार कर खंभात पहुंचना पडा। वहां सबसे बारह हजार लेकर खोजकोने गुरुश्रीको बन्दी स्थानमें रक्षित किया। 'लखपतमंजरी'में औरंगशाह द्वारा इनका सम्मानित होना लिखा है। ग्रामादि न लेने पर पालखी आदि दी।

तदन्तर हीरविजयसूरिजीको भी मुसलमान अधिकारियोसे बडा कष्ट उठाना पडा। जिसका 'सूरीश्वर सम्राट' आदिमें विस्तार प्रकाशित ही है। आचार्य शिवचंदसूरिको महान कष्ट सहन करना पडा था, इसका उल्लेख हमारे 'ऐतिहासिक जैन काव्यसंग्रह'में प्रकाशित 'शिवचंद्रसूरि-रास'में मिलता है।

मुसलमान बादशाहो व अधिकारियोके सम्पर्कके कारण जैन आचार्य और विद्वानोको फारसी भाषाका ज्ञान प्राप्त करना आवश्यक हो गया। अत एव फारसीभाषामें रचित कई स्तवन जैन विद्वानो द्वारा बनाए हुए प्राप्त होते हैं। सबसे पहला स्तवन जिनप्रभसूरिजीका रचित है। फिर राजसोम एवं जिनसमुद्र आदिके रचित स्तवन मिलते हैं। सिद्धिचंद्र आदि कई व्यक्तियोंकी फारसी रचनाएं नहीं मिलती पर उनके फारसी भाषाके ज्ञानका उल्लेख मिलता ही है। 'लखपतमंजरी' जो कि कच्छके महाराव लखपतके नामसे कुंवर कुंतलने सं. १७९४में बनाई है उसके अनुसार भट्टारक कनककुशलके गुरु प्रतापकुशल औरंगशाहसे सम्मानित हुए थे और फारसी पढे थे।

"बखत बली तिनके बखत, भये **प्रताप** गुन भानु।
श्री**प्रतापकुशल**जु सुगरु, साहिनि लहि सन्मानु॥ ३३॥

एक समय **ओरंग** सो काहू करी पुकार ।
कही बात कछु सिद्ध की सुनी साहि सिरदार ॥
पासि बुलाये पालखी, फोज भेजि फुरमाग
जवे जुरी चारो नजरि, तबे भयो गलतान
पडे **हिंदवी फारसी,** गुरु जु अकलि गुराव
पूछे दिल्लीपति प्रसन, जिनके वेप जवाब ॥ "

इसके पश्चात् वादशाहने उन्हे गांव आदि देनेका कहा पर उन्होने ग्रहण नहीं किये अतः पालखी देकर बिदा किया। उनके शिष्य भट्टारक कनककुशल हुए, वे भी मुसलमान अधिकारियोसे सम्मानित थे।

"जाने खान जिहां जिन्हे बहादुर बडे नवाब,
सेदनिको मामो सुधर गुन सौरभ गुलाब ।
**जूनागढ** सूवे जबर **बाबी** वंग नुवाव,
**शेरखानि** जिनि सुगुरुको अधिक बढायो आव । "

फिर उनके कच्छके अधिपति लखपत द्वारा सम्मानित होनेका उल्लेख है इन्ही कनककुशलजीके शिष्य कुंवरकुशल थे जिनके फारसी ज्ञानका परिचायक 'ग्रंथ, पारसात नाममाला' प्राप्त हुआ है जो इसी नामवाले फारसीके शब्दकोषका ब्रजभाषाका पद्यानुवाद है। इनके शिष्य संततिका भी मुसलमान अधिकारियोसे सम्बन्ध रहा प्रतीत होता है। सं. १८८८ में इसी परंपराके ज्ञानकुशल शिष्य कीर्तिकुशल लिखित एक गुटका राजस्थान पुरातत्त्व मंदिर, जयपुरके संग्रहसे प्राप्त हुआ है जिसमें कच्छके महाराव पृथ्वीराजके अधिकारी नोतीआर फतेमहमदका यश नव हिंदी पद्योमें और बाबी कमालदीखांन यश छप्पयोमें अमृतध्वनिके रूपमें पाया जाता है।

परंपरागत मुसलमानोके संपर्क और फारसी भाषाके ज्ञानका एक विशिष्ट उदाहरण इस गुटकेके अन्तमें प्राप्त मुसलमानोका **किलमा** है। पर किसका रचित है यह ठीकसे नहीं कहा जा सकता और दो पद्योमें "कहत **मनजीवन** सुनहो अकबरशाह" और पातशाह औरंगशाहका उल्लेख मिलता है। ९वे पद्यमें '**केवल** कहे' शब्द भी आता है इससे इनके रचयिता इन पद्योमेंसे एकका 'मनजीवन' और दूसरेका 'केवल' नामक व्यक्ति होगा। तीसरे पद्यमें अकबरशाह और पांचवेंमें औरंगशाहका नाम है अत एव इनकी रचना अकबर और औरंगजेब जैसे दो प्रसिद्ध बादशाहोके समयमें हुई है। अन्य पद्योंके रचयिता और समयके सम्बन्धमें निश्चित, रूपसे नहीं कहा जा सकता। रचयिता जो भी हो, यहां तो महत्त्वकी बात इनको

संग्रह कर लिखनेवालेकी है। जैन विद्वान साहित्यसेवामें कितने उदार रहे हैं इसका यह ज्वलंत उदाहरण है। विद्वद्वर सूरचन्द्रने अपने 'पैदकविंशति' ग्रंथमें कुरानकी एक कथाको संस्कृतमें पद्यबद्ध की है जिसको प्रकाशित किया जा चुका है। ये किलमा नामके पद्य उसी उदार परंपराकी पुष्टि करते हैं। जैन मुनियोंको इनको सग्रह करनेकी कोई आवश्यकता नहीं थी पर उन्होंने जो इन्हे संग्रहित किया है उसमें उनकी उदारता व साहित्यानुराग ही प्रधान है। अभी तक अन्य कोई भी ऐसा उदाहरण हमारे जाननेमें नहीं आया। इसीलिये इन्हे यहां प्रकाशित किया जा रहा है। इनकी भाषा हिन्दी होना अवश्य ही महत्त्वकी बात है। शब्द तो फारसीके ही अधिक होना स्वाभाविक है। एक कलमाका संस्कृत श्लोक भी उल्लेखनीय है। पहले किलमामें पांच कवित्त व छप्पय है दूसरा चार चारका किलमा है, जिसमें सात सपत है। तीसरा किलमा पद्यांक ८–९–१०वांकी संज्ञा "मुसलमानीना भावना" दी गई है फिर संस्कृतमें किलमाका एक श्लोक है और तदनन्तर मुसलमानको आशीर्वाद देनेका एक पद्य है। संभव है कीर्तिकुशल आदिके कुछ मुसलमान भक्त हो और उनके लिये इन पद्योंकी उपयोगिता व आवश्यकता प्रतीत हुई हो।

### अथ मुसलमानना किलमाना कवित्त लिख्यते—

नूर सीस वारो फिर नीकी ही विचारो<br>
　　दिल चौदहीत वक ऊपर नबीजीको दुरे है

सीस गोवत सतारो कुल्ल आलम ऊगारो<br>
　　जे ते पैगम्बर तीन तीन सिरमोर है।

नांम लेनो निस्तारो, अनलेणो दोजकडारो<br>
　　जम्पत है मनगुनी, खासे महबूब है।

अजवकी आशा उहां, वनै नैन खासा जहां<br>
　　अमत् सा दुस्त मेरे, दूसरा न ओर है ॥ १ ॥

अन्तरमें रसूल जूं गुलावमें वतूल सोहै<br>
　　कुसवोमें अली ज्यो रंगमां अस्नेन है।

मोतिनमें आवदीन बाखरीमें बाखर है<br>
　　जाफरीमें जाफर ओ देखे सुख चैन है।

केवडेमें काजम और नरगसूमें रजा<br>
　　जूहमांन केतकी सौन्या सव अैन है।

सेवन्तीमां आजम केतकीमां काजम
सुनो मर्द मुसलमांनो, यौं विराजत वैन है ॥ २ ॥

कहौ कलमां कलांम बन्दा दृढ है अे मांन
सुनो मुसलमांनाया पूंजी है अमूलकी
जमी आसमांन बीच बागकुं बनाया सांच
हिम्मत गुलाव झार मेंहमद मुख मूलकी
आपहो अपरम्पार श्रेष्ठके करनहार
लाज दरकार अवदल्ल अवदूलकी ।
कहत **मनजीवन** सुनो **अकब्बर**शाह ।
खुदाकी खुदाई पातसाही है रसूलकी ॥ ३ ॥

आदि अलि जुग आदि अलि बनीआत अली
रिद्ध सिद्ध अलि परसिद्ध अली नवनिद्ध अली
समराथ अली शिवनाथ अली ।
**छप्पय**—मद्दत साहदावल्ल मदत जमी अलगरनारी
सद्दत हाजी पीर पीर मद्दत किरमांणी
अब्रुमक्खर[1] सिद्दीख उमर[2] उसमांण[3] गुणखाणी
मुर्तजा अली मैहरुं करे च्यार यार जग जाहिगये ।
हजरत् बीबी फातमां अरज कछुकी मांनियै ॥ ४ ॥

तेनां नाम——अमू मक्खर सिद्दीख (१) उमर (२) उसमांण (३) मूर्त्तजाअली (४) ए चार यारनां नाम । ते च्यार यार मिलने मुसलमाननुं मंडाण कर्युं तेने सपत कहीइं । ते सपत लिख्यते-

**कवित्त**—तन्म पाक मन्त्र पाक देखते दीदार पाक
पाकके कहेसे होत किल्मांसुमांनका
रोजेकुं रखत और हरफकुं सुनत नित्त ।
तसबीकुं फेरत मुख देखत कुरानका ।
चान्दकी मुबारखी कबूल भई दरगामें
नित्तकी सलाम रव्व लेत है जिहानका
साहनके साह ढोला पातसा **औरंग**शाह
ईदकी मबारखी महीना रमझानका ॥ ५ ॥

## अथ चार चारनो किलसो लिख्यते।

पेहले बी सपतकुं पेहेले ही यारकी है।
दूसरी बी सपतकुं दूसरे ही यारकी।
तीसरी बी सपतकुं तीसरे ही यारकी है।
चोथी ही बी सपतकुं चोथी है यारकी
अवल्ल सो खुदा खूब, दूसरे रसूल खूब।
कौन कौन खूबी बनी साहिबी सुमांन की
अल्ला अल्ला इलल्लाह महंम्मद
रसूलिल्ला इसूफत्की खैर सलामती मुसल्मांनकी ॥ ६ ॥
तम्बु तो बहू तेरे देखे सपत है असमानकी।
बीबी तो बहु तेरे देखे बीबी हजरत् फातमांत्सी।
घोडे तो वहु तेरे देखे सपत हेवुराबकी
छापां तो बहु तेरे देखे छाप सलेमांनकी।
हथीयारां तो बहु तेरे देखे, सपत हैं कबानकी
किताबो तो बहु तेरे देखे, सपत है कुरांनकी
गढपती बहु तेरे देखे, आखर रईयत मुसलमानकी
इतरी इतरी पूतरी ऊपर क्या खूंनी और
मगरूबी करे बन्दे, आदमी इसूफत्की खैर और इनामकी सलामती ॥ ७ ॥

## अथ अेज मुसलमांनीनां भावना मांड्या छे—

छप्पय—जुल्फि कारगिर है तव लोक ही तीनुं लरजे
मार काफरकुं जेर किये सेरमादरके सरजे।
अैसे बडे बलवंत पकड उड्डंड पछाडे
अैसे बनारसआन मुर्त्तजा अली उखाडे
आकाश चोट पम्ताल पासु जदमलके जोधा मडे
चडत साहमद्दा अली तीन लोक तजत हलें ॥ ८ ॥
पुनः—कटे झडा झड मुंड पुनः धरती पर लुट्टे
सिर गिरे अरु धड लडे करें ऊं फिर फिर चुट्टे
हाथि खडग लहि और मिलेज्यु बिछुडे भाई
बावन नाचे वीर देखि चोसठि मुसकाई
मानुंजु फाग खेले अली झंड गंग वहीके चली
**केवल** कहे त्रिहुं लोकमें सरस तेग मुर्त्तजा **अली** ॥ ९ ॥

पुनः सवैयो अेज भावनो—

जहां जंग भारी वहां खग्ग झाडीसु काली घटा सेती फौजा चली है।
सैनकुं सर्प्पनकुं फरकुं दप्पन दीन दुनी विच कल्मां कली है।
कटे सीस सेनाकुं फरकुं न वोनां खडे घाट गंगासुं गंगा हली है।
पढे माह बहादूर नमे दस्तखांके नवीतख्त ऊपर मुसाहिब अली हैं।

---

स. १८९३ टीप्पणमां छे।

**श्लोक मुसलमांननो कलमानो—**

अल्लाहो-अकबरश्चैव इल्लाहस्तथैव च।
महम्मदो रसूलश्च कुर्वन्तु नो [सु]मंगलम्॥ १॥

**हवे मुसलमाननें आशीर्वादनो काव्य छे—**

ख्वाजै खैरकरं करीमकुशलं पुत्रादिपैगम्बरम्।
वाबाआदिम आयुदीर्घकरणं दावल्ल दे दौलतम्।
मर्जादा महंम्मद पीर रखतं मंम्हाहवा मुक्तिदम्
जुल्मी पीरं जहांनमें निरखित हैयात् हजरत् नवीं।
इति मुसलमांनने आशीर्वाद छै।

---

[ અનુસંધાન પેજ ૧૬૩ થી ચાલુ ]

મૂકવામાં આવી છે તેના ઉપર સ ૧૪૯૩નો લેખ છે મૂ ના ની બન્ને તરફ એકેક મૂર્તિ છે. ગૂઢમંડપમા શ્રી પાર્શ્વનાથ ભગવાન અને શ્રી નેમિનાથ ભગવાનની પંચતીર્થી સહિત આરસની મૂર્તિઓ છે, આરસની કુલ ૭ મર્તિઓ છે અને એક ધાતુમૂર્તિ છે

દેરાસરના ચોકની એક દેરીમા શ્રી પાર્શ્વનાથના પગલા છે જ્યારે બીજી દેરીમાં બે પગલાંની જોડ છે તે કોનાં છે તે જાણવામાં નથી

અહી દાદા પાર્શ્વનાથના નામથી ભાદરવા સુદિ ૧૦ના રોજ મેળો ભરાય છે. આસપાસના તમામ ગામના લોકો આ મેળામા આવે છે લગભગ ૩-૪ હજાર માણસોની મેદની ભરાય છે

---

ધિરાજ કેલ્હણના સમયમા સિનાયણના અધિપતિ રાજપુત્ર લાખણ, પાલ્હણ તેમજ રાજપુત્ર અભયપાલ તથા નાડોલનુ તામ્રપત્ર સારૂ દાન કરનાર અને કેલ્હણના નાના ભાઈ કીર્તિપાલના પુત્રો તથા રાણી મહિબલદેવી—એ બધાએ મળીને શાતિનાથદેવનો ઉત્સવ ઉજવવા માટે ગામના પંચની સમક્ષ એક ભેટ અર્પણ કરી, એ ભેટ આ પ્રકારની હતી—ભડયા ૩૧૦ ગામના ઉરહારી (રગરડીવાળો કૂવા) થી ઉપજતા જવાનો એક હારક—(ગુર્જરાત્રા દેશમા વપરાતુ માપ) હમેશા આપવામાં આવશે.

બીજો લેખ સ ૧૨૩૩ના વૈશાખ વદિ ૩ નો છે એ લેખનો સારાશ એ છે કે—ગજરી યાત્રાના નિમિત્તે પુણ્ય પ્રાપ્ત કરવાની અભિલાષાથી ભીવડા આસધર વગેરે ખેડતોએ શ્રીશાતિનાથ દેવાલયને માટે ખાડીસરના ક્ષેત્રમાથી જવના ૪ સેઈ અર્પણ કર્યા

પછી તાજા કલમ તરીકે ઉમેરવામા આવ્યુ છે કે—આસધર, સીરોઈય આદિ સમસ્ત ખેડતોએ વિષ્ટ નામક વ્યક્તિના પુણ્યાર્થે બાડવાના અરટમાથી જવનો એક હરોથુ (હારક) તેજ કાર્ય માટે અર્પણ કર્યો

આથી એમ સમજાય છે કે—શ્રીશાતિનાથ ભગવાન ઉપર ત્યાના રાજવીથી માડીને સમસ્ત પ્રજા વર્ગને સારી શ્રદ્ધા હતી.

આજે આ ગામમા માત્ર ખેડૂતોનાં ઘરો છે જૈનનુ એક પણ ઘર નથી

પાપડ લોઇયા ચટક પ્રમાણ, ચ્યાર પહોર પોલીનું માન,
માત્ર પ્રમુખ વિગે પકવાન, ચલિત રસ તસ કાલનું માન ॥ ૬ ॥
વર્ષા પન્નર દિવસ પકવાન્ન, ત્રીસ દિવસ સીયાલે માન,
વીસ દીવસ ઉનાલે રહે, પછે અભખ્ય શ્રીજીનવર કહે ॥ ૭ ॥
ધાન ધોયણ છ ઘડી પ્રમાણ, હોય ઘડી જલ વાણી જાણ
ફલ ધોયણ એક પ્રહોર પ્રમાણ, ત્રિફલાં જલ બે ઘડીનું માન ॥ ૮ ॥
ત્રિણ વારે ઉકાલે જેહ, શુદ્ધ ઉષ્ણ જલ કહીઈ તેહ;
પોહર ત્રિણ ચઉ પાંચે પ્રમાણ, વર્ષ શીત ઉન્હીંલે જાણ ॥ ૯ ॥
શ્રાવણ ભાદ્રવડે દિન પંચ, મિશ્ર લોહ અણચાલિત સંચ;
આસો કાતિ ચિહું દિન જાણ, મગસિર પોષ ત્રણ દિવસ પ્રમાણ ॥૧૦॥
માહ ફાગુણ પહોર ત્રિણ જાણ, ચેત્ર વૈસાખ ચિહું દિન જાણ,
જેઠ અષાડ પહોર ત્રિણ જાણ, તદ ઉપરાંત સચિત્ત તે હોય ॥૧૧॥
ગહૂ સોલ ખડ ધાન કપાસ, જવ ચિહું વરસે અચિત્ત તે ખાસ,
વિદલ સર્વે તિલ તુઅર વાલ, પાંચે વરસે અચિત્ત રસાલ ॥૧૨॥
અલસી કોદ્રવ કગૂતે, જૂવાર, સાતે લરસેં અચિત્ત વિચાર,
સીત તાપ વર્ષાદિક જોય, સચિત્ત જો ન અચિત્ત તે હોય ॥૧૩॥
હરડે પીપર મરીઆ બદામ, ખારિક દ્રાક્ષ એલા અભિરામ;
શંત જોયણ જલવટમા વહે, સાઠિ જોયણ થલવટમાં કહે ॥૧૪॥
ધૂમ અગ્ની પરિયટ્ટણ કરિય, ચિત્ત જોનિ તસ થાએ ખરી,
સચિત્ત વસ્તુ પ્રવહણની જોહ, થાએ અચિત્ત પ્રવચન કહે તેહ; ॥૧૫॥
ગેરૂ મણસિલ લોણ હરિયાલ, આવે જલવટ માહે રસાલ,
તેહ અચિત્ત કહે પ્રવચન સાખ, પણ લેવાની નહિ તસ ભાખ ॥૧૬॥
ધોલો સિંધવ કહ્યો અચિત્ત, શ્રાદ્ધ વિધિમાં અક્ષર પરતિત,
એલાદિક ઉહરાં જે થાય, તેહ અચિત્ત થાય ન નવિ થાય ॥૧૭॥
ખીરૂ ઘૃત જે કાલાતીત, પલટાયે વહણાદિક રીત;
કાચી દૂધ વિદલ સયોગ, થાયે અભક્ષ્ય કહે મુનિ લોગ ॥૧૮॥
બાર પહોર રહે જુગલી રાબ, સોલ પહોર રાયતુ અજાબ,
કઢા વિગે પરે સેક્યું ધાન, મુહૂર્ત ચોવીસ ગોમૂત્રનું માન ॥૧૯॥
ઢુઢણીયાદિક વિદલમે દાલ, સેક્યા ધાન પરે તસ કાલ,
ચ્યાર પહોર સીરો લાપસી, પછે વીદલ તે પ્રવચન વસી ॥૨૦॥
ખારા સાક પ્રમુખ સવિ તે જાણ, ચલિત રસ તસ કાલ પ્રમાણ;
જિહાં જેહનો કાલ પૂરણ થાય, તે તિહાં વસ્તુ અભક્ષ્ય કહાય ॥૨૧॥
દહિ રાઈ વિદલે દેવાય, ઉષ્ણ કરો તો સુધ જ થાય,
ગિલવણાદિક કેરો કાલ, શાસ્ત્રમાહે છે જેહ વિશાલ ॥૨૨॥
અલ્પ બુદ્ધિને પડે સદેહ, તેહ ભણી ઈહાં આણ્યુ તેહ,
આર્દ્ર ધાન્ન અકુરા નીકલે, તે સહૂ વસ્તુ અભક્ષ્યમાં ભળે ॥૨૩॥
ગીતારથ ગુરૂવયણે જોય, આ ચિરણ અણચિરણ હોય;
આ બોલ્યો લવલેશ વિચાર, વિસ્તારે પ્રવચનસારોદ્ધાર ॥૨૪॥
એહ સૂણી પાલો આચાર, શ્રાદ્ધ મુનિને કહ્યો હિતકાર,
ધીર વિમલ પડિત સુપસાય, કવિ **નયવિમલ** કહે સજ્ઝાય ॥૨૫॥

ઇતિ કાલ–વસ્તુની સજ્ઝાય.

# विषय-दर्शन







॥ ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक

मुनिसम्मेलन संस्थापित

**श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र**

जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

તંત્રી **ચીમનલાલ ગોકળદાસ શાહ**

| वर्ष : २० | વિક્રમ સં. ૨૦૧૧ : વીર નિ. સં. ૨૪૮૦ : ઈ. સ ૧૯૫૫ | क्रमांक |
| --- | --- | --- |
| अंक : १० | અષાઢ વદિ ૧૧ શુક્રવાર : ૧૫ જુલાઈ | २३८ |




# અમારું વક્તવ્ય

(સંપાદકીય)

**વીશ વર્ષથી** ભર દરિયે પ્રવાસ ખેડતા અમારા નાવની સ્થિતિનું નિખાલસ નિવેદન ગતાંકમાં અમે પ્રગટ કર્યું તેથી જેઓ આ માસિક પ્રત્યે સદાકાળ મમતા દર્શાવતા આવ્યા છે તેમને ભારે આંચકો લાગ્યા જેવું થયું છે. કેટલાકે પત્રદ્વારા સમવેદના જાહેર કરી છે તો કેટલાકે રાહ જોવાની ભલામણ કરી છે. આ પૈકી 'જૈન' સાપ્તાહિકના તંત્રીશ્રીએ તો તા ૨–૭–૫૫ના તેમના અંકમાં 'સંઘની આબરૂનો પ્રશ્ન' એ શીર્ષક અગ્રલેખ દ્વારા સમવેદના જાહેર કરતાં શ્રીસંઘને ઉપયોગી માર્ગદર્શન કરાવ્યું છે.

વળી, મુંબઈના અગ્રણી કાર્યકર શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી તો આ નિવેદન વાંચીને સ્વયં અહીં આવ્યા અને પોતાનો ખેદ વ્યક્ત કરવા સાથે માસિક બંધ ન પડે એ માટે કેટલીક ભલામણ કરતા ગયા તેમને જે આઘાત થયો છે તે તેમના 'નિવેદન કે ધરતીકંપનો આંચકો ?' એ લેખ દ્વારા વ્યક્ત કરી સમાજને એવું જ ઉપયોગી દિશાસૂચન કર્યું છે.

અમે આ સ્થળે 'જૈન'ના તંત્રીશ્રી અને શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસીનાં નિવેદનો સાભાર પ્રગટ કરીએ છીએ તેમણે જે ચેતવણીનો સૂર સંભળાવ્યો છે તેથી વધુ અમારે અત્યારે કહેવાનું નથી.

# સંઘની આબરૂનો પ્રશ્ન

લેખક શ્રીયુત ગુલાબચંદ દેવચંદ શેઠ
તંત્રી 'જૈન' સાપ્તાહિક

**અખિલ ભારતવર્ષીય** જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક મુનિસમ્મેલને સ્થાપન કરેલ શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિનુ માસિક મુખપત્ર 'શ્રી જૈન સત્ય પ્રકાશ' વીસ વર્ષથી નિયમિતપણે પ્રગટ થઈ રહ્યું છે, અને ચતુર્વિધ શ્રીસઘ તરફથી જેટલા પ્રમાણમાં આર્થિક સહાયતા તેમજ બીજો સહકાર મળતો રહ્યો છે એટલા પ્રમાણમાં એણે જૈન સસ્કૃતિ, જૈનધર્મ, જૈન સાહિત્ય અને જૈનસઘની સેવા બજાવી છે. બીજાઓ તરફથી જૈનધર્મ, જૈનસાહિત્ય કે જૈન ઇતિહાસ ઉપર કરવામાં આવેલ આક્ષેપોનો પણ એણે, દલીલપૂર્વક, સચોટતાપૂર્વક છતાં ભાષાની મર્યાદાનુ પાલન કરીને, અનેક વાર પ્રતિકાર કર્યો છે સાથે સાથે શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈનસઘના અદર અદરના કોઈ પણ પ્રશ્નમાં નહી પડવાની પોતાની મૂળભૂત નીતિને પણ એ એટલી જ મક્કમતાથી વળગી રહ્યું છે અને તેથી જ એણે સમસ્ત શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનસંઘના મુનિવરોનુ તેમજ ચતુર્વિધ શ્રીસઘનુ પ્રતિનિધિપણુ દીપાવ્યુ છે અને આ જાતનું આપણે ત્યાં બીજુ એક પત્ર નથી એમ વિના સકોચે કહી શકાય

આપણા સઘને માટે આશીર્વાદરૂપ અને જુદા જુદા સમુદાયના મુનિવરોના મિલન માટેના સગમસ્થાનરૂપ આ માસિકની અને આ સસ્થાની આર્થિક સ્થિતિ એકદમ કથળી ગયાનું અને એની હસ્તી સુદ્ધાં ભયમાં મુકાઈ ગયાનુ સૂચન કરતુ નિવેદન **શ્રી જૈન સત્ય પ્રકાશ**ના તા. ૧૫–૬–૫૫ ના અકમાં, એના સપાદક તરફથી, પ્રગટ થયુ છે તે સમસ્ત શ્રી સઘે વાંચવા અને વિચારવા જેવુ હોવાથી એ અક્ષરશઃ અહીં ઉદ્ધૃત કરીએ છીએ

(અહી ગતાકમાં પ્રગટ થયેલુ નિવેદન પ્રગટ થયુ છે)

આ નિવેદન વાંચીને અમે દુઃખ અને અફસોસની લાગણી અનુભવી છે, અને અમને લાગે છે કે જૈન સઘના યોગક્ષેમનો જેઓ વિચાર કરતા હશે તે કોઈ પણ આવુ નિવેદન વાંચીને અમારી જેમ જ, દુઃખ અને અફસોસની લાગણી અનુભવ્યા વિના નહી રહે. આ નિવેદન એક રીતે જૈન સઘની આબરૂનો સવાલ આપણી સામે ખડો કરે છે

અમારી જાણ મુજબ, આ સસ્થાની વાર્ષિક આર્થિક જરૂરિયાત, દોઢથી બે હજાર રૂપિયા જેટલી મદદ મળી રહે તો પૂરી થઈ જાય એવી સામાન્ય છે અને જ્યારે આવી નજીવી મદદ પણ ન મળી શકે, અને આવી એક આપણા સઘમા સર્વમાન્ય ગણાવી શકાય એવી સંસ્થાને "પોતાની દિવાલો જમીનદોસ્ત થવાનો ભય હાથવેતમા હોવાનુ" જાહેર કરવું પડે ત્યારે સહેજે પ્રશ્ન થાય છે કે આપણે કયા જઈ રહ્યા છીએ?

સૌ કોઈ સારી રીતે જાણે છે કે, આપણે ત્યા ધાર્મિક ઉત્સવો અને ધાર્મિક સાહિત્ય નિમિત્તે પૂજ્ય મુનિવરોના ઉપદેશથી દર વર્ષે લાખો રૂપિયા ખર્ચવામા આવે છે આપણા આ ખર્ચાઓને કારણે તો ઇતર સમાજોમા જૈન સમાજની એક શ્રીમંત સમાજ તરીકે નામના વધેલી છે આમ છતા, જે મુનિવરોના ઉપદેશથી દર વર્ષે લાખો રૂપિયા ખર્ચાય છે એ જ

મુનિવરોએ પોતે સ્થાપન કરેલી સસ્થાની આવી બિસ્માર હાલત હોવાનુ જ્યારે એ સસ્થાના પોતાના મોવડીના મુખેથી આપણે સાભળીએ છીએ ત્યારે તો આપણની નવાઈનો કોઈ પાર જ રહેતો નથી. આવી આવી ઘટનાઓ જોઈએ જાણીએ છીએ ત્યારે આપણે "ખાળે ડૂચા અને દરવાજા મોકળા" જેવી ભૂલ કરતા હોઈએ એમ લાગ્યા વગર રહેતુ નથી

સભવ છે, પેલા સુભૂમ ચક્રવર્તીના વિમાનની જેમ જે સૌનુ તે કોઈનુ નહી, એવી કફોડી સ્થિતિનો ભોગ બનવાનુ આ સસ્થાના નસીબમા પણ કદાચ લખાયુ હોય સૌ એમ સમજે કે, જ્યાં આખો સઘ જેવો મોટો ધણી બેઠો છે ત્યા મારે ફિકર–ચિતા કરવાની શી જરૂર છે? હુ ભલો ને મારી પોતાની સસ્થા ભલી! મારી સસ્થાની સભાળ બીજુ કોણ લેવા આવવાનુ છે? સઘની સસ્થાને તો સઘ આપમેળે જ સભાળશે

આવી ભાવના કે આના જેવી ઉપેક્ષાવૃત્તિ અમુક હદે કદાચ ચાલી શકે, પણ છેવટે સસ્થાને પોતાનુ કામકાજ જ બધ કરવાની ઘડી આવી પહોચે એટલી હદે જો એ વધી જાય તો તો એમા સમસ્ત ચતુર્વિધ જૈન સઘની આબરૂ જ જાય

વળી આ સસ્થાના પાંચ મુનિવરો પૈકીના પૂ મુ શ્રી વિદ્યાવિજયજી કાળધર્મ પામ્યા છે એમને બાદ કરતા બાકીના ચાર મુનિવરો એવા સમર્થ છે કે તેઓ ધારે તો એક એક જણ પણ આવી એક એક સસ્થાને ચલાવી શકે. એમાય પૂ મુ શ્રી દર્શનવિજયજી છેલ્લા બેએક વર્ષથી જે પ્રદેશમાં વિચરે છે ત્યાથી કદાચ આ સસ્થાને આર્થિક રીતે સદ્ધર કરવામાં વિશેષ કામ ન કરી શકે, પણ પૂ આ શ્રી વિજયલબ્ધિસૂરીશ્વરજી, પૂ આ શ્રી વિજયલાવણ્યસૂરીશ્વરજી અને પૂ આ. શ્રી ચદ્રસાગરસૂરીશ્વરજીના ઉપદેશથી દર વર્ષે ધાર્મિક ઉત્સવો અને સાહિત્યમા હજારો રૂપિયા ખર્ચ થવાનુ આપણે જાણીએ છીએ. તો જે સસ્થાના નાયકપદે આવા શક્તિશાળી અને પ્રભાવશાળી આચાર્યો બિરાજતા હશે તે સસ્થા, જૈનસઘે આવી નજીવી મદદ ન કરી તે કારણે, બધ થશે તો તેમા તેઓની કે જૈન સઘની શોભા ગણાશે ખરી? આ ત્રણે આચાર્ય મહારાજોને અને સાથે સાથે સમસ્ત શ્રમણ સમુદાયને તેમજ ચતુર્વિધ શ્રી સઘને વિનતી કરીએ છીએ કે મુનિસમ્મેલનના સભારણારૂપ આ સસ્થા આપણી કિંમતી મૂડી છે. અને વખત આવ્યે એ આપણને ઘણી ઉપયોગી થઈ પડવાની છે, માટે એને દરેક રીતે મદદ કરીને એને પગભર રાખવા પ્રયત્ન કરવાની જરૂર છે.

અમે ફરીને જણાવવાની રજા લઈએ છીએ કે, આવી સારી સસ્થા, વાર્ષિક બે હજાર રૂપિયા જેવી નજીવી આર્થિક મદદ વગર બધ થવાનો વખત આવશે તો તે આપણા માટે મોટું કલક લેખાશે

આશા રાખીએ, આપણે આ પ્રશ્નને સવેળા હાથ ધરીને, જૈન સઘની આબરૂને સાચવવાની સાથે સાથે આ સસ્થાને પણ બચાવી લઈશુ હવે આમા વધુ આળસ કે ઉપેક્ષા કરવી પાલવે એમ નથી, એટલુ આપણે સૌ સમજી લઈએ

## અહિંસાનું મૂલ્યાંકન

**જે લોકો સંસારની કઠિનમાં કઠિન સમસ્યાને અહિંસા દ્વારા હલ કરવા ચાહે છે, તેમને ભગવાન મહાવીરના સિદ્ધાંતોની દીક્ષા આપો, જેથી તેઓ આખી દુનિયાને અહિંસાનો રસ્તો બતાવી શકે.**

**—કાકા કાલેલકર**



# નિવેદન કે ધરતીકંપનો આંચકો?

◎

લેખક : શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

○

**રાજનગર** મુનિસંમેલન એ આપણા જમાનાનો યાદગાર પ્રસંગ છે. સંખ્યાબંધ મતફેર છતાં એ પરિષદ મળી તે નોંધનીય વાત લેખાય. ઠરાવોનાં તો સંભારણાં જ રહ્યાં! પણ **'શ્રી જૈન સત્ય પ્રકાશ'**નું પ્રકાશન અને નવનવી ચર્ચાઓના વિષમ વંટોળ તેમજ વાવાઝોડા મધ્યે આજ સુધી અંકિત કરેલી નીતિ ઉપર કાયમ રહી, યથાશક્ય પ્રકાશ પાથરવાના કામ દ્વારા એ જીવતું–જાગતું અને ન ભુલાય તેવું સંભારણું છે જ્યારે જ્યારે આર્થિક દશાની મૂંઝવણ જણાવતું નિવેદન એ પ્રગટ કરે છે ત્યારે ત્યારે મને એ ધરતીકંપના આંચકા જેવું લાગે છે. ઘડીભર વિચાર થઈ આવે છે કે જે ચરમતીર્થપતિએ 'જ્ઞાન' જેવા પ્રથમ પંક્તિના ગુણનાં બહુમાન સ્વમુખે ગાયા, એટલું જ નહીં પણ એની ઉજવણી માટે એક દિવસ પર્વ તરીકે નિયત કર્યો, તે સ્વામીના અનુયાયીઓ માટે વર્ષે દહાડે ચાર હજાર જેવી રકમ આ મુખપત્ર પાછળ ખરચવી એના તે ફાંફા હોય? મહાપર્વ પર્યુષણમાં અને જ્ઞાનપંચમીના દિને જ્ઞાનખાતે, ઓછાવત્તા પ્રમાણમાં દરેક સ્થળે આવક તો થાય છે જ. એમાંથી મુંબઈ, અમદાવાદ જેવા મોટાં શહેરો વધુ નહીં તો પાંચસો કે સો જેવી રકમનો ફાળો પ્રતિવર્ષ આપવાનું નક્કી કરે તો આ **મુખપત્ર**નું સંચાલન સરળતાથી ચાલી શકે જૈન સમાજના શ્રમણ કે શ્રાદ્ધ સમૂહમાંથી ભાગ્યે જ કોઈ જન એવો નીકળે કે જે એની કાર્યવાહી માટે અસંતોષ ધરાવતો હોય અલબત્ત, એની શક્તિ મર્યાદિત હોવાથી એનો પ્રકાશ વિદ્યુતવેગી નથી બની શક્યો પણ એના દ્વારા કશી જ ફળપ્રાપ્તિ નથી થઈ એવું તો કોઈથી કહેવાય તેમ નથી જ. વીસ વર્ષના ગાળામાં ઊભી થયેલ વિવિધ પ્રકારી ચર્ચાઓથી એ સાવ અલિપ્ત રહ્યું છે એ તેની જેવી તેવી પ્રતિષ્ઠા ન ગણાય એનો યશ સમિતિના મુનિગણને–અને નામોની પસંદગી કરનાર આચાર્યોને–ફાળે જાય છે. ખાલી પડતી જગ્યાની પુરવણીટાણે પૂર્વ. જેવી દીર્ઘદૃષ્ટિ દાખવતા રહેવાની અગત્ય છે સમિતિના મુનિપુંગવો બધી રીતે શક્તિશાળી છે. દરેકની પાસે દેશ–કાળને અનુરૂપ ભાષામાં પિરસાય તેવી સુંદર વાનગી છે અને એ માસિકને સહજ રીતે સભર બોધદાયી બનાવી શકે એમ છે તેમની ઉપદેશશૈલીમાં એવા ગુણ છે કે શબ્દ બહાર આવતા જ શ્રોતાઓના ખીસામાંથી દાનના ઝરણા વહેવા માંડે. આ કોઈ મનગઢિત કલ્પના નથી, પણ અનુભવસિદ્ધ વાત છે શંકા પડતી હોય તે નજર ફેરવી જોશે તો જણાશે કે—આચાર્ય શ્રીવિજયલબ્ધિસૂરિજીના ઉપદેશથી ક્યાં ક્યાં, શું શું બન્યું છે. આચાર્ય શ્રીવિજયલાવણ્યસૂરિજીએ મહારાષ્ટ્રમાં પ્રથમ ડગ ભરી, પૂનામાં કેવી શાસન–પ્રભાવના કરી દેખાડી છે–આચાર્ય શ્રીચંદ્રસાગરસૂરિજીએ સંઘયાત્રા ને પ્રતિષ્ઠા આદિમાં ઓછો ફાળો નથી નોંધાવ્યો. ત્રિપુટીના આંકમાં એક નંબર ઘટવા છતાં મુનિ શ્રીદર્શનવિજયજીની

શાસનસેવા જાણીતી છે. મુનિ શ્રીવિદ્યાવિજયજીની ખોટ પડી છે પણ ઉપરના ચાર તેમના જેવી અન્ય વ્યક્તિની વરણી કરી એ ખોટ સહજપણે પૂરી શકે છે

એકધારી સેવા આપનાર આ માસિક માટે પુનઃ નિવેદન દ્રવ્યસહાય માટે કરવાપણું ન રહે એ જોવાની ઉપરોક્ત મહાત્માઓની ખાસ ફરજ લેખાય આ સબંધમાં પૂર્વે પણ વિનંતી કરાયેલ છે જો કે એ જાતની શકાને સ્થાન તો નથી, છતા એટલુ પ્રેમભાવે પૂછી લઈએ કે, ઉક્ત સાધુ મહાત્માઓ સમેલનના આ મુખપત્રની નીતિ પસદ કરે છે કે કેમ ? એ સબધમા તેઓશ્રીને કઈ કહેવાનુ હોય તો જૈનસમાજે એ અવશ્ય સાભળવું જરૂરી છે આશા રાખીએ કે આ લેખના વાચન પછી એ સંબધમાં કહેવાનુ હશે તો જરૂર જાણવામાં આવશે, નહિ તો આગામી મહાપર્વમા અન્ય સાધુગણ તેમજ શ્રાવક સમુદાય કરતા વધુ ફાળો સમિતિના સાધુપુગવો તરફથી મળવો ઘટે.

તપાસ કરતાં જાણવામા આવેલ કે આ અગે અમદાવાદના ગૃહસ્થોની એક સમિતિ પણ છે. આજે જ્યારે મો–માથા વગરના કે જેમના લખાણમાં કઈ ટગધડો નથી એવાં માસિકો ને પાક્ષિકો ચાલી રહ્યાં છે ત્યારે આવું સુદર માસિક કેવલ દ્રવ્યના અભાવે બંધ પડે એ સમિતિ ઇષ્ટ માને છે ? કેડ કસી કામ કરનાર ઉત્સાહી સભ્યો ધારશે તો એટલી રકમ ખુદ અમદાવાદમાથી મેળવી શકશે જ્યારે પણ સમિતિ મળે ત્યારે આ પ્રશ્નનો કાયમી ઊકેલ આણવાની યોજના જરૂર વિચારે કોઈપણ હિસાબે આ માસિક બધ ન જ પડવું જોઈએ

આપણી નજર સામે ગોરખપુરમાંથી પ્રગટ થતુ હિંદી માસિક 'કલ્યાણ' ઉદાહરણરૂપ છે વૈદિક ધર્મના પ્રચારમા એ કેવો મહત્ત્વનો ફાળો આપી રહેલ છે ! એના એકેક ખાસ અંક અને એમાંની ચિત્રસામગ્રીનો વિચાર કરવામાં આવે તો ઘડીભર વિચાર થઈ પડે કે પ્રચારની સાચી દિશા એ જાણે છે કે આપણે જાણીએ છીએ ? સ્વ–પર પ્રકાશક કહેવાતા '**જ્ઞાન**' માટે તે કેવો ભોગ આપી રહેલ છે !

આ સબંધમાં યોજના પણ છે છતાં એ હાલના તબક્કે રજુ ન કરતાં–પૂજ્ય સાધુ મહારાજોની સમિતિ, અને સ્થાનિક સભ્યોની સમિતિ આ સબધમાં કેવુ માર્ગદર્શન કરાવે છે એ તરફ મીટ માડવી ઉચિત ધારી છે.





# જૈન ઇતિહાસમાં

## ધારાનગરી

લેખક : શ્રીયુત અગરચંદજી નાહટા

आधारः पुरुषार्थानां, पुरी धाराऽस्ति यत्पुरः ।
द्रानकल्पद्रुबाहुल्यादसारा साऽमरावती ॥

(પ્રભાવકચરિત—મહેંદ્રસૂરિ પ્રબંધ, શ્લો. ૬)

**માલવ** પ્રાંત સાથે જૈનધર્મનો સબંધ બહુ પ્રાચીનકાળથી ઘનિષ્ટ રહ્યો છે માલવાના પ્રધાન નગર ઉજ્જૈનીનું વર્ણન તો અનેક જૈન ગ્રંથોમાં મળે જ છે, પરંતુ પરવર્તી રાજધાની ધારાનગરીના અનેક ઉલ્લેખો જૈન ગ્રંથોમાં વિખરાયેલા પડ્યા છે અહીં તેમાંથી કેટલાક ગ્રંથોના આધારે જૈનધર્મ અને ધારાનગરીના શતાબ્દીઓના ઘનિષ્ટ સબધ ઉપર પ્રકાશ પાડવામાં આવે છે.

શ્રી નંદકિશોર દ્વિવેદીએ રચેલા 'धारराज्यका इतिहास' અનુસાર ધારાનગરીની સ્થાપના પવાર વૈરિસિંહ બીજાએ સને ૯૧૪થી ૯૪૧ના વચગાળામાં કરી હતી તેણે પોતાની તરવારની તીક્ષ્ણ ધારથી શત્રુઓને મારી–નસાડી આ નગર વસાવ્યુ, તેથી આ નગરીનુ નામ ધારાનગરી પ્રસિદ્ધ થયુ એમ જણાવવામા આવ્યુ છે પરંતુ 'પ્રબંધચિંતામણિ'ના 'ભોજ–ભીમપ્રબંધ'માં ધારાનગરીની ઉત્પત્તિ જુદા જ પ્રકારે બતાવવામા આવી છે એ મુજબ–ધારા નામની વેશ્યાના નામથી આ નગર વસાવવામાં આવ્યુ[1] 'પ્રબંધચિંતામણિ'ની રચના સં. ૧૩૬૧માં થઈ છે, તેથી તેમા આપેલી અનુશ્રુતિ અવશ્ય કંઈક તથ્યપૂર્ણ હોવી જોઈએ વિદ્વાનોએ આ સબધમા વિશેષ શોધ કરીને તથ્ય હકીકત શીઘ્ર પ્રકાશમા લાવવી જોઈએ

જ્યા સુધી જૈન ઇતિહાસનો સબધ છે ત્યા સુધી સૌથી પ્રાચીન ઉલ્લેખ 'દર્શનસાર'નો મળે છે આ ગ્રંથની રચના વિ. સં ૯૯૦ના મહા સુદિ ૧૦ના દિવસે ધારાનગરીના પાર્શ્વમંદિરમા થઈ હતી તેમા આ પ્રકારનો ઉલ્લેખ છે—

"पुव्वायरियकहाइं, गाहाइं संचिऊण एयत्थ । सिरिदेवसेणगणिणा, धाराए संवसंतेण
रइओ दंसणसारो, हारो भव्वाणं णवसए नवए । सिरिपासणाहगेहे, सुविसुद्धे माहसुद्धदसमीए ॥"

અગિયારમી અને બારમી શતાબ્દીમા તો ધારાનગરીમા જૈનધર્મનો પ્રભાવ ખૂબ હતો શ્વેતાંબર અને દિગંબર બન્ને સંપ્રદાયના જૈનાચાર્યોનુ અહીં આવાગમન અને વસવાટ રહ્યો છે શ્રીનાથુરામજી પ્રેમીએ શ્રીઅમિતગતિનો પરિચય આપતા લખ્યુ છે કે—'માલવાના વિદ્યાપ્રેમી અને વિદ્વાન પવારવંશના રાજાઓના સમયમા જે અનેક જૈન વિદ્વાનો થઈ ગયા છે, તેમા આચાર્ય અમિતગતિનુ પણ એક વિશેષ સ્થાન છે આ વંશના રાજાઓ જૈનધર્મ

---

૧ રાજાને નવુ નગર વસાવવાની ઈચ્છા થઈ ત્યાર તેણે પડહ વજડાવ્યો એ સમયે ધારા વેશ્યા અગ્નિવેતાલની સાથે લંકા ગઈ અને તે નગરની રચના જોઈ આવી 'નગરને મારુ નામ આપજો' એમ કહીને લંકાનુ માનચિત્ર રાજાને આપ્યુ. એ મુજબ રાજાએ નવી ધારાનગરી વસાવી

પ્રતિ આદરભાવ રાખતા હતા.' 'પ્રદ્યુમ્નચરિત કાવ્ય'ના કર્તા આચાર્ય મહાસેન રાજા મુંજ દ્વારા પૂજાતા હતા એ જ રીતે મહાસેન મહારાજા સિંધુલના મહામહત્તમ પર્પટના ગુરુ હતા. 'ન્યાયકુમુદચંદ્ર' અને 'પ્રમેયકમલમાર્તંડ'ના કર્તા પ્રભાચંદ્ર ધારાધીશ ભોજથી સમ્માનિત હતા મહાકવિ ધનપાલે પોતાના પ્રસિદ્ધ ગદ્યકાવ્ય 'તિલકમંજરી'ની રચના રાજા ભોજના કહેવાથી જ કરી હતી અને રાજા ભોજે તેમને પોતાની સભામાં 'સરસ્વતી'ની પદવીથી સમ્માનિત કર્યા હતા. સં ૧૧૪૫ના દુબકુંડના લેખ અનુસાર જૈનાચાર્ય શાંતિષેણે ભોજદેવની સભામાં અંબરસેન આદિ જૈન વિદ્વાનોનું અપમાન કરનારા પંડિતોને હરાવ્યા હતા એ જ રીતે ભોજના વંશજ અર્જુનદેવના સાંધિવિગ્રહિક મંત્રી લખણ, સંભવત: પંડિત આશાધરના° પિતા હતા, તેઓ બાલ-સરસ્વતી મદનોપાધ્યાયના શિષ્ય હતા. આથી પત્તો લાગે છે કે, ઉક્ત બધા રાજાઓના સમયમાં જૈન વિદ્વાનોની પ્રતિષ્ઠા પુષ્કળ હતી. અને તેમનો જૈનધર્મ પ્રત્યે સદ્ભાવ હતો.

સાહિત્યાચાર્ય પં વિશ્વેશ્વરનાથ રેઉના કથન અનુસાર અમિતગતિ વાક્પતિ રાજા મુંજની સભાના એક રત્ન હતા. પાતાના ગ્રંથોમાં તેમણે મુંજ અને સિંધુલનો ઉલ્લેખ કર્યો છે. તેમની રાજધાની ધારા હતી અમિતગતિના 'સુભાષિત રત્નસંદોહ'ની રચના વિ સં. ૧૦૫૦મા થઈ હતી

મહાસેનના 'પ્રદ્યુમ્નચરિત્ર'ની રચના પણ મુંજના સમયમા થઈ હતી આ ગ્રંથના પ્રત્યેક સર્ગની અંતે મહાસેનને સિંધુરાજના મહામહત્તમ પર્પટના ગુરુ લખ્યા છે આથી જણાય છે કે, પર્પટ જૈનધર્માનુયાયી હતા. અને તેમના કહેવાથી આ કાવ્યની રચના થઈ હતી.

आसीत् श्रीमहसेनसूरिरनघः श्रीमुञ्जराजार्चितः ।
सीमादर्शनबोधवृत्ततपसां भव्याब्जिनीबान्धवः ॥ ३ ॥
श्रीसिन्धुराजस्य महत्तमेन, श्रीपर्पटेनार्चितपादपद्मः ।
चकार तेनाभिहितः प्रबन्धं, स पावनं निष्ठितमङ्गजस्य ॥ ४ ॥

આ પછી પ્રભાચંદ્ર અને શ્રીચંદ્ર નામના દિગંબર વિદ્વાનો ભોજદેવ અને તેના ઉત્તરાધિકારી જયસિંહદેવના સમયમા થયા હતા પ્રભાચંદ્રે તો 'પ્રમેયકમલમાર્તંડ'ની રચના તો ભોજદેવના સમયમાં કરી હતી અને 'આદિપુરાણ ટિપ્પણ' તેમજ 'આરાધના કથાકોશ' જયસિંહદેવના સમયમાં રચ્યા હતા

"श्रीभोजदेवराज्ये श्रीमद्धारानिवासिना परपरापरमेष्ठिपदप्रमाणार्जितामलपुण्यनिराकृतनिखिलमलकलंकेन श्रीमत्प्रभाचन्द्रपण्डितेन निखिलप्रमाणप्रमेयस्वरूपोद्योतपरीक्षामुखपदमिदं विवृतम् ॥"

'આદિપુરાણ-ટિપ્પણ' અને 'આરાધના કથાકોશ'માં 'भोजदेवराज्य'ના સ્થાને 'श्रीजयसिंहदेवराज्ये' પાઠ છે, એટલો માત્ર ફરક છે.

શ્રીચંદ્રે ધારાનગરીમા જ 'પુરાણસાર, પદ્મચરિત્ર-ટિપ્પણ અને મહાપુરાણ-ટિપ્પણ'ની રચના સં. ૧૦૮૦ અને ૧૦૮૭માં કરી હતી.

"धारायां पुरि भोजदेवनृपते राज्ये जयत्युच्चकैः, श्रीमत्सागरसेनतो यतिपतेर्ज्ञात्वा पुराणं महत् ।
मुक्त्यर्थं भवभीतिभीतजगतां श्रीनन्दिशिष्यो बुधः, कुर्वे चारुपुराणसारममलं श्रीचन्द्रनामा मुनिः ॥
श्रीविक्रमादित्यसंवत्सरे यक्षपूत्य(अशीत्य ?)धिकवर्षसहस्रे पुराणसाराभिधानं समाप्तम् ॥"

આ પછી દિગંબર સંપ્રદાયના મહાવિદ્વાન પંડિત આશાધરને આપણે ધારાનગરીમાં સં. ૧૨૪૯ લગભગમાં જોઈએ છીએ. વિંધ્યવર્મા, સુભટવર્મા, અર્જુનવર્મા, દેવપાલ અને જયસિંહ બીજો પંડિત આશાધરના સમકાલીન રાજાઓ હતા. જે સમયે પં. આશાધર માંડલગઢ મેવાડને છોડીને ધારામાં આવ્યા, તે સમયે ત્યાંના શાસક વિંધ્યવર્મા હતા. ધારાનગરી એ સમયે વિદ્યાનું કેંદ્ર હતી 'પારિજાતમંજરી' અનુસાર, એ સમયે વિશાલ ધારાનગરીમાં ૮૪ ચોરાઓ હતા અને જુદી જુદી દિશામાંથી આવેલા વિવિધ વિદ્યાના પંડિતો અને કળાકોવિદોની પણ ભીડ જામેલી રહેતી હતી. ત્યાંનું 'શારદા-સદન' નામક વિદ્યાપીઠ તો દૂર દૂર સુધી ખ્યાતિ પામેલું વિદ્યમાન હતું. સ્વયં આશાધરજીએ પણ ધારામાં જ વ્યાકરણ અને ન્યાયશાસ્ત્રનું અધ્યયન કર્યું હતું જેની તરફ પ્રત્યેક વિદ્વાનને મોહ હોવો જોઈએ એવી ધારાને પણ પંડિત આશાધરજીએ જૈનધર્મનું જ્ઞાન લુપ્ત થતું જોઈને જૈન જ્ઞાનના ઉદય માટે છોડી દીધી અને પોતાનું શેષ જીવન નાલછામાં જઈને આ કાર્યમાં લગાડી દીધું.

આશાધરજીએ ધારામાં આવીને વાદિરાજ, પં ધરસેનના શિષ્ય પં. મહાવીર પાસે 'જૈનેન્દ્ર વ્યાકરણ' અને ન્યાયશાસ્ત્રનો અભ્યાસ કર્યો

દિગંબર સંપ્રદાયના ઉપર્યુક્ત ઉલ્લેખો શ્રી નાથૂરામ પ્રેમીના 'जैन साहित्य और इतिहास' નામક ગ્રંથમાંથી લેવામાં આવ્યા છે

હવે અમે શ્વેતાંબર સંપ્રદાયના ઐતિહાસિક ગ્રંથોનો સાર આપીએ છીએ

સં ૧૩૩૪ માં રચાયેલા 'પ્રભાવક ચરિત' અનુસાર—ધારાનગરીના લક્ષ્મીપતિ નામક સમૃદ્ધ વેપારીને ત્યાં મધ્યદેશીય બે બ્રાહ્મણો ભણવા માટે રહ્યા હતા તેમનાં નામ શ્રીધર અને શ્રીપતિ હતાં આચાર્ય વર્ધમાનસૂરિ વિચરતા વિચરતા એક વાર ધારાનગરીમાં આવ્યા, તો તેમના ઉપદેશથી બંને બ્રાહ્મણોએ જૈનધર્મનો પ્રતિબોધ પામી દીક્ષા લઈ લીધી આગળ જતાં એ બંને મુનિઓ શ્રી જિનેશ્વરસૂરિ અને શ્રી બુદ્ધિસાગરસૂરિના નામથી વિખ્યાત ગ્રંથકારો થયા તેમણે રચેલા—'કથાકોશ, લીલાવતી, પ્રમાણશાસ્ત્ર અને બુદ્ધિસાગર વ્યારણ' ઉપલબ્ધ છે. 'લીલાવતી' મૂળરૂપે તો નહિ પણ તેનો સંસ્કૃત સાર જિનરત્નસૂરિએ રચેલો તેની પ્રતિ જેસલમેરના રાવભંડારમાં છે જિનેશ્વરસૂરિએ પાટણના દુર્લભરાજની રાજસભામાં ચૈત્યવાસીઓ સાથે શાસ્ત્રાર્થ કરી વિજય પ્રાપ્ત કર્યો ત્યારથી 'ખરતર' બિરુદ (ગચ્છ) પ્રસિદ્ધ થયો

ધારાનગરીના શેઠ ધનદેવના પુત્ર અભયકુમારે જિનેશ્વરસૂરિ પાસે દીક્ષા લીધી અને સં ૧૦૮૮ માં પ્રગુરુ વર્ધમાનસૂરિના આદેશથી તેમને આચાર્યપદ પ્રાપ્ત થયું. આ અભયદેવ-સૂરિ 'નવાંગીવૃત્તિકાર' રૂપે ભારે સમર્થ વિદ્વાન માનવામાં આવે છે, ધારાનગરીની આ વિભૂતિએ જૈનશાસનની ભારે સેવા કરી છે 'પ્રભાવકચરિત' અને 'યુગપ્રધાનાચાર્ય ગુર્વાવલી' આદિમાં એમનું વિસ્તૃત ચરિત્ર મળી આવે છે.

આજ સમયે ભોજના સભાપંડિત કવિવર ધનપાલ થયા, જેમની કીર્તિ 'તિલકમંજરી' દ્વારા વિખ્યાત છે એમનું ચરિત્ર સર્વવિદિત હોવાના કારણે અહીં વિસ્તારથી આપી શકાય એમ નથી. તેમના ભાઈ શોભન મુનિ પણ સારા વિદ્વાન થઈ ગયા, જેમણે રચેલી 'શોભન-ચતુર્વિંશિતિકા' અત્યંત પ્રસિદ્ધ કૃતિ છે.

ધનપાલના અનુરોધથી વાદિવેતાલ શાન્તિસૂરિ ધારાનગરીમાં પધાર્યા હતા, અને તેમણે ભોજરાજની સભાના ૮૪ વાદીઓને વાદમાં જીતી લેવાથી ભોજની શરત અનુસાર ૮૪ લાખ

માલવી રૂપિયા મેળવ્યા હતા. માલવાના એક લાખ રૂપિયા તે ગુજરાતના પંદર હજાર રૂપિયા સમજવા જોઈએ. આ હિસાબે ૧૨ લાખ અને ૬૦ હજાર ગુજરાતી રૂપિયા થયા, જેમાથી ૧૨ લાખ તો ત્યાંના મંદિરમાં ખર્ચ કરવામા આવ્યા અને ૩૦ હજાર થરાદના આદિનાથના મંદિર માટે મોકલવામાં આવ્યા. પોતાના સભાપંડિતોને માટે શાંતિસૂરિ વેતાલ જેવા લાગ્યા તેથી ભોજે તેમને 'વાદિવેતાલ'નું બિરૂદ આપ્યું. આ શાંતિસૂરિએ મહાકવિ ધનપાલની 'તિલકમંજરી'નું સંશોધન કર્યું હતું. 'પ્રભાવકચરિત'માં એમનુ વિસ્તૃત ચરિત્ર જોવુ જોઈએ તેમણે રચેલા — 'ઉત્તરાધ્યયન – પાર્શ્વટીકા, તિલકમંજરી – ટિંપણુ, ચૈત્યવંદન મહાભાષ્ય, જીવવિચાર પ્રકરણુ' વગેરે પ્રાપ્ત છે. 'પ્રભાવકચરિત'ના 'મહેન્દ્રસૂરિ પ્રબંધ'મા મહેન્દ્રસૂરિ, શોભન, ધનપાલ અને કૌલ કવિ ધર્મ — આ ચારે વિદ્વાનોનુ વૃત્તાંત મળે છે એ મુજબ ધનપાલ અને શોભન એ બંને સગા ભાઈઓ હતા. એમના પિતાનું નામ સર્વદેવ અને દાદાનુ નામ દેવર્ષિ હતુ. એમનુ મૂળ નિવાસસ્થાન મધ્યદેશની સમીપે હતું પરંતુ દેવર્ષિના સમયથી જ આ કુટુંબ ધારામા આવી ગયું હતું–અને તેણે સારી રાજપ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી.

મહેન્દ્રસૂરિ શોભનને તેમના પિતાની આજ્ઞાથી જૈન દીક્ષા આપીને પોતાની સાથે લઈ ગયા. ધનપાલને પોતાના ભાઈનો વિયોગ ખૂચવા લાગ્યો અને તે જૈન સાધુઓનો દ્વેષી બની ગયો. કહેવાય છે કે, તેણે રાજાને સમજાવીને ૧૨ વર્ષ સુધી સાધુઓને ત્યાં આવતા રોકવાનો હુકમ કરાવ્યો હતો. અંતે તેમના ભાઈ શોભન મુનિએ ધારામા આવીને આ અન્યાય દૂર કરાવ્યો અને તેમના પ્રભાવથી ધનપાલ પણુ જૈન થયા.

ધનપાલ પછી સૂરાચાર્યનું ધારાનગરીમા આવવાનું વૃત્તાત 'પ્રભાવકચરિત'માં મળે છે. સૂરાચાર્યના ગુરુએ તેમનું વિદ્યાભિમાન જોઈને ટોણો માર્યો કે, 'તમને વાદ–વિવાદનો એવો શોખ હોય તો ભોજની રાજસભામાં વિજય મેળવો.' ગુરુનાં આ મર્મવચનોથી સૂરાચાર્યનુ સ્વાભિમાન જાગી ઊઠ્યુ. તેમણે પ્રતિજ્ઞા કરી કે જ્યાં સુધી ભોજની સભામાં વિજય ન મેળવુ ત્યાં સુધી ઘી, તેલ, મીઠાઈ વગેરે ૭ પ્રકારની વિગઈઓનો મારે ત્યાગ છે. પ્રતિજ્ઞા અનુસાર તેઓ ધારા પહોંચ્યા. મહારાજા ભોજે પહેલાં તો તેમનો સારો સત્કાર કર્યો પણુ તેમને પોતાના 'ભોજ વ્યાકરણુ'ની ભૂલો બતાવવાનુ અને માલવીય પંડિતોની હાંસી–મશ્કરી ઉડાવવાનુ તેમનુ વર્તન ખૂચ્યુ કવિ ધનપાલે સમયસૂચકતા વાપરીને તેમને બચાવી લીધા અને પાટણ મોકલી દીધા. સૂરાચાર્ય ભોજની સભામાં આવ્યા હતા ત્યારે ત્યાં કેટલાયે દાર્શનિક વિદ્વાનો કોઈ કારણે કેદમાં હતા સૂરાચાર્યે મહારાજને સમજાવી તેમને મુક્ત કરાવ્યા ધારાનગરીમાં તેમણે હાથીની સવારી કરીને પ્રવેશ કર્યો હતો અને તેઓ ચૂડસારસ્વતાચાર્યને ત્યાં ગયા હતા

એ પછી ખરતરગચ્છાચાર્ય જિનવલ્લભસૂરિ મહારાજ નરવર્મ રાજાના સમયે ધારાનગરીમા આવ્યા હતા તેમનો પ્રસંગ 'ગણુધર સાર્ધશતક–બૃહદ્વૃત્તિ'માં આ પ્રકારે આપેલો છે કે— એકવાર ધારાનગરીના રાજા નરવર્મની વિદ્વત્સભાની પ્રશંસા સાંભળીને દક્ષિણના બે પંડિતો ત્યાં આવેલા, તેમણે રાજસભામાં એક સમસ્યાપદ મૂક્યુ—'कण्ठे कुठार कमठे ठक्कार' સભા-પંડિતોએ પોતપોતાની તરફથી ત્રણુ પાદની પૂર્તિ કરી સંભળાવી પરંતુ આવેલા દક્ષિણી પંડિતોને તેમની સમસ્યાપૂર્તિથી સંતોષ થયો નહી. રાજાએ પોતાની સભાની હીનતા જોઈ કોઈ વિચક્ષણને પૂછ્યુ કે, 'શું આ પદની સુંદર રીતે પૂર્તિ કરી શકે એવો અન્ય વિદ્વાન જાણવામાં છે?' તેણે કહ્યું 'મહારાજ! ચિતોડમાં એક જિનવલ્લભગણિ નામે જૈનાચાર્ય સર્વવિદ્યાનિધાન છે તેઓ આમને મનોનુકૂલ સમસ્યાપૂર્તિ કરી શકશે' મહારાજે તરત જ

એ શીઘ્રગામી ઊંટો પર પોતાના પુરુષોને બેસાડી પત્ર સાથે સમસ્યા મોકલી. સંધ્યા સમયે જ્યારે જિનવલ્લભગણિ પ્રતિક્રમણ કરી રહ્યા હતા, ત્યારે રાજાનો પત્ર તેમના હાથમાં આવ્યો. પ્રતિક્રમણ પૂરું કરી લીધા પછી તેમણે તેની પૂર્તિ આ પ્રકારે કરી દીધી :—

"रे रे नृपाः ! श्रीनरवर्मभूपप्रसादनाय क्रियतां नताङ्गैः ।
कण्ठे कुठारः कमठे ठकारश्चक्रे यदश्वोऽग्रखुराग्रघातः ॥"

ધારાનગરીથી આવેલા બને પુરુષો રાતોરાત ત્યાંથી રવાના થઈને શીઘ્ર ધારા પહોંચ્યા પ્રાતઃકાળે દક્ષિણી વિદ્વાનોની સામે તે સમસ્યાપૂર્તિ મૂકવામા આવી અને તેમને તે ખૂબ પસંદ પડી.

કેટલાક દિવસો પછી જ્યારે જિનવલ્લભસૂરિ ધારામાં આવ્યા અને જ્યારે મહારાજને એ વિદિત થયુ કે તે સમસ્યાપૂર્તિ કરનાર અહી આવ્યા છે ત્યારે તેમણે તેમનો સત્કાર કરીને રાજસભામાં બોલાવ્યા અને પ્રસન્ન થઈને તેમને ત્રણ લાખ પારુત્થ અને ત્રણ ગામ ભેટ કર્યા. પરતુ ગણિજીએ કહ્યુ . 'મહારાજ આ અર્થ સાધુઓને માટે અનર્થનુ કારણ છે, એટલા માટે હું તો આ ભેટ નહિ લઈ શકું આપની ઈચ્છા હોય તો, ચિતોડના શ્રાવકોએ જે નવીન મંદિર બંધાવ્યુ છે, તેની પૂજા વગેરે માટે આપની જગાતમંડીથી એ પારુત્થ પ્રતિદિન મોકલવાનો પ્રબધ તમે કરી શકો' મહારાજા તેમના આ નિર્લોભતાસૂચક વાક્યથી ખૂબ પ્રભાવિત થયા અને તેમની સૂચના અનુસાર હમેશને માટે એ માટે પ્રબધ કર્યો જિનવલ્લભસૂરિની સર્વત્ર ખૂબ પ્રસિદ્ધિ થઈ.

જિનવલ્લભસૂરિના પટ્ટધર જિનદત્તસૂરિ થયા તેમના સમયમાં ધારાનગરી એક પ્રસિદ્ધ વિદ્યાપીઠ હતી. સૂરિજીએ પોતાના શિષ્ય જિનરક્ષિત, સ્થિરચંદ્ર આદિ અને શિષ્યાઓ શ્રીમતી, જિનમતી, પૂર્ણશ્રી વગેરેને વૃત્તિ, પંજિકા આદિ લક્ષણશાસ્ત્ર ભણવા માટે ધારામાં મોકલ્યાં હતાં. જ્યારે તેઓ વાગડ દેશમા હતા ત્યારે આ સાધુ–સાધ્વીઓ વિદ્યાધ્યયન કરીને પાછાં ફર્યા સૂરિજીએ તેમને સૈદ્ધાંતિક અધ્યયન કરાવ્યુ. [ અપૂર્ણ ]

[ अनुसंधान पृष्ठ . १९३ से चालू ]

तीर्थमालाओंके ऊपरके उल्लेखोंसे मडाहडका स्थान कहां है—यह स्पष्ट रीतिसे सिद्ध होता है । वडगांव, साचोर, वरमाण, जीगवला, दांतीवाडा और मडाहड सब आसपासमें है और यह सब गांव साठी परगनेके गांव कहे जाते हैं ।

मंढारमें मडाहड देवीका मंदिर है और उसमें शिलालेख निम्न प्रकार है ।[८]

"सं० १२८७ वर्षे मार्ग (शीर्ष) सुदि ६ सोमे देवश्री मडाहड . . .

. . . सिरि भा० मली सुतो० हीरू पुत्र (त्रेण) पादुके कारापित(ते) "

ऊपरके लेखसे भी पुष्टि होती है कि मडाहडका स्थल वर्तमान ही है । और मदाहृत, मडाहृत, मडाहडका मंढार हो गया है । उसे वादिदेवसूरिका जन्म स्थान होनेका श्रेय मिले तो कोई ताज्जुबकी बात नहीं ।

मडाहडगच्छकी उत्पत्ति तथा शाखाओंके विषयमें विशेष सामग्री उपलब्ध होने पर प्रकाश डाला जावेगा ।

---

८ अ प्रा जै ले सदोह पृ० ७३ ले० ६६

# શ્રમણોપાસકની ક્ષમા

લેખક : શ્રી. જયભિખ્ખુ

[ કથાભાગ એવો છે, કે મગધની ગાદી પર ભગવાન મહાવીરના પરમ ભક્ત રાજા શ્રેણિક–બિંબિસાર રાજ કરે છે. મગધમા રાજતત્ર છે, પણ વૈશાલીમા ગણતત્રરાજ ચાલે છે રાજા શ્રેણિક વૈશાલી તરફ વધુ પક્ષપાત રાખે છે: કારણ કે ભગવાન મહાવીરની એ જન્મભૂમિ છે. રાજા શ્રેણિકનો પુત્ર અજાતશત્રુ (કોણિક) આ બધાં ચિહ્નોને પોતાને માટે અનર્થકારી લેખે છે. એ પિતાનો દુશ્મન બને છે આખરે સેનાને વશ કરી વૃદ્ધ પિતાને કેદ કરે છે. કેદમાં જુલમ ગુજારે છે. ]

## [ ૧ ]

[ મગધના દુર્ગનુ એક પ્રચડ કારાગૃહ. કારાગૃહ બધ છે સિપાઈઓ પહેરો ભરે છે. મૃતશાતિનુ બચે સામ્રાજ્ય છે એકાએક શાતિને ભેદતો અવાજ આવે છે. ]

અવાજ : સિપાઈ ઓ !

સિપાઈઓ : (સ્વરની દિશામાં એકદમ હાથ જોડીને) જી હજૂર!

[ એક યુવાન પ્રવેશે છે રાજા જેવો પોશાક છે આખો કાતીલ છે એની આખો ફરે છે ને બધા કપારી અનુભવે છે ]

આગંતુક : મારી આજ્ઞા !

સિપાઈઓ : જી હજૂર ! મગધના નાથની આજ્ઞા !

આગંતુક : મગધનો નાથ કોણ ?

[ પૂછનારના મનમા શકા છે. જવાબ આપનારના મનમા પણ શકા છે. બે પળ એકબીજા સામે જોઈ રહે છે. આગતુકની આખો વિશેષ પહોળી બને છે એમા લોહીની ટશરો ફૂટે છે. ]

આગંતુક : એક સામાન્ય પ્રશ્નના જવાબમાં આટલો વિલંબ ? સમજ્યો, તમારા અંતરમાં હજીય સંશય છે તમે મગધના નાથની સેવા કરવા અયોગ્ય છો. સેનાપતિ !

[ અવાજ ભય ઉપજાવતો ચારે તરફ ગાજે છે. બૂઢો સેનાપતિ અદર દોડતો આવે છે. ]

આગંતુક : મારા પ્રશ્નનો જવાબ આપો, લેશ પણ વિલંબ વિના

સેનાપતિ : જી હજૂર,

આગંતુક : મગધનો નાથ કોણ ?

સેનાપતિ : (ઝડપથી) એમાં પૂછવા જેવું શું છે ? એકને એક બે જેવી વાત છે, મહારાજ ! (સેનાપતિ ખડખડ હસે છે)

આગંતુક : શ્રમણોના સંગથી બધા વાણિયા બની ગયા વાણિયો મગનું નામ ન આપે એમ ન કરો, સેનાપતિ ! હસીને જવાબ ઉડાવો નહિ. નામ બોલો. છેતરાઉં એવો હું નથી ! બોલો, મગધનો નાથ કોણ ?

સેનાપતિ : આપ પોતે–પરમ ભટ્ટારક મગધદેશાધિપતિ મહારાજાધિરાજ અજાતશત્રુ.

**રાજા :** શાબાશ. ઇનામને લાયક છો. વારુ, સૈનિકોની બીજી ટુકડી તૈયાર રાખી છે? ગમે તે પળે બોલાવવામાં આવે, એ પળે સજ્જ હશે ને?

**સેનાપતિ :** એક કહેતાં એક હજાર.

**રાજા :** બીજી ટુકડી હાજર કરો

[ સેનાપતિ ઈશારો કરે છે. બીજી ટુકડી દાખલ થાય છે.]

**રાજા :** આ સિપાઈઓને કેદ કરો એમના મનમાં શંકાનું રાજ છે અને અહી મગધ-નાથ અજાતશત્રુનુ રાજ છે. એમના રાજાનું નામ પણ એમને યાદ નથી!

[ પહેલી ટુકડીને બીજી ટુકડી કેદ કરી લઈ જાય છે ]

**રાજા :** સેનાપતિ!

**સેનાપતિ :** જી હજૂર!

**રાજા :** મારી આજ્ઞા!

**સેનાપતિ :** જી હા, આપની આજ્ઞા.

**રાજા :** કેવી આજ્ઞા?

**સેનાપતિ :** કારાગૃહની આજુબાજુ કોસભરમાં માનવને પ્રવેશવાની મનાઈ! પ્રવેશ કરે તો જીવતો મૂકવાની મનાઈ દેખતાંની સાથેં તીરથી ઘાયલ કરવાની આજ્ઞા!

**રાજા :** તીર ખરુ, પણ તીર કેવા પ્રકારનું? આજ્ઞા સમજો સાથે એના મર્મને પણ સમજો.

**સેનાપતિ :** સ્વામી, એમાં સંદેહ કેવો? હળાહળ ઝેર પાયેલું તીર! હળાહળ ઝેર.... હળાહળ ઝેર....

[ સેનાપતિ હળાહળ ઝેર. હળાહળ ઝેર... .. એમ શૂન્યમનસ્ક થઈ બબડે છે.]

**રાજા :** સેનાપતિ!

**સેનાપતિ :** ( સાવધ થઈને ) જી હજૂર, હુકમ!

**રાજા :** બુદ્ધિનો કોઈ રોગ તો થયો નથી ને?

**સેનાપતિ :** સાવ સ્વસ્થ છું, સ્વામી!

[ ઘડિયાળા વાગે છે. સિપાઈઓ આવે છે.]

**રાજા :** સેનાપતિ! સમય થયો

**સેનાપતિ :** હા સ્વામી! સમય થયો.

**રાજા :** જલ્લાદ હાજર છે?

**સેનાપતિ :** હા સ્વામી! હાજર છે

**રાજા :** ગુનેગારને હાજર કરો!

**સેનાપતિ :** ( સિપાઈઓ તરફ જોઈને ) ગુનેગારને હાજર કરો.

**સિપાહીઓ :** કોણ ગુનેગાર?

**સેનાપતિ :** જી સ્વામી? કોણ ગુનેગાર? ( રાજાને જ સામે પ્રશ્ન કરે છે.)

**રાજા :** ( ધુંઆકુંઆ થતો ) અરે રાજકેદીને હાજર કરો. કોઈ વાતમાં સમજતા નથી! તમને કોણે સેનાપતિ બનાવ્યા?

**સેનાપતિ :** આપના પિતાએ.

રાજા : બેવકૂફ ! વારુ ! ગુનેગાર રાજકેદીને હાજર કરો !

[ સિપાહીઓ રાજકેદીને હાજર કરવા રવાના થાય છે. માર્ગમા અરસપરસ વિચારે છે.]

૧લો સિપાહી : રે દુષ્ટ પેટ ! કારાગારની દીવાલનો કાળમીંઢ પથ્થર લઈ આ પેટ ફોડી નાખવા દિલ થાય છે બાપને ગુનેગાર કહીને સંબોધન !

૨જો સિપાઈ : અને એ આપણે સાંભળી લઈશું ? સાંખી લઈશુ ? શું સંસારમાં પછી બાપ–બેટાની આમન્યા રહેશે ?

૩જો સિપાઈ : શુ ભાવિનું નિર્માણ આવું નિષ્ઠુર હશે ? હવે શું આપણે બધા નામર્દ પ્રજા બની રહીશું, ને નામર્દ પ્રજા પર આવા હરામી, પાપી, મક્કાર રાજ્ય ચલાવશે ?

[ અડધે રસ્તેથી પાછા ફરે છે. ખાલી હાથે આવેલા જોઈ રાજા ચિડાય છે.]

રાજા : સેનાપતિ ! તમારી જાનમાં જવા તૈયાર થઈ ને, આ જાનૈયા પાછા આવ્યા ! (હસે છે) એમના દિલમાં હજી જૂના રાજાની વફાદારીના કમજોર ખ્યાલ જીવતા રહ્યા લાગે છે ! કમજોર માણસોનું અહી કામ નથી મજબૂત મગજ ને સખત હાથ–આજના મગધનાથના એ મંત્રો છે. જાણો છો, કરંડિયામાં પૂરેલો જીવતો સાપ કદી ડંખ પણ દઈ દે છે એ સાપને એકદમ હણી શકાય તેમ નથી. લાંબો વખત તેને જીવતો રાખી શકાય તેમ પણ નથી. દ્વિધા સ્થિતિમાં કામ કરવાનુ છે. છે બીજા કોઈ ?

સેનાપતિ : એક કહેતાં એક હજાર હાજર !

[ સિપાઈઓની ત્રીજી ટુકડી આવે છે. બીજી ટુકડી ગિરફતાર થાય છે. ]

રાજા : નવા શાસનને વફાદાર છો ને !

સિપાહીઓ : અડધા બોલે આખુ મસ્તક અર્પણ કરનારા છીએ, મહારાજ ! મગધના પેઢીપુરાણા ખાનદાની સેવકો છીએ !

રાજા : (એક એક શબ્દ ચાવે છે) મગધના....પેઢીપુરાણા....ખાનદાની....સેવકો.... શાબાશ ! જાઓ, જલ્લાદને કહો કે કોરડા મીઠામાં ભીંજવીને તૈયાર રાખે. અને ગુનેગારને જલદી હાજર કરો !

સિપાહીઓ : જી સ્વામી !

[ સિપાઈઓ જાય છે ]

રાજા : (સ્વગત) જી સ્વામી ! શાબાશ રે ખાનદાની સેવકો ! વાહ રે સુવર્ણ તારી માયા ! પહાડ જેવો માનવી સુવર્ણ પાસે જાણે કૂતરાનુ નાનુ શુ ગલુડિયું બની પૂછડી પટપટાવે છે ! શ્રમણો ભલે સુવર્ણની નિંદા કર્યા કરે અરે ! એ તો સ્ત્રીની પણ નિંદા કરે છે પણ સ્ત્રીની કૂખ સિવાય જન્મ લેવાની બીજી કોઈ શક્યતા વિચારી ? અરે ! સ્ત્રી અને સુવર્ણ તો શુ, આગળ વધીને મારી પણ નિંદા કરે છે ! અરે ! મારી તો શુ, પણ આ આખા સંસારને અસાર કહી નિંદે છે. નિંદા, નિંદા ને નિંદા ! જાણે એમનો નિંદા–ધર્મ !

[ સિપાઈઓ ગુનેગારને લઈ હાજર થાય છે. ગુનેગાર એક આખા કાળા વસ્ત્રમાં વીંટાયેલી વ્યક્તિ છે વૃદ્ધ છે છતાં પડછંદ છે. મૂગી છે, છતા એના ઓષ્ઠ સત્તાવાહી છે. એ અડોલ છે. અબોલ છે. રાજકેદીની આંખમા શાંત સરોવરનાં નીર જેવી શાતિ છે. પ્રેમઝરતી અમી નજરે એ રાજા સામે જુએ છે. રાજા તેની સામે જોઈ શકતો નથી, એટલે આડુ જોઈ ઊભો રહે છે ]

**રાજા :** સિપાઈઓ ! ગુનેગારને હાથકડી કાં નહિ ? શું તમારા દિલમાં પણ એને માટે કોઈ સુવાળો ખૂણો છે ? અરે ! એવા કોઈ ને અહીં શ્વાસ લેવા માટે પણ રહેવા દેવાનો નથી

**સિપાહીઓ :** મહારાજ ! ગુનો માફ ! રાજકેદીએ હસતે મોંએ આવવાનું કહ્યું, એટલે અમે હાથકડી ન પહેરાવી. કોઈ ને નિરર્થક ત્રાસ આપવો !

**રાજા :** નિરર્થક ત્રાસ ! ઓ મૂર્ખાઓ ! દયા અને રહમ બતાવવાનું કામ તમારું નથી. તમે સિપાઈ. આજ્ઞાના પાલક, આજ્ઞાના વિચારક નહિ. તમે સિપાઈનો ધર્મ ચૂકયા. તમને રૂખસદ !

**સિપાહીઓ :** હજૂર ! રહમ, દયા ! અમારાં સ્ત્રી ને બાળબચ્ચાં સામે તો જુઓ !

**રાજા :** (સ્વગત) સ્ત્રી ને બાળબચ્ચાં ! આખી દુનિયાને એક જ રોગ લાગુ પડયો છે ! અને આજે મારી પાસે દયાની વાત ? અત્યારે દયા મને તો શું, ડાકણને પણ ખાઈ જાય (પ્રગટ) વારુ ! દયા એક રીતે બતાવી શકાય, માફી એક પ્રકારે તમને મળી શકે. જુઓ પેલો કોરડા રહ્યો સારામાં સારા કોરડા કોણ લગાવી શકે છે, એ હું જોવા માગું છું: પછી તમારા ગુનાનો ન્યાય તોળાશે.

[ સિપાઈઓ એકબીજા સામે જોઈ રહે છે. ]

**૧લો સિપાહી :** (સ્વગત) રે વિધાતા ! કેવી કપરી કસોટી ! પોતાના રાજાને ફટકાની સજા !

**૨જો સિપાઈ :** (સ્વગત) નિરપરાધી આત્માને નિરર્થક ત્રાસ ! શું અમ ચાકરી કરનારાઓના અંતરમાંથી આત્મા જ—પ્રભુ જ ઊઠી ગયો ?

**૩જો સિપાઈ :** (સ્વગત) મૂઠીભરનુ પેટ શુ અમને માકડાના અવતારમાંથી પણ ટાળશે ?

**રાજા :** શું વિચાર કરો છો, મૂર્ખાઓ ? સિપાહીનો ધરમ તો આજ્ઞાનું પાલન ! કહ્યું એટલે કરવુ ! ન રત્તીભર વધુ, ન રત્તીભર ઓછું.

**સિપાહીઓ :** અમે સિપાઈ છીએ, પણ એથી પહેલાં માણસ છીએ. માણસનો પણ પોતાનો આગવો ધર્મ છે. અમે માનવધર્મ વિચારીએ છીએ.

**રાજા :** માનવ ધરમ ! અરે મૂર્ખાઓ ! ધરમને નેવે મૂકો. પૈસો ખવાય, સત્તા ખવાય ! પણ શું ધરમ ખવાય છે ? પીવાય છે ! પણ સારું થયુ મને તમારી ખાનદાનીની વહેલી ખબર પડી ગઈ. તમારા જેવા નમાલાઓને હું અહી ફરજ પર એક ઘડીભર પણ રાખવા ઇચ્છતો નથી. અહીંના કર્તવ્યભ્રષ્ટ સૈનિકો આવતી કાલે જીવતું નરક જોશે અહીના કર્તવ્યપરાયણ સેવકો આવતી કાલના મગધના મહામંડલેશ્વરો હશે. વારુ, જલ્લાદ !

[ જલ્લાદ આવે છે. ભયંકર મુખાકૃતિ છે હાથમાં મોટો કોરડો છે આત્મા વિનાના ખવીસ જેવો એ લાગે છે. ]

જલ્લાદ : જી હજૂર !

રાજા : મેં ઇચ્છ્યું હતું કે આ કસજોર સૈનિકો તમારો બોજ કંઈક હલકો કરશે, પણ તેઓએ તમારે માથે બોજ વધાર્યો. રાજકેદીને ફટકાની સજા પૂરી કર્યા પછી, તમારે તેમની પણ સેવા કરવી પડશે. વારુ, હું પાસેના ખંડમાં છું. રાજકેદી સાથેનું કામ સારી રીતે પૂરું કરીને તરત મને મળજો.

[ રાજકેદી સ્થિર, નિશ્ચલ પ્રેમભરી આંખે રાજા સામે જુએ છે, પણ રાજા રાજકેદી સાથે આંખો મિલાવતાં ડરે છે. એ આડું મોં રાખી પાસેના ખંડમાં ચાલ્યો જાય છે.

રાજા : (સ્વગત) પાસેના ખંડમાં બેસું, એ જ ઉચિત છે નજર સામે સજા કરવામાં કદાચ દિલમાં દયા ઊગી આવે, બૂઢા બાપની કાતર સુખમુદ્રા દિલમાં કરુણા જન્માવે ને તો એ દયા—એ કરુણા વીંછીનાં બચ્ચાંની જેમ પરિણામે મને જ ખાઈ જાય

[ રાજા ચાલ્યો જાય છે. રાજકેદી સ્વયં પોતાનો અંગળો કાઢી એક લાકડાને પકડી ઊભો રહે છે, તેની સામે જલ્લાદ આવે છે. ]

રાજકેદી : ભાઈ જલ્લાદ ! સુખેથી તારું કામ શરૂ કર. જો તને મારા આમ ઊભા રહેવાથી અડચણ પડતી હોય, તો તું કહીશ તેમ ઊભો રહીશ. જુવાન રાજા તને ઈનામ આપે તેવું કામ બજાવજે ! દુનિયામાં સહુ ઈનામની ડુગડુગી પર જ નાચે છે ને ભઈલા ? લાભાલાભૌ, જયાજયૌ !

[ જલ્લાદ આશ્ચર્ય અનુભવે છે. એ પોતાનું કામ શરૂ કરે છે. કોરડા મારવા છતાં, રાજકેદી દુ:ખની ચીસ પાડતો નથી. તેની દૃષ્ટિમાથી રોષ અને વ્યથાને બદલે ક્ષમાઅને સદ્‌ભાવનાં કિરણો વેરાય છે, જલ્લાદના પાષાણ હૃદયને જાણે કે એ સ્પર્શે છે. તે ફટકા મારતો મારતો થભી જાય છે. ]

જલ્લાદ : આટઆટલા જોરથી ફટકા મારું છું, છતાં તમે ઉંકારો પણ કેમ કરતા નથી ?

રાજકેદી : મારા પ્રભુનું વચન છે કે કરેલાં ભોગવવાનાં છે. હસતાં કર્યાં, રડતાં ભોગવવાનાં. ભાઈ જલ્લાદ ! હું વીર છું. વીરનો સેવક છું કરેલાં કર્મ રડતાં નહિ ભોગવું. આજ હું શાંતિનો ચાહક છું. સમભાવ પણ કંઈક મનમાં વસ્યો છે. પ્રેમ પણ, આશા છે કે પાતાળઝરણની જેમ મોડો મોડો પણ મારા દિલમાં પ્રગટશે.

જલ્લાદ : રાજાજી તમારી ચીસ નહિ સાંભળે, તો તેમને મારા કામની ખાતરી નહિ થાય.

[ અચાનક વાગેલા ઘામા ફટકો વાગે છે, ને રાજકેદીથી ઓયકારો થઈ જાય છે. ]

રાજકેદી : ભાઈ ! ઓયકારો નીકળી ગયો. તારુ કામ થયું કોરડાના ફટકા સાથે ભાવના તો એવી ભાવુ છું કે ઉકારો પણ ન કરુ પણ જૂના ઘામાં નવો ખારીલો ફટકો વાગી ગયો, ને તારું કામ થઈ ગયું ! શ્રમણ ભગવાનની પાસે ઘણી વાર સાંભળ્યું હતું કે આત્મા અને દેહ જુદા છે. આજ એનો અનુભવ કરી રહ્યો છું ! મારો આત્મા સ્વતંત્ર છે, એને બંધનમાં નાખનાર કોણ છે ? બંધનમાં પડયો છે માત્ર આ બૂઢો દેહ ! ભલે માર ખાતો એ. ઘણા દિવસ ગોળ ખાધો છે, તો ભલે આજે ચાબકા ખાય.

[ રંગમંચ પર ઘડીમાં ફટકા ખાતો રાજકેદી દેખાય છે. ઘડીમાં પાસેના ખંડમાં બેઠેલો નવો રાજા અજાતશત્રુ દેખાય છે. રાજકેદીની એક એક ચીસે અજાતશત્રુ આત્મવૈરનું એક એક વાક્ય બોલે છે. ]

રાજા : બૂઢા રાજા ! પહેલી ભૂલ એ કે વૈશાલીના ગણતંત્રની કન્યા પરણી લાવ્યા. એ કન્યા ભલે મારી મા રહી: પણ દીકરી તો ગણતંત્રની ને ! ગણતંત્રના લોકો દેશ પહેલો જુએ છે, સગુંસાગવું પછી.

[ ફટકાનો અવાજ. બીજી ચીસ. ]

રાજા : ચીસ ! બૂઢા માણસ કોરડાનો માર ખમી શકતો નથી ! પણ એનાં કૃત્ય કેવાં છે ? વૈશાલીની ગણિકા આમ્રપાલી સાથે પ્રેમ ! આમ્રપાલીનું સૌંદર્ય મગધને ફોલી ન ખાય તો બીજું શું થાય ? ગણતંત્રની ગણિકા તો શું, ત્યાંનું જાનવર પણ પોતાની વાતમાં પાકું હોય છે !

[ ફટકાનો અવાજ, ફરી ચીસ. ]

રાજા : બૂઢા માણસ ચીસો પાડી મારી દયા જગાવવા માગે છે, પણ વૈશાલીના પેલા શ્રમણ ભગવાનના ભક્ત થતાં વિચાર કાં ન કર્યો ? મગધને મિટ્ટીમાં મિલાવનારાઓ સાથે મહોબ્બત કરી શું હાંસલ કરવાનું હતું ? પોતે વૃદ્ધ છે—આજ છે કાલ નથી ભાવિનાં ફળ તો મારે ભોગવવાનાં હતાં ને ! મને ગણતંત્રના રાજા થઈ મૂર્ખ પ્રજાની ગુલામી કરવાની પુરસદ નહોતી. ગણતંત્રની પ્રજાનો રાજા—જાણે મદારીનો માંકડો પ્રજા જેમ નચાવે એમ એ નાચે ! મારે માંકડા થવું મંજૂર નથી !

[ ફરી ફટકો, ફરી ચીસ. ]

રાજા : અરે ! મહાવીર તો કહે છે કે આત્મા અને દેહ જુદા છે ! તો પછી શ્રમણોપાસક બનેલો બૂઢો કેમ ચીસ પાડે છે ? ( ખડખડાટ હસે છે ) મહાવીર તો કહે છે, કે આપણે આત્મહત્યારાને પણ ક્ષમા આપીએ, તો જ સાચું શ્રમણોપાસકપણું શોભે ! હા.... હા .. દુનિયામા કેવા ધુતારાઓ ભરાયા છે ( વધુ જોરથી હસે છે ) પણ ફિકર નથી મારો જન્મ જ એવા ધૂર્તોને પૃથ્વીને પાટલેથી ઉખેડી, નષ્ટભ્રષ્ટ કરવા માટે જ થયો લાગે છે !

[ ફટકાની સજા પૂરી થાય છે. રાજકેદીને સિપાઈઓ લઈ જાય છે રાજા આવે છે ]

રાજા : જલ્લાદ ! રાજકેદી કંઈ બોલ્યો હતો ?

જલ્લાદ : શું બોલે ? મે કહ્યું ત્યારે ઉંકારો કર્યો. થોડી ચીસો પાડી, નહિ તો ઉંકારો પણ કેવો ! ચીસ પણ કેવી ! ખરેખરો મર્દ માનવ ! (જાય છે )

રાજા : ( સ્વગત ) ઓહ ! જલ્લાદના હૈયામા પણ એને માટે અહોભાવ ! આજે કોઈ પર વિશ્વાસ નહિ રખાય. જલ્લાદ અને સિપાઈઓ રોજ નવા લાવવા પડશે ! બાપ છે, એટલે જરા મન ખચકાય છે ! દુનિયા કંઈ કહે, એની લોકલાજ થોડી થોડી મનમાં છે, નહિ તો એક ઘા ને બે કટકા કરવાનું દિલ થાય છે ! ઓ બૂઢા ! તેં જ ધુતારાએ, તેં જ શ્રમણોપાસકે મગધને શ્રમણોનું ધામ બનાવી એને ગણતંત્ર બનાવી નાખવાનું કાવતરું કરેલું, તે જ દીકરાને રાજપાટને

બદલે રઝળપાટ આપવા મનસૂબો સેવેલો! બુઢ્ઢો! બુઢ્ઢો! બુઢ્ઢો! ( એકદમ બહાવરો બની બૂમ પાડે છે ) સેનાપતિ!

[ સેનાપતિ આવે છે. ]

**રાજા :** સેનાપતિ! મારી આજ્ઞા જાણો છો ને?

**સેનાપતિ :** જી હજૂર!

**રાજા :** માનવ નામ ધરાવનારું મગતરું પણ મગધના કારાગારની પાસે ફરકવું ન જોઈએ. નહિ તો હું છું ને તમે છો

**સેનાપતિ :** જેવી આજ્ઞા

[ ગન્ત જાય છે સેનાપતિ બબડતો જાય છે. ]

**સેનાપતિ :** રે! શું સત્તાધીશો પોતાના સિવાય બધાંને મદારીનાં માંકડાં સમજતાં હશે? જેમ નચાવે તેમ નાચે! અરે, વૃદ્ધ મહારાજ માને તો તેમને સ્થાને સૂઈ જવા હુ તૈયાર છું તેમને મુક્ત કરી ફરી મગધનું સિંહાસન હાથ કરવાની તક આપવા તૈયાર છુ

# [ ૨ ]

[ મધરાત કારાગારનો દરવાજો ખુલે છે એક સુદર સ્ત્રી દાખલ થાય છે સિપાઈ એને રાજકેદીના ખડમા મૂકી જાય છે, ને ચાલ્યો જાય છે પૂર્ણિમાનો ચદ્ર વાદળની ઓટમા ચાલતો હોય તેમ લાગે છે એ અચળો કાઢી નાખે છે, એનુ સૌંદર્ય ઝળકી ઊઠે છે! થોડીવારે કોઈ અભિસારિકાની જેમ પોતાનો અંબોડો છોડી લાંબો કેશકલાપ છૂટો કરે છે અંબોડાના ગૂચળામાથી મોદક કાઢે છે પાનીઢક કેશકલાપને એ નીચોવે છે ને એમાં સીચેલા આસવનો પ્યાલો ભરે છે ]

**સુંદરી :** જાગો છો?

**રાજા :** હવે ઊંઘવાનુ કેવું, રાણી! ઊઘવાની વેળા વહી ગઈ. સુખની રાતોમાં સૂતો, હવે તો દુ:ખના દહાડામાં સૂવાનુ કેવુ!

**સુંદરી :** શુ ઘાની વેદના વધુ થાય છે?

[ રાણી રાજકેદીના દેહ પરથી વસ્ત્ર લઈ લે છે ઘા જુએ છે! ]

**રાજકેદી :** ના રે! દેહની કોઈ વેદના જ નથી! આત્મામાં કઈક કળતર ઊપડ્યુ છે!

**રાણી :** અરરર! ( ઘા જોતાં જોતાં ) કસાઈ ને પણ ઘા પર ઘા કરતાં દયા આવે! રે પ્રભુ! મારા પેટનુ આ રતન! (આક્રંદ કરે છે)

**રાજા :** રાણી! શાન્ત થાઓ આપણો દીકરો તો દયાળુ છે. પણ રાજાઓના નોકર એવા હોય છે, કે એમને ફળ તોડવાનો હુકમ મળે, તો ઝાડ આખું તોડી પાડે માણસ છે. બે ઘા આડાઅવળા પણ વાગી જાય

**રાણી :** તો હું નોકરો વિરુદ્ધ ફરિયાદ કરીશ

**રાજકેદી :** નાહક ચિડાય છે! કેટલાક સિપાઈઓને જૂની શરમ નડી, ને બિચારા મારે ખાતર કોરડાની સજાને પામ્યા હવે બીજા—જેઓ મને હેરાન કરી નવા

રાજા પાસેથી કંઈ ઈનામ–બઢતી લેવા ચાહતા હોય, એના માર્ગમાં વિઘ્ન શા માટે નાખે છે? આ દેહ એટલો પણ કોઈને ઉપયોગી થાય, તો દેહનું સાર્થક સમજ ને!

રાણી : મારાથી આ જોવાતુ નથી, સહેવાતું નથી. એ ક્રૂર પિતાશત્રુના દિલમાં દયાનો છાંટોય ક્યાં છે?

રાજકેદી : રાણી! એવું અસત્ય ન બોલ! આ એની કેવડી મોટી દયા છે કે તને મારી પાસે આવવાની મંજૂરી આપી, બાકી કાળા કાગડાને પણ આ કારાગારમાં ફરકવાની મનાઈ છે, હળાહળ વિષ પાયેલાં તીર તેમને માટે તૈયાર રાખવામાં આવ્યા છે!

રાણી : મને કેવી રીતે રજા આપી, એ હું જાણુ છું માતા દીકરાના ચરણમાં પડે, એ કદી સાંભળ્યુ છે? હુ એના ચરણમાં પડી મેં કહ્યુ: 'ભાઈ! પતિ–પત્નીના પ્રેમને ન ઠુકરાવ!' ત્યારે એ પથ્થરે શું જવાબ આપ્યો, એ જાણો છો?

રાજકેદી : જાણું છુ. એણે કહ્યુ હશે કે જોયા તમારા પતિ–પત્નીના સંબંધ મારા બાપને ક્યાં એક ફૂલનો મોહ હતો? એને નવાં નવાં ફૂલ જોઈતાં હતાં! સાચું કે નહિ, રાણી?

રાણી : કારાગારમાં આવીને તમને આગમની વાતો ઉકેલવાની ગમ આવી ગઈ છે રે, ન જાણે તમે અહી આવીને સાવ બદલાઈ ગયા છો! નથી એ રોફ, નથી એ દાબ! નથી ગળામાં એક ગર્જારવથી શત્રુને ધ્રુજાવી મૂકનારું પહેલાનું જોમ! શું દીકરો એવી જબાન ચલાવે, ને મા એ સાંખી રહે? જીભ ખેંચી ન લે! પણ હુ તણખલાના તોલે થઈ છું આ કોરડાના માર! રે! હું સહી શકતી નથી! મારા અવતારમાં ધૂળ પડી! મારા જણતરમાં ધૂળ પડી! (રાણી ધ્રૂસકે ને ધ્રૂસકે રડે છે રાજા તેને માથે હાથ મૂકે છે)

રાજકેદી : રાણી! તમને પતિના દેહ પર મોહ છે. સતાપનુ એ જ કારણ છે. મારાં કર્મ એવા જ હતાં ભગવાને તે દિવસે ચોખ્ખુ નહોતું કહ્યું કે નરકેસરી વા નરકેશ્વરી! નરકમા પરમાધામી દેવ શુ મારાં કૃત્ય જોઈ, મને વીલો મૂકત! અરે! ચાબૂકે ચાબૂકે મારત, ગરમાગરમ સીસાનો રસ પીવરાવત. પુત્ર અજાતની કૃપાથી આ ભવમા જ થોડોઘણો વહેલો લાભ મળી જાય છે! રાણી, ખાધા પછી કંઈ ખાવાનું છે! (હસે છે)

રાણી : એ ઠગારો તમને ઠગી રહ્યો છે! તમે તમારી જાતને ઠગી રહ્યા છો.

રાજા : અજાત ઠગારો? અરે! એણે જે કર્યું એ ડંકાની ચોટ પર કર્યું. એને ઠેકાણે બીજો હોત તો મધુ તિષ્ઠતિ જિહ્વાગ્રે, હૃદયે તુ હલાહલમ્ કરત

રાણી : ઠગારો નહિ તો શું? પરમાર્થનો વેશ કરી પાટનગરને ઠગ્યું! પ્યારનો બુરખો ધરી પિતાને કેદ કર્યો ધર્મનો દંભ કરી સિંહાસન પચાવી પાડ્યું.

રાજકેદી : રાણી! જૂની વાતોને ક્યાં સુધી સંભારીશું? જુવાનીની રીતરસમોને બૂઢાપામાં સંભાર્યે બૂઢાપો કંઈ ઓછો નહીં થાય! ભાગ્યે નિર્માણ કરેલી પગદંડી

કંઈ બેઠે બેઠ કપાઈ નહિ જાય. શાન્તિ રાખીએ. ધીરજ ધરીએ. સહિષ્ણુતા કેળવીએ. ક્ષમાભાવ રાખીએ. શ્રદ્ધા રાખ કે આપણો બેડો પાર થશે. મને ભગવાનની વાણી આજ અંતરમાં સહકાર વૃક્ષની જેમ છાંયો કરીને, અમૃત આસ્વાદ કરાવી રહી છે. રાણી! આપત્તિ વખતના મિત્ર જેવું તારું હાસ્ય, પૂર્ણિમાની ચાંદની જેવું તારુ વદન! એને ક્રોધની કાલિમાથી કલંકિત ન કર! આવ, આપણે દીકરાને માફ કરીએ. ઉપકારીને સારાં વચને સંભારીએ, એ તો સોદો થયો અપકારીને આદરમાન દઈએ, ત્યારે આદમીપણું પામ્યા કહેવાઈએ.

રાણી : વાહરે તમારો ન્યાય! તમારો દીકરો થયો એટલે બધું માફ જે તમારો દીકરો ન હોય એની સામાન્ય ભૂલ પણ તમે માફ કરી શકતા નહોતા

રાજકેદી : ગઈ તિથિ જોશી પણ વાંચતો નથી રાણી, કાલની વાત ન કરો આજ ક્ષમા જ મારી મોટી દોલત છે શ્રમણ ભગવાને પ્રેમનો અમીકૂપો મારા હૃદયમાં ઠાલવ્યો છે એનો મીઠો શેરડો મારા અંતરમાં સરે છે ક્રોધ કરીને શુ કરુ? રાણી! જુવાનીમાં ક્રોધ ને વૈરનાં ઝેર ઓછાં પીધાં છે? સદૈવ વિષયલાલસાએ દેહને બાળ્યો હવે તક મળી તો બૂઢાપો ન સુધારું?

રાણી : ઓ મારા સ્વામી! મગધના મહારાજ! હજી ય રણકેસરી રાજવી તમે જ છો કોપ કરીને એક ગર્જારવ કરો સૈન્ય તમારી પડખે થશે સેનાપતિ તો કાલે જ મને કહી ગયા! તેઓ ગમે તે પળે તમને મુક્ત કરાવવા તૈયાર છે

રાજકેદી : અરર! સેનાપતિ તને કહી ગયો? નક્કી એનુ આવી બન્યુ.

રાણી : એનુ આવી બન્યુ?

રાજકેદી : રાણી! અજાતના ગુપ્તચર તરીકે તો હવા પણ કામ કરે છે! હોઠ હાલ્યા કે અજાતને ખબર પડી ગઈ સમજો! સેનાપતિ કાં તો અત્યારે ફાંસીને માંચડે હશે! કાં અવળી ઘાણીએ હશે (થોડીવાર થંભીને, દૂર કંઈક જોતો હોય તેમ) રાણી! મારે પણ હવે જલદી તૈયારી કરવી પડશે

રાણી : એટલે? શાંની તૈયારી?

રાજકેદી : મુક્ત થવાની અજાત હવે કદાચ મારા કુદરતી મોત સુધી નહિ થભે!

રાણી : એટલે ......

રાજકેદી : (હસીને) યમરાજ કદાચ બીજા કામમાં ગૂંથાઈ ગયા હશે તો અજાત કામચલાઉ યમરાજની કામગીરી બજાવશે.

રાણી : એટલે બાપની હત્યા .... કરશે?

રાજકેદી : એમાં ચોંકી શા માટે ઊઠે છે? સંસારની એક પળ પણ એવી નથી, જેમાં કોઈ મરતું નથી, કોઈ જન્મતું નથી! મરવાનો ડર ક્યાં સુધી? મરવાના ડરથી મોત બગાડવું ક્યાં સુધી? અરે! મૃત્યુ તો નવજીવનનું પ્રભાત છે! જો એ પળ આવી પહોંચી! પેલી પળ....મારી મુક્તિની પળ! જય મહાપ્રભુ! જય મહાદેવી! (મુખ પર દિવ્ય આનંદ છાઈ રહે છે)

[ બીજી જ પળે અજાત કુહાડો લઈને દૂર દૂરથી આવતો દેખાય છે સિપાઈઓ બાજુએ ખસી એને માર્ગ આપે છે ]

રાજકેદી : રાણી, જો મારો બેટો આવ્યો ! આવ બેટા ! લે આ મસ્તક ! ઉતારી જા ! તોફાનનું મૂળ જ એ હતું ? જોયો એનો કડપ ! પેલાં ચણતાં પખીઓએ ચણ નાખી દીધી. હવા પણ થંભી ગઈ આ પથ્થરો અત્યાર સુધી કંઈ કંઈ કલ કલ કરી રહ્યા હતા, એ પાછા પથ્થરના પથ્થર થઈ ઊભા રહ્યા રાજા તો આનું નામ ! રાજતેજ આનું નામ ! દિશાઓ પણ જાણે ઝાંખી પડી ગઈ ! આવ બેટા ! પણ ...રાણી ! પુત્રને મરતાં મરતાંય પિતૃહત્યાના કલંકમાંથી બચાવી શકું તો... કંઈક આત્મસંતોષ જરૂર લાધે

રાણી : એટલે ?

રાજકેદી : એટલે આ. લાવો હાથ પરનો હીરો ખાઈ લઉં !

રાણી : શું હીરો ખાઈ આંતરડાં કાપી નાખવાં છે ? ભયંકર મોત !

રાજકેદી : વિલંબ ન કર ! રાણી ! મીઠું મોત ! સંસારને જે સદાકાળ ભયંકર લાગે એ મારે માટે આજે શુભંકર બન્યું છે. લાવો ! મારે મારા દીકરાને માથે અપવાદ નથી રહેવા દેવો.

[ રાજા હીરો ખાઈ જાય છે. દોટી વારે જમીન પર પડે છે. ]

રાજકેદી : રાણી ! અજાતને કહેજે. મેં એને માફ કર્યો હતો. એટલું કબૂલ કરે તો કરાવજે કે શ્રેણિક રાજાયે નહોતો, રાજસન્યાસીયે નહોતો, કશુંયે નહોતો. નિરર્થક જન્મેલો જંતુ હતો. અરે ! હતો, તો માથું કાપનારને પણ માફ કરી શકે એવો ક્ષમાશીલ શ્રમણોપાસક હતો !

[ અજાત કારાગારના સળિયા પર કુહાડો ચલાવે છે. સિપાહી દ્વાર ખોલે છે ]

રાણી : ( આંગળી નાક પર ધરી ચૂપ રહેવાની નિશાની કરતી ) શાન્તિ, શાન્તિ, બેટા ! તારા પિતા ઘડી બેઘડીના મહેમાન છે ! એમણે કહ્યું છે કે મેં અજાતને માફ કર્યો છે, અજાત મને માફ કરે !

ખામેમિ સવ્વ જીવે, સવ્વે જીવા ખમંતુ મે !
મિત્તિમે સવ્વ ભૂએસુ, વેર મજ્ઝ ન કેણઈ

રાજકેદી : શું સર્વ તોફાનનું મૂળ, પિતાજી ગયા ?

રાણી : હા અજાત ! તારા પિતાજી ગયા પિતાજી ! કેવો મીઠો શબ્દ છેલ્લી ઘડીએ એમને કાને પડ્યો હોત તો ! પણ રે ! કેટકેટલી આત્મવંચના કરવી !

રાજા : આહ ! પિતાજી ! તમે ગયા !

રાણી : ઓહ છલવંચના ! વાહ રાજકારણી રુદન ! હે પ્રભુ ! મરેલા પિતા પર પુત્રનો કેવો પ્યાર ! કેવો પ્યાર ! કેવો પ્યાર !

[ રાણી બેભાન થઈ જાય છે છેલ્લું વાક્ય બોલે છે ]

રાણી : અજાત ! એણે તને—દીકરાને માફ કર્યો હતો એને—એ મહાપિતાને તું માફ કરજે.

[ પડદો પડે છે અજાત અવાક્ ઊભો રહે છે ]

# तीर्थ मडाहड ।

लेखक : श्रीयुत अचलमलजी मोदी

श्री जैन सत्यप्रकाशके क्रमांक २३३ में मडाहड गच्छकी परंपराके संबंधमें श्री. अगरचंदजी नाहटाने प्रकाश डाला है और उसमें वर्तमान मधुआजी ही मडाहडका स्थान होनेका मुनिराज श्रीकल्याणविजयजीका मत है, एसा संकेत किया है। श्री. वेचरदासजीका भी यही मत होना बतलाया जाता है।

मधुआजी आबुरोडसे मंडार (मडाहड) जानेवाली सडक पर आबुरोडसे पश्चिमको ६ माइल पर (मुंडस्थल महातीर्थसे ४ फर्लांग) है। यहां एक वैष्णव संप्रदायका मंदिर है और मधुसूदनजी (श्रीकृष्ण)का धाम माना जाता है। मंदिरमें श्रीकृष्ण भगवानकी श्याम पाषाणकी लगभग ४० इंचकी एक खडी मूर्ति है। मंदिरके बाहर एक बडा भव्य कलामय तोरण व स्तंभ लगा हुआ है जो किसी पुराने जैनमंदिरके खंडहरका भाग है।

मधुआजी, रखीकिशनजी, (आबुरोडसे लगभग २ माइल)के महंतका स्थान है और सिवाय महंत व मंदिरकी वाडीके हालियोके और कोई बस्ती नहीं है। स्थान आबुकी तलहटीमें होनेसे बडा रम्य है। आबुरोड तथा आसपासकी बस्तियोके लोग दर्शन करनेको जाया करते हैं।

किसी समय इसके आसपासका प्रदेश नीबज ठाकुरकी जागीरमें था। नीबज ठाकुर इसे बहुत मानते हैं और उनकी तरफसे समय समय पर भूमि आदि भी भेंट हुई है। संवत १५०० के बाद कई ताम्रपत्रोंमें मधुआजी तथा श्रीमधुसूदनजीका उल्लेख पाया जाता है।

मंदिरके दरवाजेके बाहर ही आबुके परमार धारावर्षादेवके समयका संवत् १२४२का एक लेख लगा हुआ है जिसमें फिलणी गाँव श्री वशिष्ठाश्रमको अर्पण किया है—और यह आदेश किया है कि वशिष्ठाश्रम तथा फिलणी गाँवकी मठकी बाडीमें सुंदर वृक्ष लगाना तथा बढाना चाहिए। इन वृक्षोंका जो नाश करेगा वह दंडका पात्र होगा।

वशिष्ठाश्रम आबुके दक्षिणी ढाल पर है और मधुआजीसे उत्तरमें उसके नजदीक ही है। मधुआजीकी वाडीमें तथा आसपासमें अच्छे वृक्ष और घना जंगल है।

श्री लूणवसहीके व्यवस्थाके लेखमें फाल्गुण वदी ८ का दिन मुंडस्थल महातीर्थ व फिलणी गाँवके श्रावकोंका नियुक्त किया है इससे मुंडस्थल व फिलणी आसपासमें होना सिद्ध होता है और वर्तमान मधुआजी ही फिलणी गाम होना संभव है।

मधुआजी ऋषीकेश (रखीकिशनजी) तथा क्रोडीध्वजके महंत एक ही है और एसी

---

१ सिरोही राज्यका इतिहास पृ० ४२

अर्बुदाचल प्रदक्षिणा (आबु भाग ४) पृ० ५३



# શું જૈનધર્મ વૈદિક ધર્મની શાખા છે?

વ્યાખ્યાતા : ડૉ. હરિસત્ય ભટ્ટાચાર્ય એમ એ. પીએચ ડી.

**એક શાખા** તેને કહેવાય, જે કોઈના વિરોધમાં અથવા કોઈ બીજી વિદ્યમાન સંસ્થાની શાખારૂપે પ્રગટ થઈ હોય આથી પ્રશ્ન એ થાય છે કે, શુ જૈનધર્મની ઉત્પત્તિ વૈદિક ધર્મના મૌલિક સિદ્ધાંતોના વિરોધમાં અથવા વૈદિક પૃષ્ઠભૂમિ ઉપર થઈ છે?

બૌદ્ધોનો શૂન્યવાદ તો નિઃસંદેહ વૈદિક ધર્મના વિરોધમાંથી ઊભો થયો છે, શૂન્યવાદી લોકો ચાર નકારાત્મક દૃષ્ટિઓનુ પ્રતિપાદન કરે છે

(૧) 'લોક છે'—આ અવક્તવ્ય, કહી શકાતુ નથી.

(૨) 'લોક નથી'—આ પણ કહી શકાતુ નથી.

(૩) 'લોક છે અથવા નથી' આ બંને દૃષ્ટિઓ, પણ એકી સાથે કહી શકાતી નથી.

(૪) 'લોકનુ અસ્તિત્વ નથી અથવા તે છે જ નહી'—એ પણ કહી શકાતુ નથી.

શૂન્યવાદનો આ મત વૈદિક માન્યતાથી સર્વથા વિપરીત છે પરંતુ બીજી તરફ જૈનધર્મ પણ શૂન્યવાદના મત સાથે સહમત થતો નથી જૈનધર્મ શાશ્વત સત્યોનું મૂલ્યાંકન માનવ–અનુભૂતિ ઉપર નિર્ભર રાખે છે લોકના અસ્તિત્વના વિષયમાં જૈનધર્મ વૈદિક માન્યતા સાથે પણ સહમત થતો નથી આથી તેને વૈદિક મતનો વિરોધી ન કહી શકાય. ચાર્વાક પણ માનવ–અનુભૂતિ પર જ શાશ્વત સત્યનુ મૂલ્યાંકન નિર્ધારિત કરે છે પરંતુ જૈનધર્મ ચાર્વાકની માન્યતા સાથે સહમત નથી, કેમકે ચાર્વાક જીવાત્માના અસ્તિત્વનો જ ઇન્કાર કરે છે, જૈનધર્મ જીવાત્માનો વૈદિક માન્યતાને અનુરૂપ સ્વીકાર કરે છે બને ધર્મોની આગળ ભૌતિક લોક જીવાત્માના અભાવમાં અર્થહીન બની જાય છે

ઉક્ત પ્રકારે જ્યારે એ સ્પષ્ટ છે કે, પ્રમુખ માન્યતાઓમા જૈન સિદ્ધાંતનુ સામજસ્ય વૈદિક મત સાથે છે, તો એ કહી ન શકાય કે, જૈનધર્મ વૈદિક મતના વિરોધમાં પ્રગટ થયો છે

તો શુ જૈનધર્મનો મેળ કોઈ વૈદિક દર્શન સાથે બેસે છે? તેના જવાબમા કહેવું પડશે કે, જૈન દર્શનનુ સામ્ય વેદાત સાથે નથી, છતા બને દર્શનો જીવાત્માના અસ્તિત્વમાં વિશ્વાસ રાખે છે વેદાતના મત અનુસાર બ્રહ્મરૂપ જીવ એક અને અદ્વૈત છે, પરતુ જૈન સિદ્ધાંત અનંત જીવો માને છે. એવા જ કારણથી જૈન અને સાખ્ય દર્શન પણ એક કહી શકાય નહી. કેમકે સાખ્ય નિતાત આદિ ભૌતિક (પ્રકૃતિ)ને એક માને છે, જ્યારે જૈન સિદ્ધાંતમાં તે ભૌતિક તત્ત્વ અનત પુદ્ગલ પરમાણુઓથી સમાવિષ્ટ છે અને અજીવ છે ન્યાય–વૈશેષિક દર્શનોમાં ભૌતિક અણુઓ અને અન્ય અનાત્મ તત્ત્વોને જો કે અનત માનેલાં છે, છતાયે જૈન દર્શન એ બંનેથી નિરાળુ છે, કેમકે ન્યાય–વૈશેષિક દર્શનોનો મૂળ સિદ્ધાંત ઈશ્વર કર્તૃત્વવાદ પર નિર્ભર છે—તેઓ માને છે કે એક સર્વશક્તિમાન ઈશ્વરે જીવ અને ભૌતિક પરમાણુઓ (શરીર રૂપ)નો સબધ બનાવ્યો છે. જૈન દર્શન ઈશ્વર–કર્તૃત્વવાદનો અસ્વીકાર કરે છે. તેની માન્યતા છે કે, જીવ પોતાની ઇચ્છાઓ અને ભાવોના કારણે જ શરીરના ભૌતિક બધનમાં ફસાય છે.

[ જુઓ : અનુસંધાન ટાઇટલ પેજ ત્રીજુ ]

# છૂપાં રત્નોને પ્રકાશમાં લાવો

રાષ્ટ્રપતિ : ડૉ૦ રાજેન્દ્રપ્રસાદ

[ જૈન સાહિત્ય એ આપણું મોંઘું ધન છે. આપણા પૂર્વજોએ આપેલો અમૂલ્ય વારસો છે. જેમ એ જૂનું થાય છે, તેમ, દુઃખ સાથે કહેવું પડે છે કે, એ સડે છે, તૂટે છે અને ઊધેઈને ભોગ બનતાં વેડફાય છે. છતાં જે બચ્યું છે તે પણ ઓછું નથી. એનો ઉપયોગ આપણે કરતા નથી કે નથી એ બીજાના ઉપયોગમાં આવતું. એ માટે આપણી પાસે કોઈ યોજનાયે નથી અને દિશાયે નથી. આપણે ત્યાં સંશોધન માટે જ કામ કરતી કોઈ સંસ્થા નથી. જૈન સાહિત્યનું મહત્ત્વ સમજીને વિદેશી વિદ્વાનોએ જ્યારે થોડાએક ગ્રંથો પ્રગટ કર્યા ત્યારે જ આપણી આંખ ખુલી ગઈ. તેથી કેટલાક ગ્રંથો પ્રકાશમાં આવ્યા અને પ્રગટ થતા રહે છે. છતાં જે પ્રગટ થયું છે તે તો આપણા સાહિત્યના પા ભાગ જેટલુયે નથી. જેસલમેર, પાટણ, ખંભાત અને બીજા ભંડારોમાં સંગ્રહાયેલા ગ્રંથોમાં કેટલાક તો અપૂર્વ રત્નસમા છે. પરંતુ પેલા કસ્તૂરિયા મૃગ જેવી આપણી દશા છે. ગંધ માટે આપણે ભટકીએ છીએ પણ એ ગંધ શાની છે અને ક્યાંથી આવે છે એનું અત્યારે આપણને જ્ઞાન રહ્યું નથી. આથી જ આપણી વસ્તુનું મૂલ્ય સમજાવતું આપણા રાષ્ટ્રપતિનું ઉદ્બોધન આપણામા કોઈ યોજના દ્વારા જાગૃતિ આણે એ આ સમયને અનુરૂપ છે. આપણું ગૌરવ તો એ રત્નોને પ્રકાશમાં લાવવામાં છે—વારસો દીપાવ્યો ત્યારે જ ગણાશે.—સંપા૦ ]

**૨૫૦૦ વર્ષથી જૈનધર્મના પ્રચારકોની અતૂટ પરંપરા આજ સુધી ચાલી આવી છે. અને જૈનોના વિદ્વાનો તેમજ મુનિગણ અનેકાનેક ગ્રંથો લખતા આવ્યા છે; છતાં એ દુઃખ સાથે કહેવું પડશે કે, તેમના સાહિત્યનો આમ જનતાને વિશેષ પરિચય નથી થયો. તેમના હજારો હસ્તલિખિત ગ્રંથો પુસ્તકાલયો અને સંગ્રહાલયોમાં છુપાયેલા રહ્યા છે. ત્યાં સુધી કે, તેને ભોંયરામાં સુરક્ષિત રાખવામાં આવ્યા છે. હાલમાં જ હું જેસલમેર ગયો હતો. ત્યાં મેં ભોંયરામાં બીજું ભોંયરું અને તેમાંયે ત્રીજું ભોંયરું જોયું, જ્યાં જૈન ગ્રંથો મને બતાવવામાં આવ્યા.**

**જેમની પાસે ધન છે તેઓ આ ગ્રંથોને પ્રકાશમાં લાવે અને જેની પાસે જ્ઞાન છે તેઓ તેનું યોગ્ય રીતે સંપાદન કરે; તેમજ જેમની પાસે કંઈ જ નથી તેઓ તેનાથી ફાયદો ઉઠાવે અને જેઓ જૈનેતર છે તેઓ જૈન વિચારોથી પરિચિત થાય.**

o

[ અનુસંધાન પૃષ્ઠ ૧૯૪ થી ચાલુ ]

આ બધાં વિવેચનોથી આપણે એ પરિણામ પર પહોચીએ છીએ કે, જો કે જૈન સિદ્ધાંતોનો મેળ કેટલીક વાતોમાં વૈદિક માન્યતાના દર્શનો સાથે છે તો પણ, જૈન દર્શનના મૌલિક સિદ્ધાંતો વૈદિક દર્શનની માન્યતાથી સર્વથા ભિન્ન છે. આથી એમ ન માની શકાય કે, જૈનદર્શન વૈદિક સિદ્ધાતોમાંથી કોઈ એકની શાખા છે.

તો વસ્તુસ્થિતિ શું છે? એ એક પ્રશ્ન છે. એનો સીધો અને સાચો ઉત્તર એ છે કે, લોક તો છે જ અને માનવની પ્રત્યેક વિચારધારા તેની વ્યાખ્યા સ્વાધીનરૂપમાં પોતપોતાની રીતે કરે છે. જૈન સિદ્ધાંતો પણ લોકનુ સ્વરૂપ પોતાના સિદ્ધાંતો અનુસાર બિલકુલ સ્વાધીન રૂપમાં બતાવે છે. આ દશામાં એમ કહી શકાતું નથી કે જૈન સિદ્ધાંતની ઉત્પત્તિ વૈદિક ધર્મના વિરોધમાં અથવા વૈદિક પૃષ્ઠભૂમિ ઉપર થઈ છે. જૈનધર્મ સ્વત. એક સ્વાધીન અને મૌલિક ધર્મ છે. —અહિંસાવાણી ( વર્ષ : ૫, અંક : ૧ )માંથી સાભાર અનૂદિત

# શ્રી જૈન સત્ય પ્રકાશ

## અંગે સૂચના



### યોજના

૧. શ્રી. જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ દ્વારા 'શ્રી. જૈન સત્ય પ્રકાશ' માસિક ૧૯ વર્ષ થયાં પ્રગટ કરવામાં આવે છે.

૨. એ સમિતિના આજીવન સંરક્ષક તરીકે રૂા. ૫૦૦) આ૦ દાતા તરીકે રૂા. ૨૦૦) આ૦ સદસ્ય તરીકે રૂા. ૧૦૧) રાખવામાં આવેલા છે. આ રીતે મદદ આપનારને કાયમને માટે માસિક મોકલવામાં આવે છે.

### વિનંતિ

૧. પૂજ્ય આચાર્યાદિ મુનિવરો ચતુર્માસનું સ્થળ નક્કી થતાં અને શેષ કાળમાં જ્યાં વિહરતા હોય એ સ્થળનું સરનામું માસિક પ્રગટ થાય એના ૧૫ દિવસ અગાઉ મોકલતા રહે અને તે તે સ્થળે આ માસિકના પ્રચાર માટે ગ્રાહકો બનાવવાનો ઉપદેશ આપતા રહે એવી વિનંતિ છે.

૨. તે તે સ્થળોમાંથી મળી આવતાં પ્રાચીન અવશેષો કે ઐતિહાસિક માહિતીની સૂચના આપવા વિનંતિ છે.

૩. જૈનધર્મ ઉપર આક્ષેપાત્મક લેખો આદિની સામગ્રી અને માહિતી આપતા રહે એવી વિનંતિ છે.

### ગ્રાહકોને સૂચના

૧. "શ્રી જૈન સત્ય પ્રકાશ" માસિક પ્રત્યેક અંગ્રેજી મહિનાની ૧૫મી તારીખે પ્રગટ થાય છે.

૨. આ માસિકનું વાર્ષિક લવાજમ રૂા. ૩) ત્રણ રૂપિયા રાખવામાં આવ્યું છે.

૩. માસિક વી. પી. થી ન મંગાવતાં લવાજમના રૂા. ૩) મનીઑર્ડરદ્વારા મોકલી આપવાથી અનુકૂળતા રહેશે.

૪. આ માસિકનું નવું વર્ષ દિવાળીથી શરૂ થાય છે. પરંતુ ગ્રાહક ગમે તે અંકથી બની શકાય.

૫. ગ્રાહકોને અંક મોકલવાની પૂરી સાવચેતી રાખવા છતાં અંક ન મળે તો સ્થાનિક પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી અમને સૂચના આપવી.

૬. સરનામું બદલાવવાની સૂચના ઓછામાં ઓછા ૧૦ દિવસ અગાઉ આપવી જરૂરી છે.

### લેખકોને સૂચના

૧. લેખો કાગળની એક તરફ વાંચી શકાય તેવી રીતે શાહીથી લખી મોકલવા.

૨. લેખો ટૂંકા, મુદ્દાસર અને વ્યક્તિગત ટીકાત્મક ન હોવા જોઈએ.

૩. લેખો પ્રગટ કરવા ન કરવા અને તેમા પત્રની નીતિને અનુસરીને સુધારોવધારો કરવાનો હક તંત્રી આધીન છે.

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ.
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ.
શ્રી. જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ—અમદાવાદ.

# વિષય-દર્શન



## સંપાદકીય નોંધ

**મા**સિક પત્ર બંધ થવું ન જોઈએ એ વિશે કેટલાક અભિપ્રાયો અમને મળ્યા છે તે પૈકી થોડાક અભિપ્રાયો અમે અહીં પ્રગટ કર્યા છે. આ અભિપ્રાયોમાં ખાસ કરીને પૂ૦ ઉપા૦ શ્રીપૂર્ણાનંદવિજયજી મ૦ નો ઉત્સાહ નોંધપાત્ર છે.

આવા થોડાએક મુનિરાજો આ માસિક ચલાવવા માટે સક્રિય સાથ આપવા ઉત્સાહ બતાવે તો માસિકને બંધ કરવાનો કે એવાં નિવેદન કરવાનો અવકાશ ન રહે. આ ચતુર્માસના પ્રસંગની યાદ આપતાં અમે પ્રત્યેક મુનિરાજને પોતાની શક્તિ મુજબ ઉત્સાહ બતાવવા વિનવીએ છીએ. શાસન સેવાના આ પુણ્યકાર્યમાં શ્રીસંઘની પ્રત્યેક વ્યક્તિનો સહકાર અમે ઇચ્છીએ છીએ.

પૂ૦ આ૦ શ્રીવિજયોદયસૂરીશ્વરજી મ૦ અને પૂ૦ આ૦ શ્રીવિજયનંદનસૂરીશ્વરજી મહારાજશ્રીએ પોતાના સમુદાયના મુનિવરોને માસિક પત્રના નિભાવ માટે તે તે સ્થળના શ્રી સંઘને ઉપદેશ આપવા આજ્ઞા ફરમાવતા પત્રો લખવા અમને સૂચના કરી આભારી બનાવ્યા છે.

અમને જણાવતાં હર્ષ થાય છે કે, શેઠ આણંદજી કલ્યાણજી અમદાવાદની પેઢીએ પત્રના નિભાવ માટે રૂ. ૫૦૦) અંકે પાંચસોની તાત્કાલિક મદદ આપી અમને ઉપકૃત કર્યા છે.

આમ ચારે તરફથી આ માસિક પત્રને ચાલુ રાખવા ઉત્તરોત્તર જે વાતાવરણ સર્જાતું જાય છે એ જોતાં આ માસિક પત્ર ચાલુ રહેશે એવી આશા બંધાય છે

### નવી મદદ

૫૦૦) શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી, ઝવેરીવાડ, અમદાવાદ



॥ ॐ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक

मुनिसम्मेलन संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)

તંત્રી : ચીમનલાલ ગોકળદાસ શાહ

| वर्ष : २० | विક્રમ સં. ૨૦૧૧ : વીર નિ. સં. ૨૪૮૦ : ઈ. સ ૧૯૫૫ | क्रमांक |
| --- | --- | --- |
| अंक : ११ | શ્રાવણ વદિ ૧૨ સોમવાર : ૧૫ ઓગસ્ટ | २३९ |


# માસિક પત્ર બંધ થવું ન જોઈએ

## [ લાગણીભર્યા અભિપ્રાયો ]

પૂ. આ. શ્રી વિજયલાવણ્યસૂરીશ્વરજી મ. તા. ૧૦-૭-૫૫ના પત્રથી જણાવે છે કે—

"અખિલ ભારતવર્ષીય જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક મુનિસંમેલનના સંભારણારૂપ અને આક્ષેપના પ્રતિકારનું અજોડ સાધન, સર્વમાન્ય અને તટસ્થ એવું 'શ્રી જૈન સત્ય પ્રકાશ' માસિક બંધ થાય તે કોઈ પણ રીતે ઈચ્છવા જેવું નથી.

પૂ. આ. શ્રીવિજયલબ્ધિસૂરીશ્વરજી મ. તા. ૪-૮-૫૫ના પત્રથી જણાવે છે કે—

"માસિક પત્ર બંધ કરવું ઈષ્ટ લાગતું નથી."

પૂ. ઉપાધ્યાય શ્રી પૂર્ણાનંદવિજયજી મ. તા. ૨૦-૭-૫૫ના પત્રથી જણાવે છે કે—

"ખૂબ દુઃખ સાથે લખવું પડે છે કે—'શ્રી જૈન સત્ય પ્રકાશ'ની આવી પરિસ્થિતિનું નિવેદન વાંચીને જ અમે છક્ થઈ ગયા અને લાગી આવ્યું કે આવા એકના એક માસિક માટે આપણો શ્રમણવર્ગ કંઈ ધ્યાન નહિ આપે ? મને તો આશા છે કે શાસનની લાગણી ધરાવતા પ્રત્યેક જૈન મુનિરાજ જરૂરથી આપણા માસિક માટે ધ્યાન આપશે જ.

હું તો સમિતિને વચન આપું છું કે—પાંચ વર્ષ સુધી પ્રતિવર્ષ રૂપિયા પાંચસોની મદદ કરાવવા પ્રયત્નશીલ બનીશ

અગાઉના ચાતુર્માસ પ્રસંગે અમારું ધ્યાન ખેંચ્યું હોત તો અમે ઘણું કરી શક્યા હોત. ખેર.

પૂજ્યપાદ પરમગુરુ મહારાજ આચાર્યદેવ શ્રીવિજયવલ્લભસૂરીશ્વરજી મ.ને 'જૈન સત્ય પ્રકાશ' ઉપર હાર્દિક લાગણી હતી. એમની હયાતીમાં આ વાત

મુકાઈ હોત તો આજે આવા નિવેદનની જરૂરત ન રહેત. હશે, જે બનવાનું હોય છે તે બને છે. પણ તમને બધાને મારી નમ્રભાવે પ્રેરણા છે કે પત્ર બંધ કરવાની ઉતાવળ ન કરશો. એને ચલાવવા માટે હરેક રીતે પ્રયત્નશીલ બનશો.

*

**મુંબઈ સમાચાર :** તા. ૧૮-૭-૫૫ ની 'જૈન ચર્ચા'માં નીચેની હકીકત પ્રગટ થઈ છે:—

## 'જૈન સત્ય પ્રકાશ' બંધ થવું ન જોઈએ

**અખિલ** ભારતવર્ષીય જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક મુનિસમેલને શરૂ કરાવેલ અને છેલ્લા વીસ વર્ષોથી અમદાવાદથી પ્રગટ થતુ શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિનું માસિક મુખપત્ર "શ્રી જૈન સત્ય પ્રકાશ" પૈસાને અભાવે અને ખર્ચ પૂરતી આવક નહિ થવાના કારણથી બધ થવાની અણી પર છે એવી ખબર પ્રગટ થતાં અમને બહુ દુઃખ થાય છે. એ માસિકે છેલ્લા વીસ વર્ષોથી જૈન ધર્મ સામે થતા અને જૈનેતરો અને વર્તમાનપત્રોમા થતા ખોટા અને અવાસ્તવિક હુમલાઓનો અતિસૌમ્ય શબ્દોમા અને દાખલા-દલીલો સહિત વાસ્તવિક હકીકતો અને સત્યો પ્રગટ કરવાનું મુખ્ય કાર્ય કર્યું છે અને એ રીતે જૈનધર્મને લગતી ખોટી માન્યતાઓ અને ખોટા વિચારો દૂર કરવાનું કામ બનતી શક્તિથી બજાવ્યું છે. તે જોતાં એ માસિક બંધ થવાનો વખત આવ્યો છે, એ બીના જૈન કોમ માટે અતિ વિચારવાજોગ બની રહે છે. જૈન કોમમાં આશરે એકસો જુદી જુદી જાતનાં વર્તમાનપત્રો, માસિકો, અને અઠવાડિકો અત્યાર સુધીમાં પ્રગટ થયાં હતાં અને તેમાંનો મોટો ભાગ હજી ચાલુ છે અને થોડાક જ બધ પડયાં છે. તે જોતાં આ માસિક પણ કેમ ચાલુ નહિ રહી શકે એ શ્રીમત જૈન કોમ માટે એક કોયડો છે. જૈન કોમમાં અનેક વિદ્વાનો, શ્રીમતો અને ધર્મશ્રદ્ધાળુ, અને કેળવાયેલા સજ્જનો વસે છે, તેઓએ એ સંબધમાં તપાસ કરવી જોઈએ અને તેને જિવાડવા માટે દરેક પ્રયત્ન કરવો જોઈએ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી અન્ય રીતે લાખો રૂપિયા જૈન પ્રાચીન શિલ્પો જળવાઈ રહે તે માટે ખર્ચે છે અને છબીઓ ચિતરાવવામાં અને પુસ્તકો પ્રગટ કરવામાં અતિઉદારતાથી કામ કરે છે, તે જોતાં તેઓ પોતાની પેઢી જે શહેરમાં મુખ્ય મથક ધરાવે છે, તે અમદાવાદમાં પ્રગટ થતા આ માસિકને શું કારણથી મદદ નહિ આપે તે અમે સમજી શકતા નથી વળી, જે કામ "જૈન સત્ય પ્રકાશ' બજાવે છે, તે ખરું જોતાં જૈન કોન્ફરન્સ ઓફિસનુ છે એ ઓફિસ જૈન કોમના એક ઉપયોગી વાજિત્ર તરીકે એને શા માટે મદદ આપીને ન જિવાડે તે પણ એક વિચારવાયોગ્ય બાબત છે અમે આશા રાખીએ છીએ કે, ઉપલી સંસ્થાઓ અને બીજા વિદ્વાનો, શ્રીમતો અને ધર્મપ્રેમીઓ "જૈન સત્ય પ્રકાશ" ને જિવાડવા કોઈ યોજના તૈયાર કરે અને તેનો જલદી અમલ કરે

—જૈન.



# વીર-વર્ધમાનસ્વામીનાં વર્ષાવાસ

લેખક: પ્રો. શ્રીયુત હીરાલાલ ર. કાપડિયા એમ. એ.

**શ્રમણ ભગવાન મ**હાવીરસ્વામીનાં વિવિધ નામો છે એમાં બે નામ મુખ્ય છે: **(૧) વર્ધમાન** અને (૨) **મહાવીર** યાને **વીર.** પ્રથમ નામ એમના પિતા **સિદ્ધાર્થે** યોજેલું છે, અને એ એમના કુટુંબમાં, ધનધાન્યાદિની જે વૃદ્ધિ, **મહાવીરસ્વામી** ક્ષત્રિયાણી **ત્રિશલાની** કુક્ષિમાં આવ્યા ત્યારથી માંડીને એમના જન્મ-સમય સુધી થઈ, તેને આભારી છે બીજું નામ આ ચરમ તીર્થંકરની વીરતાનું દ્યોતક છે આ બંને નામનો સમાવેશ "વીર-વર્ધમાન"માં થાય છે; અને એ જાતનુ નામ કોઈ કોઈ પ્રાચીન કૃતિમા જોવાય છે દા ત. **આચાર** (સુય૦ ૨)ની ત્રીજી ચૂલિકાની **શીલાંક**સૂરિકૃત ટીકા. આમ પૂર્વાચાર્યોએ આ નામ યોજ્યું હોવાથી મે આ લેખના શીર્ષકમા એને સ્થાન આપ્યુ છે.

આ તો શીર્ષકના એક અ શની વાત થઈ હવે બીજા અંશ વિષે થોડુ ક કહીશ

આપણા દેશની પરિસ્થિતિ જોતા, વર્ષના બારે મહિના પગપાળા પરિભ્રમણ માટે અનુકૂળ નથી. વિશેષમાં ત્યાગીઓ-સન્યાસીઓ-સાધુસ તો અહિસક જીવન જીવવા ઇચ્છે એ સ્વાભાવિક છે. આથી તો પાદવિહારી શ્રમણો વર્ષાઋતુમાં ચાર મહિના પૂરતા એક જ સ્થળે ઠરી ઠામ રહે—એ દરમ્યાન વિહાર ન કરે તે સમુચિત છે. આ પરાપૂર્વથી ચાલી આવતી પ્રણાલિકાને **મહાવીરસ્વામીએ** અપનાવી છે. ચોમાસાના ચાર મહિનાને છોડીને વર્ષના બાકીના આઠ મહિનાનો એમણે ઉગ્ર વિહાર કર્યો છે એઓ ગામમા એક રાત અને નગરમા પાંચ રાત રહેતા. આ બાબતની, **કલ્પસૂત્ર** તરીકે સામાન્ય રીતે ઓળખાવાતો **પજ્જોસવણાકપ્પ** નામનો આગમિક ગ્રથ સાક્ષી પૂરે છે (જુઓ સુત્ત ૧૧૮)

વર્ષાવાસ એટલે વર્ષાઋતુ પૂરતો મુકામ આને 'ચાતુર્માસ્ય' 'ચાતુર્માસ' તેમજ 'ચોમાસુ' પણ કહે છે. વર્ષાવાસ માટેનો પાઈય (પ્રાકૃત) શબ્દ 'વાસાવાસ' છે, અને એ **પજ્જોસવણાકપ્પ**માં અનેક વાર વપરાયો છે એમ એના મહાવીર-ચરિત્ર રૂપ પ્રથમ ખડનુ ૧૨૧ મુ સુત્ત તેમજ સામાચારીરૂપ અતિમ ખડ જોતા જણાય છે.

**મહાવીરસ્વામીએ** દીક્ષા લીધી—મહાભિનિષ્ક્રમણ કર્યું ત્યાર પછી વર્ષાવાસના પ્રસગો બન્યા છે આને આપણે બે વિભાગમાં વિભક્ત કરી શકીએ (૧) છદ્મસ્થ-જીવનને અગેના અને (૨) સર્વજ્ઞ-જીવનને લગતા **મહાવીરસ્વામીનુ** છદ્મસ્થ જીવન તો વ્યવસ્થિત સ્વરૂપમાં આલેખાયેલું આજે ઘણા પ્રાચીન સમયથી મળે છે **આચાર, પજ્જોસવણાકપ્પ** અને **આવસ્સય-નિજ્જુત્તિ,** તેમજ આ પૈકી છેલ્લા બે ગ્રથો અગેના વિશિષ્ટ વિવરણો આપણને **મહાવીરસ્વામીએ** છદ્મસ્થ-અવસ્થામા ક્યા ક્યા વર્ષાવાસ કર્યો તે બાબત પૂરતી અને સિલસિલાબંધ માહિતી પૂરી પાડે છે, પરતુ કોણ જાણે કેમ એમના ખાસ મહત્ત્વના સર્વજ્ઞ-જીવનનો વ્યવસ્થિત ઇતિહાસ કોઈ ઉપલબ્ધ પ્રાચીન ગ્રથમા તો મળતો નથી. આ માટેનો પ્રયાસ આધુનિક યુગમા પણ કેટલાએ કર્યો છે **મહાવીરસ્વામી** જે જે ગામમાં અને નગરમાં વિચર્યા અને જ્યા જ્યા એમણે વર્ષાવાસ કર્યો તે તે સ્થળોની કાલગણના પૂર્વકની આધારભૂત

માહિતી પૂરી પાડનારુ કોઈ સર્વમાન્ય સાધન છે ખરુ, એ જાતનો યથાર્થ નકશો મળે છે ખરો, આ પરિસ્થિતિમાં જે પરિશ્રમ લઈને મુનિશ્રી (હવે પન્યાસ) શ્રીકલ્યાણવિજયજીએ "જૈન સત્ય પ્રકાશ"માં પહેલ કરી અને આગળ જતા **'શ્રમણ ભગવાન્ મહાવીર'** નામની પોતાની કૃતિમાં એ વિષે સવિસ્તર ઊહાપોહ કર્યો તે પ્રશસનીય ગણાય. 'આગમોદ્ધારક' **આનંદસાગરસૂરિએ** "સિદ્ધચક્ર"માં આ બાબત, કલ્યાણવિજયજીના વિચારોની સમીક્ષારૂપે હાથ તો ધરી, પણ એ કાર્ય આગળ વધ્યું નહિ. અન્ય કોઈએ આ દિશામાં સબળ પ્રયાસ કર્યો હોય એમ જાણવામાં નથી આથી અત્યારે તો **શ્રમણ ભગવાન્ મહાવીર**માં તીર્થંકર જીવનને—સર્વજ્ઞ-જીવનને લગતા વર્ષાવાસનો જે ક્રમ રજૂ કરાયો છે તેને અનુસરીને હું આ બાબત આ લેખમાં ઉપસ્થિત કરુ છું

**પજ્જોસવણાકપ્પ** (સુત્ત ૧૨૧)માં મહાવીરસ્વામીના ૪૨ વર્ષાવાસ પૈકી કેટલાં ક્યાં થયાં તેનો ઉલ્લેખ છે. આ ઉલ્લેખમા નગરોનાં નામ જે ક્રમે રજૂ કરાયા છે તે સકારણ હોય તો તે શાને આભારી છે એ જાણવું બાકી રહે છે એ નામો વર્ષાવાસોની સંખ્યાને કે વર્ષાવાસનાં સ્થળોના અતરને લક્ષ્યમાં રાખીને કે જે ક્રમે વર્ષાવાસો કરાયાં તે ક્રમને ઉદ્દેશીને તો યોજાયાં નથી એ અકારાદિ, ક્રમ જેવા સ્થૂળ વર્ગીકરણને પણ લક્ષીને રજૂ થયાં નથી. તો આ બાબત વિશેષજ્ઞો પ્રકાશ પાડવા કૃપા કરશે ?

**પજ્જોસવણાકપ્પની** 'શ્રીકલ્પસૂત્ર' એ નામથી ઈ સ ૧૯૧૪માં દે. લા. જૈ. પુ. સંસ્થા તરફથી પ્રકાશિત આવૃત્તિ (પત્ર ૩૩ આ–૩૪ અ)માં નગરોનાં નામ અને એને અંગેના વર્ષાવાસની સંખ્યા દર્શાવાયાં છે. એ હુ અહીં એ નગરોનાં સંસ્કૃત નામ પૂર્વક રજૂ કરું છું:—

| **નગર** | **સંખ્યા** |
|---|---|
| અટ્ઠિયગામ (અસ્થિક ગ્રામ) | ૧ |
| ચંપા (ચપા) અને પિટ્ઠચંપા (પૃષ્ઠ ચપા) | ૩ |
| વેસાલી (વૈશાલી નગરી તેમજ વાણિયગામ (વાણિજ્યગ્રામ) | ૧૨ |
| રાયગિહ (રાજગૃહ) અને નાલદા (નાલદા) | ૧૪ |
| મિહિલા (મિથિલા) | ૬ |
| ભદ્દિયા (ભદ્રિકા) | ૨ |
| આલંભિયા (આલંભિકા) | ૧ |
| સાવત્થી (શ્રાવસ્તી) | ૧ |
| પણિયભૂમિ (પ્રણિતભૂમિ) | ૧ |
| પાવા મજ્ઝિમા (પાપા મધ્યમા) | ૧ |

આમ ૪૨ વર્ષાવાસ વિષે જે માહિતી મળે છે તેમાં ચંપા અને પૃષ્ઠચપાનો, વૈશાલી અને વાણિજ્યગ્રામનો તેમજ રાજગૃહ અને નાલદાનો ભેગો ઉલ્લેખ છે, અર્થાત્ આમ જે ૭ સ્થળો ગણાવાયાં છે તે પ્રત્યેકનાં વર્ષાવાસ ભિન્ન ભિન્ન દર્શાવાયા નથી. તો આનુ કારણ શું ? આનો ઉત્તર મને એમ ભાસે છે કે આ ભેગો ઉલ્લેખ નિકટતાને આભારી છે. સ્પષ્ટ શબ્દોમાં કહું તો પૃષ્ઠચંપા એ ચપાનુ એની પશ્ચિમે આવેલું ઉપનગર યાને શાખાપુર (subarb) હતું.

એવી રીતે નાલંદા એ રાજગૃહનું ઉપનગર હતુ વાણિજ્યગ્રામ એ વૈશાલીની પાસે 'ગંડકી' નદીના દક્ષિણ કિનારે આવેલુ વેપારનું સમૃદ્ધ મથક હતુ. 'શ્રમણ ભગવાન્ મહાવીર' પૃ. ૩૮૭) માં આ વાણિજયગ્રામ તે બસાડપટ્ટીની સમીપ આવેલુ બનિયા ગામ જ હોઈ શકે એમ કહ્યું છે.

પ્રણિતભૂમિને અનાર્ય દેશ કહ્યો છે. કેટલાક ગ્રંથોમાં પણિયભૂમિને બદલે લાટ દેશનો અને એનો વજ્રભૂમિ શુદ્ધભૂમિ નામના પ્રદેશોનો ઉલ્લેખ જોવાય છે. એવી રીતે આલંભિયાને બદલે આલભિયાનો ઉલ્લેખ ઘણે સ્થળે જોવાય છે અને એ સમુચિત જણાય છે એટલે હવે વર્ષાવાસ ગણાવતા હુ 'આલભિકા' એવો નિર્દેશ કરીશ.

અસ્થિક ગ્રામને પહેલાં 'વર્ધમાન' કહેતા હતા એમ **આવસ્સય** (ભાગ ૧, પત્ર ૨૭૨) વગેરે જૈન ગ્રથોમાં ઉલ્લેખ છે. ડૉ. વિમલચરણ લૉ. (law) વિપરીત માન્યતા ધરાવે છે, એમ એમણે રચેલા Mahavira· His Life and Teachings (પૃ. ૩૩) જોતાં જણાય છે. એઓ એમ કહે છે કે અસ્થિક ગ્રામનુ કાલાતરે 'વર્ધમાન' નામ પડ્યું છે એમ કહેવું કદાચ વધારે સાચુ ગણાય. આ પુસ્તક (પૃ. ૩૨)માં **પજ્જોસવણાકપ્પ**માં વર્ષાવાસો જે કંઇ ગણાવાયાં છે તે ક્રમે એ થયાં હોવાનો ઉલ્લેખ છે, પણ એ ભ્રાંત છે. આ ભ્રાંતિ પહેલુ અને છેલ્લુ નામ ક્રમસરનાં હોવાનુ જોઈને થયેલી છે

અહી એ વાત ઉમેરીશ કે "દૂઈજ્જત"ના નામથી ઓળખાવતા તાપસોના કુળપતિનો મોરાક સંનિવેશમાં આશ્રમ હતો. એ કુળપતિ મહાવીરસ્વામીના પિતાનો મિત્ર અને પરિચિત હતો. એણે વર્ષાવાસ માટે મહાવીરસ્વામીને આમંત્રણ આપ્યું હતું અને મહાવીરસ્વામીએ હા પાડી હતી અને એ મુજબ એઓ અહી આવ્યા પણ હતા. પરંતુ એ કુળપતિએ ઝૂંપડીની સંભાળ લેવાની વાત કરી તે મહાવીરસ્વામીને એમની સાધનામાં બાધક જણાતાં એઓ, વર્ષાકાળના પંદર દિવસ વ્યતીત થઈ ગયેલા હોવા છતાં મોરાકથી ચાલી નીકળ્યા અને અસ્થિક-ગ્રામમાં વર્ષાવાસ પૂર્ણ કર્યો આમ અસ્થિકગ્રામમા એઓ ચાતુર્માસાર્થે વિશેષ રહ્યા એથી મોરાકનો ઉલ્લેખ જતો કરાયો લાગે છે અને હુ પણ એમ જ કરુ છુ હવે હુ વર્ષાવાસના સ્થળના નામ અકારાદિ ક્રમે આપુ છુ :

| સ્થળ | વર્ષાવાસનો ક્રમાંક | વર્ષાવાસની કુલ-સંખ્યા |
|---|---|---|
| અસ્થિક ગ્રામ | ૧ | ૧ |
| આલભિકા | ૭ | ૧ |
| ચપા | ૩, ૧૨ | ૨ |
| નાલદા | ૨, ૩૪, ૩૮ | ૩ |
| પાપા (મધ્યમા) | ૪૨ | ૧ |
| પૃષ્ઠ ચપા | ૪ | ૧ |
| પ્રણિત ભૂમિ | ૯ | ૧ |
| ભદ્રિકા | ૫, ૬ | ૨ |
| મિથિલા | ૧૪, ૨૬, ૨૭, ૩૬, ૩૯, ૪૦ | ૬ |
| રાજગૃહ | ૮, ૧૩, ૧૬, ૧૮, ૧૯, ૨૨, ૨૪, ૨૯, ૩૩, ૩૭, ૪૧ | ૧૧ |
| વાણિજ્યગ્રામ | ૧૫, ૧૭, ૨૧, ૨૩, ૨૯, ૩૦ | ૬ |
| વૈશાલી | ૧૧, ૧૪, ૨૦, ૩૧, ૩૨, ૩૫ | ૬ |
| શ્રાવસ્તી | ૧૦ | ૧ |
| | | ૪૨ |

આમ એકદર તેર સ્થળે વર્ષાવાસ કરાયા છે. તેમાં સૌથી વધારે રાજગૃહમાં છે. આ તેર સ્થળો પૈકી ત્રણ વિષે મેં અંગુલીનિર્દેશ કર્યો છે એટલે ખાસ કરીને બાકીનાં દસ સ્થળોનો હું સંક્ષિપ્ત પરિચય આપું છુ અને એ માટે અત્યારે તો નિમ્નલિખિત ત્રણ જ પુસ્તકોનો ઉપયોગ કરું છુ:—

(૧) **શ્રમણ ભગવાન્ મહાવીર** (વિહાર સ્થલ–નામ–કોષ, પૃ. ૩૫૩–૩૯૮)

(૨) ડૉ. જગદીશચન્દ્ર જૈન કૃત "Life in Ancient India as depicted in the Jain Canons" (પ્ર ૪, ભૌગોલિક કોશ પૃ ૨૬૩–૩૬૬)

(૩) ડૉ. **લૉ**કૃત Mahaviva: His Life and Teachings (પૃ. ૩૨–૩૬)

**અસ્થિક ગ્રામ**—આ 'વિદેહ' જનપદમાં આવેલુ હતુ અને 'વેગવતી' નદી એની પાસે વહેતી હતી. મહાવીરસ્વામી મોરાક સન્નિવેશથી આ અસ્થિક ગામમાં આવ્યા હતા અને અહીંથી એઓ મોરાક થઈ વાચાલા પધાર્યા હતા.

M L T (પૃ ૩૩)માં કહ્યું છે કે અસ્થિકગ્રામ તે વૈશાલીથી પાવા જતાં જે હત્થિ-ગામ આવે છે તે છે

લોકોનાં હાડકાં ઉપર ગામ બંધાયેલુ હોવાથી એનુ 'અસ્થિક ગ્રામ' નામ પડ્યાની જૈન પરંપરા છે.

**આલભિકા (આલંભિકા)**—શ્ર. ભ. મ. (પૃ. ૩૫૫)માં કહ્યું છે કે આલંભિકા અને આલભિકા એ એક જ સ્થાનનાં બે નામ હોવાનો સંભવ છે આલભિકા તે ઈટાવાથી વીસ માઈલ ઈશાન (ઉત્તર–પૂર્વ) ખૂણામાં આવેલુ પ્રાચીન નગર હોવાનુ કેટલાક વિદ્વાનો કહે છે, પણ 'કાશી' રાષ્ટ્રમાંની એક પ્રસિદ્ધ નગરી હતી એમ જૈન લેખ જોતાં જણાય છે. આલભિકા એ રાજગૃહથી વારાણસી જતાં વચમાં આવતી નગરી હતી. રાજગૃહથી વારાણસી જતાં તેમજ વારાણસીથી રાજગૃહ જતાં વચમાં મહાવીરસ્વામી આ નગરીમા મુકામ કરતા હતા.

L A I (પૃ ૨૬૫)માં કહ્યુ છે કે આલભિકાથી મહાવીરસ્વામી કુંડાક સન્નિવેશ ગયા હતા. એક વેળા એઓ વાણિજ્યગ્રામથી આલભિકા આવ્યા હતા અને શ્રાવસ્તી ગયા હતા

બૌદ્ધ સાહિત્યમાં આલભિયાનો 'આલવી' તરીકે ઉલ્લેખ છે અને એ શ્રાવસ્તીથી ત્રીસ યોજને આવેલી નગરી હતી અને મહર્ષિ બુદ્ધે અહી ચાતુર્માસ માટે નિવાસ કર્યો હતો.

**ચંપા**—જૈન આગમમાં જે ૨૫ા આર્ય દેશ ગણાવ્યા છે તેમાં 'અંગ'નો પણ ઉલ્લેખ છે એની રાજધાની ચંપા હતી મહાવીરસ્વામીના જીવનના પૂર્વ ભાગમા ચંપામાં જિતશત્રુ અને દત્ત નામે રાજાઓનુ રાજ્ય હતુ, જ્યારે એમની ઉત્તરાવસ્થામા કોણિકનું (અજાતશત્રુનું) રાજ્ય હતુ.

શ્ર ભ. મ (પૃ ૩૬૯) પ્રમાણે ચંપા પટનાથી પૂર્વમા—કઈક દક્ષિણમા લગભગ સો કોસ ઉપર આવેલી હતી આજકાલ એને 'ચપાનાલા' કહે છે, અને એ સ્થાન ભાગલપુરથી ત્રણ માઈલ દૂર પશ્ચિમમાં છે

L A I (પૃ ૨૭૫)માં કહ્યું છે કે **ભગવતી** (સયગ ૫) પ્રમાણે આ આગમના પાંચમા સયગના પહેલા અને દસમા ઉદ્દેસગની પ્રરૂપણા મહાવીરસ્વામીએ ચપામાં કરી હતી વિશેષમાં અહી કહ્યુ છે કે ચપાનુ ખરુ સ્થળ ભાગલપુર પાસે આવેલાં બે ગામ નામે ચંપાનગર અને ચપાપુર હોવાનો સભવ છે

M L T (પૃ ૩૩)માં કહ્યુ છે કે એક 'પાલિ' જાતકમાં કાલ-ચપાનો ઉલ્લેખ છે.

**પાપા (મધ્યમા)**—શ્ર. ભ મ (પૃ. ૩૭૫)મા કહ્યુ છે કે ૨૫ાા આર્ય દેશોમાં જે 'ભગિ' દેશનો ઉલ્લેખ છે, તેની રાજધાની પાપા હતી એ દેશ 'પારસનાથ' પહાડની આસપાસની ભૂમિમા ફેલાયેલો હતો કેટલાક પાપાને 'મલય' દેશની રાજધાની ગણે છે તે ભૂલ છે અને એ ભૂલ મલ્લ અને મલયને એક ગણવાની ભૂલનું પરિણામ છે, એમ અહી કહ્યું છે.

આ પાપા ઉપરાંત બીજી એક પાપા (પાવા) છે. એ કોશલથી ઈશાનમા કુશીનારા તરફ મલ્લ રાજ્યની રાજધાની હતી. કેટલાકના મતે, આધુનિક પડરૌના કે જે કાસિયાથી બાર માઈલ દૂર અને ગોરખપુરથી આશરે પચ્ચીસ માઈલ દૂર છે તે આ પાપા (પાવા) છે તો કેટલાક ગોરખપુર જિલ્લામાંના પડરૌનાની પાસે આવેલા પપઉર ગામને પ્રાચીન પાવાપુર માને છે.

આ બને પાપાની વચ્ચે 'મધ્યમા પાપા' આવેલી હતી, અને એ 'મગધ' જનપદમાં હતી. પહેલી પાપા આ મધ્યમા પાપાથી અગ્નિ કોણમાં અને બીજી વાયવ્ય કોણમાં અને તે પણ લગભગ સરખે અંતરે આવેલી હતી. આથી તો આને 'મધ્યમા પાપા' કહે છે. આજે પણ બિહાર નગરથી ત્રણ કોશ ઉપર દક્ષિણમા આવેલી પાવા જૈનોનુ તીર્થધામ છે.

L A I (પૃ ૩૨૧)મા ભગિને બદલે 'ભગ'ને ૨૫ાા આર્ય દેશમાંનો એક દેશ કહ્યો છે. વિશેષમાં અહી એવો ઉલ્લેખ છે કે **મહાભારત** (૨-૩૧-૧૧)માં 'ભગ'નો ઉલ્લેખ છે એમાં હઝારીબાગ અને માનભૂમ જિલ્લાનો સમાવેશ થતો હતો.

**પ્રણિતભૂમિ**—L A I (પૃ. ૩૨૦)માં કહ્યુ છે કે આ પણિયભૂમિ 'રાઢ' દેશના એક વિભાગ નામે વઈરભૂમિમા આવેલુ એક સ્થળ છે, પણ એ કયુ તે નક્કી કરાયુ નથી. રાઢ એટલે લાઢ.

શ્ર. ભ મ. (પૃ. ૩૮૫)માં એવો ઉલ્લેખ છે કે, મુર્શીદાબાદની આસપાસના પશ્ચિમ બંગાળને પહેલાં 'રાટ' કહેતા હતા અને કોટિવર્ષ નગરની રાજધાની ગણાતુ હતુ. ૨૫ાા આર્ય દેશોમા રાઢનો ઉલ્લેખ છે **જયંતીકોશ**માં રાઢનુ બીજું નામ 'સુહ્મ' હોવાનુ લખ્યું છે, પણ જૈન સૂત્રોમાં તો એ બેને ભિન્ન ગણ્યા છે

**ભદ્રિકા**—આ 'અગ' દેશની એક સુપ્રસિદ્ધ નગરી હતી. શ્ર. ભ. મ (પૃ. ૩૭૯-૩૮૦) પ્રમાણે ભાગલપુરથી દક્ષિણે આઠ માઈલ ઉપર આવેલુ સ્થાન તે જ પ્રાચીન ભદ્દિયા કે ભદ્રિકા નગરી હોવી જોઈએ. કેટલાક મુગેરને ભદ્રિકા ગણે છે.

LAI (પૃ. ૨૭૨)માં કહ્યુ છે કે પૂર્ણકલશથી કદલીગ્રામ જતાં તેમ જ શાલિશીર્ષથી મગધ જતાં મહાવીરસ્વામી ભદ્રિકામા પધાર્યા હતા. **રાહુલ** સાકૃત્યાયનના મતે આ નગરી તે મોંઘીર (Monghyr) છે.

**મિથિલા**—આ ૨૫ાા આર્ય દેશો પૈકી વિદેહની રાજધાની હતી જો કે **મહાવીરસ્વામી**ના સમયમાં તો વૈશાલી એ વિદેહની રાજધાની હતી અને મિથિલા એક સમૃદ્ધ નગરી હતી એ સમયે અહી **જનક** નામનો રાજા હતો. એ **જનક** તે 'જનક' વંશનો કોઈ ક્ષત્રિય હશે એમ શ્ર. ભ. મ (પૃ ૩૮૩)માં કહ્યુ છે. વિશેષમા અહી કહ્યુ છે કે સીતામઢીની પાસે આવેલી 'મુહિલા' તે જ પ્રાચીન મિથિલા છે વૈશાલીથી મિથિલા ઈશાન કોણમા ૪૮ માઈલ ઉપર આવેલી હતી. કેટલાક સીતામઢીને જ મિથિલા ગણે છે તો કેટલાક જનકપુરને.

LAI (પૃ. ૩૧૪) મા કહ્યું છે કે, **રામાયણ**મા મિથિલાને જનકપુરી કહી છે નેપાલની સરહદમા કે જેની ઉત્તરે મુઝફ્ફરપુર અને દરભંગા જિલ્લાઓ મળે છે ત્યાં જે જનકપુર નામનું નાનું નગર છે તે પ્રાચીન મિથિલા હોવાનુ મનાય છે.

**રાજગૃહ**—નરેશ્વર શ્રેણિક (બિંબિસાર) ના સમયમાં આ 'મગધ' દેશની રાજધાનીનું શહેર હતું. **ઠાણ** (ઠા. ૧૦) માં જે દસ રાજધાની ગણાવી તે પૈકી આ એક છે શ્ર. ભ. મ. (પૃ. ૩૮૫) માં કહ્યું છે કે રાજગૃહમાં **મહાવીરસ્વામી** ૨૦૦ કરતા વધારે વાર સમોસર્યા હતા. આજ કાલ રાજગૃહને 'રાજગિર' તરીકે ઓળખાવાય છે. અને એની પાસે 'મોહાગિરિ' પર્વતમાળાના વૈભારગિરિ, વિપુલાચલ ઇત્યાદિ નામના પાચ પર્વતો આવેલા છે રાજગિર બિહાર પ્રાંતમાં પટનાથી અગ્નિ કોણમાં અને ગયાથી ઈશાન કોણમા આવેલુ છે.

LAI (પૃ. ૩૨૭) માં એ ઉલ્લેખ છે કે, એમ કહેવાય છે કે ક્ષિતિપ્રતિષ્ઠિત નાશ પામતાં ચણકપુર સ્થપાયુ અને એનો નાશ થતાં ઋષભપુર અને એનો નાશ થતાં કુશાગ્રપુર અને અંતે રાજગૃહ સ્થપાયું

વિશેષમા રાજગૃહને 'ગિરિવ્રજ' કહે છે, કેમકે એની આસપાસ **પાંડવ**, **ગિજ્ઝકૂટ** (ગૃધ્રકૂટ), **વૈભાર**, ઋષિગિરિ અને **વૈપુલ** એ પાંચ પર્વતો આવેલા છે. **મહાભારત** (૨–૨૧–૨) માં આ પાંચ પર્વતોના નામ નીચે મુજબ છે:—**વૈભાર**, **વારાહ**, **વૃષભ**, **ઋષિગિરિ** અને **ચૈત્યક**.

આ રાજગૃહ એના ઝગડાઓ માટે સુવિખ્યાત છે. જુઓ **કપ્પ**ના ભાસની ગા. ૩૪૨૯ની વૃત્તિ (ખંડ ૪, પૃ. ૯૫૯).

નાલંદા રાજગૃહની ઈશાન કોણમા હતું. બૌદ્ધ ગ્રંથોમાં નાલંદા રાજગૃહથી એક યોજન દૂર હોવાનો ઉલ્લેખ છે. પટણા જિલ્લામાં આવેલા રાજગિરથી સાત માઇલ દૂર વાયવ્ય કોણમાં આવેલું બરગાંવ (Bargaon) તે રાજગૃહ હોવાનું મનાય છે.

**વૈશાલી**—શ્ર. ભ. મ. (પૃ. ૩૮૯–૩૯૦) માં કહ્યું છે કે, **મહાવીરસ્વામી**ના સમયમાં 'વિદેહ' દેશની રાજધાની જે વૈશાલી હતી તે મુજફ્ફર જિલ્લાનુ બેસાઢપટ્ટી ગામ છે, અને નકશા પ્રમાણે વૈશાલી ચંપાના વાયવ્ય–કોણમાં સાડાબાર માઇલને અંતરે અને રાજગૃહથી આશરે ઉત્તરમાં સત્તર માઇલ દૂર છે.

LAI (પૃ. ૩૫૪) માં કહ્યું છે કે **અંબપાલી** ગણિકાએ વૈશાલીને સમૃદ્ધ બનાવવામાં મોટો ફાળો આપ્યો હતો. વિશેષમાં વૈશાલીએ બિહાર પ્રાંતના મુજફ્ફર જિલ્લામાં આવેલું બસરહ (Basarh) છે.

**શ્રાવસ્તી**—જૈન સૂત્રોમાં કહેલા ૨૫ાા આર્યદેશમાંના 'કુણાલ' દેશની રાજધાનીનુ નામ શ્રાવસ્તી હતુ પરંતુ **મહાવીરસ્વામી**ના સમયમાં એ ઉત્તર કોશલની રાજધાની હતી. એમ શ્ર. ભ. મ (પૃ. ૩૯૧) માં કહ્યું છે વિશેષમા આધુનિક સંશોધકના મતે, ગોંડા જિલ્લાના અકૌનાથી પૂર્વમા પાચ માઈલે અને બલરામપુરથી પશ્ચિમે બાર માઇલ ઉપર આવેલી 'રાપતી' નદીના દક્ષિણ કિનારા ઉપર જે સહેટમહેટ સ્થાન છે તે આ શ્રાવસ્તીના અવશેષરૂપ છે:

LAI (પૃ. ૩૩૨) માં આ જ વાત છે, જો કે અહીં સહેત–મહેત એવો ઉલ્લેખ છે.

અંતમાં હું એ ઉમેરીશ કે LAI (પૃ. ૨૫૨) ની સામે **મહાવીરસ્વામી**ના સમયનો–ડૉ. જૈનના મતે ઈ. સ પૂર્વ ૫૦૦ ના સમયનો ભારતવર્ષનો નકશો છે. એમા ઉપર્યુક્ત સ્થળો દર્શાવાયા છે, પણ એ બરાબર છે કે કેમ તેની ચકાસણી કરવી બાકી રહે છે.



# જૈન ઇતિહાસમાં

## ધારાનગરી

લેખક : શ્રીયુત અગરચંદજી નાહટા

[ ગતાંકથી પૂર્ણ ]

**આ વચ્ચેના** કેટલાયે બીજા ઉલ્લેખો પણ મળે છે, જેની ચર્ચા કરી લેવી અહીં આવશ્યક છે. 'સંમતિતર્ક'ના ટીકાકાર શ્રી અભયદેવસૂરિના શિષ્ય શ્રી ધનેશ્વરસૂરિએ ધારાધિપતિ મુંજની સભામાં વિજય મેળવ્યો હતો.

શ્રીધર્મઘોષસૂરિના શિષ્ય શ્રીસમુદ્રઘોષે ધારાના નરવર્મરાજાની રાજસભામા પોતાની પ્રતિભા બતાવી હતી :—

"यो मालवोपात्तविशिष्टतर्कविद्यानवद्यो प्रशमप्रधानः ।
विद्वज्जनामिश्रितपादपद्मः, केषां न विद्यागुरुतामधत्त ॥
धारायां नरवर्मदेवनृपतिश्रीगोह्वदक्ष्मापति, श्रीमद्सिद्धपतिं च गुर्जरपुरे विद्वज्जने साक्षिणि ।
स्वैर्यो रञ्जयति स्म सद्गुणगणैर्विद्यामविद्याशयो, लब्धिः प्राक्तनगौतमादिगणभृत्संवादिनीर्धारयन् ॥

સં ૧૨૩૨ માં ધારાનગરીના આમ્રદેવના પુત્ર નરપતિએ 'નરપતિજયચર્યા' નામક સ્વરોદય અને શકુન સંબંધી ગ્રથ બનાવ્યો.

સં. ૧૨૫૪ માં જિનપતિસૂરિએ ધારાના શાતિનાથ દેવગૃહમાં વિધિ પ્રવર્તિત કરી—

"सं० १२५४ श्रीधारायां श्रीशांतिनाथदेवगृहे विधिः प्रवर्तितः ॥"

સ ૧૨૯૫મા શ્રીસુમતિગણિએ ધારા અને નાલછાથી વિહાર કરતાં 'ગણધર–સાર્ધ–શતક–સુહદ્વૃત્તિ'ની પૂર્ણાહુતિ મડપદુર્ગ (માડવ)મા કરી, જેની તાડપત્રીય પ્રતિ જેસલમેરના બૃહદ્ જ્ઞાનભડારમાં છે. તેની પુષ્પિકા આ પ્રકારે છે.—

"सं० १२९५ वर्षे श्रीधारापुरी–नलकच्छकादिकृतविहारक्रमेण सुमतिगणिना श्रीमंडपदुर्गे वृत्तिरियं समर्थितेति ॥"

૧૪ મી શતાબ્દીના પ્રારભમાં માંડવગઢના ધનિક શ્રીપેથડશાહે ભારતના વિભિન્ન સ્થાનોમા ૮૪ જૈનમદિરો બનાવ્યા હતા, તેમા ધારાનગરીમા જૈનમદિર નિર્માણ કરાવ્યાનો પણ ઉલ્લેખ મળે છે

'વાદિદેવસૂરિપ્રબધ' અનુસાર તેમણે ધારાના ધરણીધર પડિતને વાદમા પરાજિત કર્યો હતો

૧૪ મી શતાબ્દી સુધીના ઉલ્લેખોની ચર્ચા ઉપર કરવામા આવી છે ૧૫ મી શતાબ્દીનો કોઈ મહત્ત્વપૂર્ણ ઉલ્લેખ જાણવામાં આવ્યો નથી પરંતુ ૧૬ મી શતાબ્દીના પ્રારભની એક મહત્ત્વપૂર્ણ પ્રશસ્તિ અમારા સગ્રહમાં છે, જેનો સાર આ પ્રકારે છે —

આ પ્રશસ્તિ એક સ્વર્ણાક્ષરી સચિત્ર કલ્પસૂત્રની પ્રતિ લખાવનારની છે, (જે આ માસિકના ચાલુ વર્ષના અંક ૬ માં પ્રગટ કરવામાં આવી છે) ૨૮ શ્લોકોમાં ૧૬ મી શતાબ્દીના સુપ્રસિદ્ધ ભાષા–બાલાવબોધના લેખક મેરુસુદર મુનિએ આની રચના કરી છે એ મુજબ માલવમડલની ધારાનગરીના નિવાસી પર્વત અને આબા નામના સઘના બે મુખ્ય જૈન

શ્રાવકોએ આ સ્વર્ણાક્ષરીની વિશિષ્ટ પ્રતિ લખાવી હતી. તેમણે બીજા પણ લગભગ એક લાખ શ્લોકપ્રમાણ ગ્રંથો લખાવ્યા હતા. જૈન ચૈત્ય પ્રતિમા-પ્રતિષ્ઠા અને તીર્થયાત્રાદિમાં ઘણું એક દ્રવ્ય ખર્ચ કરીને જૈન શાસનની પ્રભાવના કરી હતી સં. ૧૫૧૨ માં આ પ્રતિ ખરતરગચ્છના જિનચંદ્રસૂરિના ઉપદેશથી લખાવવામાં આવી હતી. પર્વત અને આંબા શ્રીમાલવંશના બહકટાગોત્રીય હતા તેમનું વંશવૃક્ષ પ્રશસ્તિ અનુસાર આ પ્રકારે બને છે:—




સ્વર્ણાક્ષરી સચિત્ર પ્રતિ લખાવવામા સેકડો રૂપિયાનો ખર્ચ થાય છે. આથી પર્વત અને આંબા આ નગરના સારા સમૃદ્ધ વ્યક્તિઓ પ્રતીત થાય છે. એમના પૂર્વજ જવણે શત્રુંજયનો ત્રણ વાર સંઘ કાઢીને ઘણુ ધન સુકૃતમા લગાવ્યુ હતુ. આ પ્રકારે જગતચંદ્રની પત્ની લીલાદેવીએ પણ શત્રુંજય અને ગિરનારની ત્રણ વાર યાત્રા કરી હતી અને સાત ક્ષેત્રોમાં ઘણું ધન ખર્ચ્યું હતુ.

આ પછીનો કોઈ મહત્ત્વપૂર્ણ ઉલ્લેખ હજી સુધી ધ્યાનમા આવ્યો નથી.

ધારાનગરીમાં શાતિનાથ વગેરેનાં કેટલાયે જિનમદિરો હતાં. એ સબધી અમને વધુ જાણ નથી કે ત્યાં કેટલાં જૈન મદિરો હતા અને પ્રાચીન મંદિરોનો ક્યારે વિનાશ થયો. 'મધ્યપ્રાંત, મધ્યભારત તથા રાજપૂતાને કે પ્રાચીન જૈન સ્મારક' અને 'યતીન્દ્રવિહાર દિગ્દર્શન' ભા. ૪ થી વિદિત થાય છે કે, સને ૧૪૦૫ માં જૈન મદિરોને તોડી નાખી, દિલાવરખાંએ લાટ મસ્જિદ બનાવી

વર્તમાનમાં અહીં બે શ્વેતાંબર જૈન મંદિરો છે. એક બનિયાવાડીમાં છે, તે પ્રાચીન છે અને બીજુ સદર બજારમા શિખરબદ્ધ છે તે નવુ બનેલુ છે. પહેલુ મદિર શ્રીઆદિનાથ અને બીજુ મંદિર શ્રીપાર્શ્વનાથ ભગવાનનું છે પહેલા મદિરમાં—શ્રીઆદિનાથ મદિરમાં ૭૫ ધાતુમય પ્રતિમાઓ અને કેટલીક પાષાણ પ્રતિમાઓ પણ છે. મૂળનાયકની પ્રતિમા સ. ૧૨૦૩ માં પ્રતિષ્ઠિત કરેલી છે. સ ૧૩૨૮, સ. ૧૩૬૨ અને સ. ૧૫૪૭ ની સાલની બીજી પ્રતિમાઓ છે.

જૈન ઈતિહાસ સાથે સબંધ રાખતા ધારાનગરીના યથાજ્ઞાત ઉલ્લેખો પછી હવે જૈન ગ્રંથોમાં ધારાનગરીના ઉત્થાન અને પતનની જે હકીકતો મળે છે, તેનો પણ સક્ષિપ્ત પરિચય આપી દેવો ઉચિત છે.

## ગુજરાત અને માળવા

**મધ્યકાળથી** શ્વેતાંબર જૈન સપ્રદાયનાં સૌથી અધિક પ્રચારકેંદ્રો રાજસ્થાન અને ગુજરાતમાં હતાં. ૯ મી શતાબ્દીની આસપાસ શ્રીમાલનગરથી ઘણા જૈનોનું ગુજરાત તરફ પ્રયાણ શરૂ થયુ અને પાટણની દિવસે દિવસે ઉન્નતિ થવા લાગી. ગુજરાતની રાજધાની અણહિલપુરપાટણના સ્થાપક વનરાજ ચાવડા પર જૈનાચાર્ય શીલગુણસૂરિનો ભારે ઉપકાર હતો. પરિણામે ગુજરાતના રાજાઓની સાથે જૈનાચાર્ય અને શ્રાવકોનો સંબંધ વૃદ્ધિ પામ્યો. મંત્રી અને સેનાપતિ જેવા ઉચ્ચ પદો પર જૈન શ્રાવકોએ લાંબા સમય સુધી ગુજરાતની સમૃદ્ધિ વધારવાનો ભારે પ્રયત્ન કર્યો. બીજી તરફ ગુજરાતના રાજાઓ પર જૈનાચાર્યોની વિદ્વત્તા અને ચારિત્ર્યની છાપ ઘણી સારી પડી હતી. આ મધુર સબધના કારણે જૈન વિદ્વાનો દ્વારા રચાયેલ ઐતિહાસિક પ્રબધ આદિ ગ્રથોમાં ગુજરાતના ઈતિહાસની ભરપુર સામગ્રી મળે છે.

ગુજરાત અને માળવા એ સમયે ઘણા સમૃદ્ધિશાળી પ્રદેશો હતા. અહીંના રાજાઓનો પ્રતાપ ઘણો જબરો હતો. પરિણામે બને સ્થાનોના શાસકોમા ઈર્ષ્યા અને પ્રતિસ્પર્ધા થવી સ્વાભાવિક છે આગળ ઉપર આ પ્રતિસ્પર્ધાએ સઘર્ષનુ રૂપ લીધુ, જેનુ પરિણામ ભારે ઘાતક નીવડ્યું.

'પ્રબંધ ચિતામણિ' અનુસાર ગૂર્જરનરેશ વલ્લભરાજે ધારાનગરી પર ચઢાઈ કરી તેણે કિલ્લાને ઘેરી લીધો. એ જ સમયે સ ૧૦૬૬મા શીલીરોગથી એનુ મૃત્યુ થયુ. એ પછી દુર્લભરાજ, જે તેનો નાનો ભાઈ હતો તે રાજા બન્યો સાડી અગિયાર વર્ષ સુધી રાજ્ય કર્યા પછી તેના પુત્ર ભીમનો રાજ્યાભિષેક કરી પોતે તીર્થોપાસના માટે વારાણસી તરફ ગયો. માલવમડલમાં પહોચતાં ત્યાંના મહારાજા મુજે તેને અટકાવીને કહ્યુ .—'છત્ર-ચામરાદિ રાજ્યચિહ્નોનો પરિત્યાગ કરીને કાર્પટિક (સન્યાસી)ની માફક આગળ જઈ શકશો, નહિતર યુદ્ધ માટે તૈયાર થાઓ' દુર્લભરાજે આને ધાર્મિક વિઘ્ન માન્યુ અને તે ભીમરાજને આ અપમાનની સૂચના આપીને પોતે કાર્પટિકનો વેશ પહેરી તીર્થયાત્રા કરતાં પરલોક સીધાવ્યો.

આ પ્રસંગથી ગુજરાત અને માળવાના રાજાઓમાં હમેશ માટે વિરોધ અને સંઘર્ષની ભાવના જન્મી

ભોજ અને ભીમનો સંઘર્ષ ચાલુ રહ્યો. જ્યારે જેણે મોકો જોયો ત્યારે તેણે આક્રમણનો પ્રયત્ન કર્યો. 'પ્રબંધચિંતામણિ'માં લખ્યું છે કે — વર્ષા ન થવાના કારણે ગુજરાતમાં જ્યારે અન્ન અને ઘાસ મળવાં મુશ્કેલ બન્યા ત્યારે — એવા કુસમયમા ભોજે ગુજરાત પર આક્રમણની તૈયારી કરી ભીમને ભારે ચિંતા થઈ, પરંતુ તેના કુશળ સાંધિવિગ્રહિક ડામરે ભારે કુશળતાથી ભોજને પ્રસન્ન કરી ગમે તે પ્રકારે એ આફત અટકાવી. બીજી વાર ફરીને જ્યારે ભીમરાજા સિંધુ દેશનો વિજય કરવામા રોકાયો હતો ત્યારે ભોજના સેનાપતિ દિગંબર કુલચંદ્રે ગુજરાત પર આક્રમણ કર્યું

ભોજ અને ભીમ બંને એ સમયના ભારે પ્રતાપશાળી રાજાઓ હતા. સાંધિવિગ્રહિક ડામરે ભારે ચતુરાઈથી બંનેનો મેળાપ કરાવ્યો. ભોજ અને ભીમના અનેક પ્રસંગો 'પ્રબંધચિંતામણિ'મા મળે છે.

ભોજ અને કર્ણનો સંઘર્ષવૃત્તાંત પણ ઉક્ત ગ્રંથમાં મળે છે કર્ણ અને ભીમ — એ બંનેએ મળીને ભોજ પર આક્રમણ કર્યું એ પછી સિદ્ધરાજે તો આ સંઘર્ષને ચરમ સીમાએ પહોંચાડ્યો

તેણે ધારાનગરીનો જે નિર્દયતાથી ધ્વંસ કર્યો અને ત્યાના રાજાને અપમાનિત કર્યો — તેની કથા અત્યંત વેદનાપૂર્ણ છે 'પ્રબંધ ચિંતામણિ' અનુસાર સિદ્ધરાજ જયસિંહ જે સમયે સોમેશ્વરની યાત્રાએ ગયો હતો એ જ સમયે માલવાના છલાન્વેષી રાજા યશોવર્માએ ગૂર્જર દેશમાં ઉપદ્રવ કરવા માંડ્યો. સાંતૂ મંત્રીએ કોઈ રીતે યશોવર્માનું કહેવું માનીને આ આફતથી છૂટકારો લીધો પરંતુ સિદ્ધરાજને જ્યારે આ હકીકત જાણવામાં આવી ત્યારે તેને એ વાત ખૂંચવા લાગી. પરિણામે તેણે માળવા ઉપર ચડાઈ કરી ૧૨ વર્ષ સુધી યુદ્ધ થતું રહ્યુ તોયે જ્યારે ધારાનો કિલ્લો તૂટ્યો નહી, ત્યારે તેણે પ્રતિજ્ઞા કરી કે — 'કિલ્લાને તોડ્યા વિના આજે અન્ન ગ્રહણ નહિ કરું.' સાયંકાળ થવા છતાં જ્યારે સફળતા નહીં મળી ત્યારે મંત્રીઓએ આટાની ધારાનગરી બનાવી ગમે તે રીતે પરમાર રજપૂતોને મરાવી નાખી પ્રપંચથી પ્રતિજ્ઞાનો નિર્વાહ કર્યો અંતે ભારે પ્રયત્ન પછી કોઈ ધારાનિવાસીથી એ ભેદ મળ્યો કે દક્ષિણ દરવાજા તરફથી હુમલો કરતાં કિલ્લાને તોડવાનો સંભવ શક્ય છે ત્યારે સિદ્ધરાજે પોતાના બળવાન પટ્ટહસ્તી પર બેસીને દરવાજાને તોડવાનો શક્ય પ્રયત્ન કર્યો. કમાડ તો તૂટી ગયા પરંતુ સાથોસાથ હાથીનાં હાડકા પણ ભાંગી ગયા હાથી ત્યાં જ પડી ગયો. કિલ્લાને તોડીને યશોવર્માને બાંધી સિદ્ધરાજ પાટણ આવ્યો. તેણે પ્રતિજ્ઞા કરી હતી કે યશોવર્માના હાથમા મ્યાન વિનાની છરી આપીને અને તેને પોતાની પાછળ બેસાડી, તે હાથી પર સવાર થઈને, નગરમાં પ્રવેશ કરશે. મુંજાલ મંત્રીને આ રીત અનુચિત લાગી પરંતુ રાજાની પ્રતિજ્ઞાનો ભંગ થશે એમ સમજીને તેણે તેમ કરવા દીધુ.

સં. ૧૪૦૫માં શ્રીરાજશેખરસૂરિએ રચેલા 'પ્રબંધકોશ'મા 'મદનવર્માનો પ્રબંધ' છે. તેમા આ ઘટના યશોવર્માના સ્થાને નરવર્માની સાથે સંબંધિત બતાવી છે. એ મુજબ, ધારાનગરીના ત્રિપોળિયાના લોટાનો આગળો સોમનાથ — (આ ગ્રંથરચનાના સમય)મા વિદ્યમાન છે સિદ્ધરાજ જયસિંહે પ્રતિજ્ઞા કરી હતી કે, ધારાનરેશ નરવર્માની ચામડીથી બનેલી મ્યાનમા જ મારી તલવાર પ્રવેશ કરશે અને એ પ્રતિજ્ઞાપૂર્તિ માટે હાથી પર આરૂઢ નરવર્માને પૃથ્વી પર

પછાડી પગની એક વેંત ચામડી ઉતરાવી. એ તો એથીયે વધુ ચામડી ઉતરાવવા માટે તૈયાર થઈ ગયા હતા પરંતુ 'રાજાનો વધ ન થાય' એવું નીતિવચન મંત્રીઓએ સંભળાવીને કોઈ પણ રીતે એ કાર્યને રોકી દીધું. આમ છતાં નરવર્માને લાકડાના પાંજરામાં રાખવામાં આવ્યો આ રીતે સિદ્ધરાજ દ્વારા સમૃદ્ધિશાલિની ધારાનગરીનો અતિકરુણ રીતે ધ્વંસ થયો.

'પ્રબંધ ચિંતામણિ' અને 'પુરાતન પ્રબંધસંગ્રહ' આદિમાં ધારાના ઇતિહાસની ઘણીએક કડીઓ સંગ્રહાયેલી છે મુંજરાજ, ભોજરાજ અને ધનપાલ સિવાયના પણ કેટલાયે પ્રબંધો ધારાના ઇતિહાસ સાથે સંબદ્ધ છે ઉપર્યુક્ત ત્રણ પ્રબંધોનો સંબંધ તો પૂર્ણરૂપે ધારાની સાથે છે જ. સિદ્ધરાજે જૈનાચાર્ય હેમચંદ્રસૂરિ દ્વારા જે વ્યાકરણ બનાવરાવ્યું, તેમાં પણ ધારાના ધ્વંસ સમયે ભોજરાજનો જે પુસ્તકભંડાર મળ્યો હતો, તેમાંથી 'ભોજ વ્યાકરણ' મળી આવ્યું તે દ્વારા નવું વ્યાકરણ ગુજરાતમાં પણ બનાવવાની પ્રેરણા મળી

ધારાનગરી પંવારવંશીય નરેશોએ વસાવી હતી ત્યાં આ વંશની રાજસત્તા સં ૧૩૧૦ સુધી રહી હતી એ પછી તો મુસલમાન સમ્રાટોને આધીન થઈ. ધારાની ઉત્તરે એક નાની પહાડી પર જે કિલ્લો છે, તે સં. ૧૩૨૫માં મહમદ તઘલખે બનાવ્યો હતો. જીરાપુર (ધાર)ની પાસે જે માન સરોવર તળાવ છે તે બારે માસ પાણીથી ભરપુર રહે છે, તે પણ મુસલમાન સમ્રાટોએ જ બંધાવ્યું હતું આ સમ્રાટોના શાસનકાળમાં હિંદુઓનાં અનેક પ્રાચીન સ્મારકો નષ્ટભ્રષ્ટ કરી દેવામાં આવ્યા, પ્રાચીન મંદિરો તોડી નાખી મસ્જિદો બનાવી દેવામાં આવી અને શિલાલેખાદિ બરબાદ કરી નાખવામાં આવ્યા. બે વર્ષ પૂર્વે જ્યારે હું ધારાનગરીમાં ગયો હતો તે સમયે જો કે હું થોડા કલાકો માટે જ રોકાયો હતો, છતાં મહારાજ ભોજની પાઠશાળા આદિ અનેક મહત્ત્વપૂર્ણ પ્રાચીન સ્મારકોને મસ્જિદરૂપે જોઈને મને ભારે દુઃખ થયું. ચાર-પાંચ સ્મારકોને છોડીને અત્યારે બધા પ્રાચીન અવશેષો પણ નષ્ટ થઈ ચૂક્યા છે. સમૃદ્ધિશાલિની ધારાની આ અવસ્થા જોઈને કયા સહૃદયને દુઃખ નહિ થાય? આ રીતે આપણી અનેક પ્રાચીન નગરીઓ ધ્વસ્ત થયેલી છે. તેની કથા પણ ભારે રોમાંચક છે પ્રાચીન ઇતિહાસના વિદ્યાર્થીઓની સામે જ્યારે તેમનો પ્રાચીન વૈભવ અને વર્તમાન વિનાશનું દશ્ય ઉપસ્થિત થાય છે ત્યારે તે મર્માહત બને છે

ધારાની પાસે જ માંડવગઢ પણ કરુણ કહાની લઈને ઊભું છે હું ત્યાં પણ ગયો હતો. ત્યાં પણ આલીશાન મસ્જિદો અને અન્ય મંદિરો તથા મકાનોને ખંડિયેર રૂપમાં જોઈને મને ભારે પરિતાપ થયો ૧૩ મી શતાબ્દીથી ૧૫ મી શતાબ્દી સુધીની માંડવગઢની સમૃદ્ધિ જે રીતે જૈન ગ્રંથોમાં વર્ણિત છે તેનું ચિત્ર મારી સામે ઘૂમવા લાગ્યું જ્યાં કોઈ સમયે ૩૨ જેટલા જૈન મંદિરો હતા, ત્યાં એક પણ પ્રાચીન અવશેષ રહ્યું નથી એ કાળની જ બલિહારી છે.

ઉત્થાન અને પતનની આ કથા માનવ માટે એક શિખામણરૂપ છે.



# દ્રાવિડિયન સંસ્કૃતિ ઉપર જૈનધર્મની અસર

લેખક. શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

'The Literary History of India નામક મિ. ફ્રેયરના ગ્રંથ ઉપરથી સહજ જાણી શકાય છે કે, તામિલ આદિ દક્ષિણની જે ભાષાઓ છે એમાં ઉચ્ચ વિચાર અને ધ્યેય-પ્રગલ્ભતાના જે દર્શન થાય છે, એ જૈનધર્મને આભારી છે. શરૂઆતમા પશુબલિ દેવામા, દેવી કે માતાને સતુષ્ટ કરવા સારુ જીવોનો ઘાત કરવામા, અથવા તો પિશાચપૂજા જેવી કરણીમાં, દ્રાવિડો ધર્મ માનતા હતા પણ જૈન અને બૌદ્ધ ધર્મના ઉપદેશકોના સસર્ગમા આવ્યા પછી એ ધર્મોના ઉદાર વિચારો અને ઉમદા તત્ત્વોએ જનસમૂહમાં સુદર છાપ બેસાડી ઉત્તરોત્તર એનો વિસ્તાર વધતો ગયો અને અમુક કાળે જૈનધર્મે, **રાષ્ટ્રધર્મ** તરીકેનુ અનોખું પદ પ્રાપ્ત કર્યું.

'સિલપ્પદિકારમ્' અને 'મણિમેખલે' નામક બે પ્રસિદ્ધ ગ્રંથોના આધારે વિના રોક-ટોકે કહી શકાય કે, ઈ. સનના બીજા સૈકાથી તામિલ દેશમા જૈન અને બૌદ્ધ ધર્મ ઠીક ઠીક પાંગરવા માડ્યા હતા. એ સંબંધી સંખ્યાબધ ઉલ્લેખો એમાં સઘરાયેલા દૃષ્ટિગોચર થાય છે.

'ચોલ' અને 'પાંડચ' વશના રાજાઓએ **'જૈનધર્મ'** ને સારા પ્રમાણમાં આશ્રય આપેલો છે. 'ચોલ' રાજાઓની રાજધાની 'કવિરિપ્પુમપટ્ટિનમ્' તથા 'ઉરૈપુર' 'મદુરા' આદિ નગરોમાં જૈન મુનિસ્થાનો અથાત્ ઉપાશ્રયો કે વસતીસ્થાનો હતા. વળી, જૈનધર્મી આર્યાઓ માટે જુદા આશ્રમો પણ હતા જિનમદિરોમાં અરિહંત પ્રતિમાઓની પૂજા નિયમિત થતી. 'મણિમેખલે'માં દર્શાવાયેલી ઉપરની બાબત ઉપરથી તેમજ મુનિઓ અને આર્યાઓ પણ અહી વસતી પ્રજામાથી જ વૈરાગ્ય પામી થયેલાં એવી નોધ ઉપલબ્ધ થતી હોવાથી એ પણ સહજ કલ્પી શકાય છે કે તામિલ દેશમાં વસતા નર-નારી વર્ગમાં જૈન-ધર્મના સસ્કાર ઊંડા જામેલા હતા અને એની જડ જામવામાં સખ્યાબંધ વર્ષો વ્યતીત થયા હતા એ કાળમાં રચાયેલ અન્ય સાહિત્ય ઉપરથી પણ જોઈ શકાય છે કે રાજાઓ પરમત-સહિષ્ણુ હતા. રાજ્યધર્મ તરીકે ગમે તે ધર્મ થવાનો હોય, છતાં દેશમાં પ્રસરેલા બીજા ધર્મો પ્રત્યે તેઓની દૃષ્ટિ સમભાવપૂર્ણ રહેતી. પ્રજા પોતાને રુચે તે ધર્મ પાળવાને સ્વતત્ર હતી. જુદા જુદા ધર્મોનો અભ્યાસ જિજ્ઞાસાવૃત્તિથી થતો. એમાં સામ્પ્રદાયિક બધનોની ગંધ સરખી જણાતી નહી. ઈ સ ની બીજી સદીથી આરભી લગભગ અગિયારમી સદી પર્યંત આ પ્રદેશમા જૈનધર્મ પ્રચલિત હતો એ વાતમા જરા પણ શકાને સ્થાન નથી બાકી, જેમ દરેકમા ચડતીપડતીનો કાળ આવે છે એમ જૈનધર્મના પ્રચારમા પણ બનવા પામ્યુ હોય, એ વાત અસભવિત ન ગણાય

તામિલ વાઙ્મયમા જે પાચ મહાકાવ્યો સુપ્રસિદ્ધ મનાય છે એમાંના બીજા નબરના **નાલડિયાર**ની રચના **કલભ્ર રાજા**ના રાજ્યકાળમાં થયેલી છે. જૈનધર્મને એ રાજાની તરફનો મોટો આશ્રય હતો, કારણ કે તે વાઙ્મયનો ખાસ ઉપાસક હતો. ઈ. સ. ના પાંચમા સૈકામાં

દક્ષિણમાં જૈનધર્મે પ્રબળતા પ્રાપ્ત કરી હતી, અને પાંડ્ય દેશનો રાષ્ટ્રધર્મ બન્યો હતો. ત્યાર બાદ લગભગ ત્રણસોથી ચારસો વર્ષ પર્યંત જૈનોએ ધર્મપ્રચાર અંગે ભારે પ્રયત્ન કર્યાની નોંધ પાપ્ત થાય છે. એ વેળા દક્ષિણમાં જૈનધર્મની ધ્વજા જોરથી ફરકતી હતી. જે લખાણ ઉપલબ્ધ થાય છે એ જોતા ઈ. સ ની ૧૧મી સદી સુધીમાં જૈનધર્મ વિરુદ્ધ કોઈ ઈતર ધર્મ આગળ આવ્યો હોય એમ જણાતુ નથી આમ છતા સત્યને ખાતર કહેવું જોઈએ કે એનાં વિરોધી બીજો એ પૂર્વેના દોઢસો–બસો વર્ષોમાં વવાવાં શરૂ થયાં હતાં.

" राजमहेंद्रीचा राजा राजनरेन्द्र याच्या कारकीर्दीत (इ. स. १०२२ नेतर) या द्वेषांकुरास जोराची पालवी फुटत गेली व या पुढीळ २०० वर्षांत हजारों जैनांचा बली घेण्या इनका हा विषवृक्ष वाढला."

કર્નાટક, તામિલ, તેલગુ ભાષા જ્યાં પ્રચલિત હતી એવા દક્ષિણના સર્વપ્રદેશમાં તેમજ મહારાષ્ટ્રમાં અને કોંકણમાં અગિયારમા સૈકાથી માંડીને આશરે બસો વર્ષોનો સમય જૈનધર્મ તેમજ જૈનો માટે ઘણો વિષમ ગયો. એ વેળા જૈન સમાજને પોતાની દોલત અને માલ મિલકતનો તો ભોગ આપવો પડ્યો પણ જૈનધર્મ જેવા પોતાના પ્રાણપ્યારા ધર્મના ટેકને સાચવવા સારુ પ્રાણોની આહૂતિ સુધ્ધા આપવાનો સમય આવ્યો. જો એ કાળે જૈનોએ સમભાવ અને વીરત્વ ન દાખવ્યું હોત તો જૈનધર્મ એ પ્રદેશમાં અસ્ત થઈ ગયો હોત ! પણ એ વેળા ધર્મને માટે પ્રાણ ન્યોછાવર કરવાનુ દીર્ઘદર્શી સાહસ જૈનોએ દાખવ્યું. અનુયાયીઓનું સંખ્યાબળ જો કે ઓછુ થયું છતાં એના સસ્કાર કાયમ રહ્યા અને અનુયાયી વર્ગ પણ નામશેષ ન થઈ ગયો

એ કાળે ધર્માંધતાનો જે વાયુ વાયો અને એ દ્વારા જે વાતાવરણ સર્જાયુ તે ખરેખર ઈતિહાસના પાને કલંકરૂપ પ્રકરણ છે. એના ઉપર રાજ્યવશોમાં ચાલતી પરસ્પરની ઈર્ષા અને લોભ, એક તરફથી અંકુશરૂપ નીવડ્યા અને બીજી બાજુએ મુસલમાન આક્રમણકારીઓનુ આગમન થતાં સગઠનની આવશ્યકતા સામે ડોકિયા કરી રહી આ જાતની વિષમ સ્થિતિ ખડી થવાથી ધાર્મિક અસહિષ્ણુતા ઓગળવા માંડી અને વધુ પ્રમાણમા વણસી જતી સ્થિતિ સ્થગિત થઈ

આ રીતે દક્ષિણના પ્રદેશમા વર્તતી દશાનુ વધુ અવલોકન આગળ ઉપર રાખી, એ સંબધી બોધપાઠ રૂપે તારવણી કરીએ તો વિના અટકચે કહેવું પડશે કે ભગવત શ્રીમહાવીરદેવનાં ઉમદા અને ઉદાર વચનોનો અમલ કરવામા અને એને આમ જનસમૂહમાં વિસ્તારવામાં એ કાળના શ્રમણ તેમજ શ્રાદ્ધસઘે પાછી પાની નથી કરી જો આ નજર સામેનુ સાચું ચિત્ર છે તો આજે જ્યારે સર્વ પ્રકારની સાનુકૂળતા છે અને રાજકીય દ્રષ્ટિએ કોઈ જાતનું જોખમ કે અગવડ નથી ત્યારે આપણી—શ્રીમહાવીરદેવના પુત્રોની શી ફરજ હોઈ શકે ? એક તો ત્યાં દ્રષ્ટિગોચર થતો અને વિખરાયેલો મૂર્તિ–મદિરરૂપી વારસો એકત્રિત કરી એનો વહીવટ વ્યવસ્થિત કરવારૂપ ફરજ, અને બીજી ફરજ—જે આપણા આત્મશ્રેયકારી સાહિત્યનુ, તે તે ભાષાઓમાથી વિદ્વાનોના હાથે ભાષાંતર કરાવી વર્તમાનમા બહુજનલાભદાયી એવી અગ્રેજી તેમજ હિદીમાં અવતરણ કરવાની વિશેષમાં એ સાહિત્યનુ ગેટઅપ સુદર હોવું જોઈએ અને પ્રચારની નજરે એનું મૂલ્ય જેમ બને તેમ સસ્તુ હોવુ ઘટે. આત્મકલ્યાણ અને ધર્મપ્રભાવના માટેનો આ **ધોરી માર્ગ** છે.



# એ સ્ખલનાઓ ખરી નથી

લેખક :—પૂજ્ય પંન્યાસ શ્રી. કલ્યાણવિજયજી

**તા.** ૨૧ મી મે ૧૯૫૫ ના "જૈન" પત્રમાં શ્રી. નંદલાલ ચુનીલાલ સોમપુરાએ એક કોલમના એક લેખમા જૂનાગઢના નવા જિનમંદિરના શિલ્પની કેટલીક ભૂલોનો નિર્દેશ કર્યો છે. એટલુ જ નહિ પણ શેરીસા, રાજગૃહ અને કલકત્તાના જિનમંદિરોનાં શિલ્પ—કામોની ભૂલોની પણ ચેતવણી આપી છે. શ્રી નંદલાલના લેખના મૂળ મુદ્દાઓ નીચે પ્રમાણે છે :—

(૧) કેસરી આદિ પ્રસાદોમાંનો "મંદિર પ્રાસાદ" જે જૂનાગઢમા બનાવાયો છે તે માત્ર બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર અને સૂર્ય—આ ચાર દેવોને માટે જ હોય છે. બીજા કોઈને માટે નહિ. શ્રી નેમિનાથને માટે અહીંયાં "નેમિવલ્લભ પ્રાસાદ" બનાવવો જોઈતો હતો.

(૨) આ મંદિરમાં "કુંભાથી કુભી" હીન કરીને વાઢભગ કર્યો છે.

(૩) આ મંદિરના હિસાબે આમાં પ્રતિષ્ઠિત પ્રતિમા મોટી ગણાય આમાં ૨૭-૨૮ ઈંચથી મોટી પ્રતિમા બેસી શકતી નથી, છતા આમાં ૩૭ ઈંચની પ્રતિમા બેસાડી છે તે યોગ્ય નથી કર્યું.

(૪) પ્રાસાદની અધિષ્ઠાતા દેવી પબાસણના મધ્ય ભાગે ન કરતાં નીચે કરી છે, જે ભૂલ છે.

જુનાગઢના નવા મંદિરના શિલ્પકામમાં ઉપર પ્રમાણે સ્ખલનાઓ બતાવી શ્રી નંદલાલ હવે શેરીસાના પ્રાસાદ અને એ પ્રમાણે કરાતા રાજગૃહના જિનપ્રાસાદને અંગે કહે છે :—

(૫) શેરીસાના પ્રાસાદની જેમ રાજગૃહના શ્રીમુનિસુવ્રતના પ્રાસાદમાં પણ થવાનું છે. શેરીસાના મંદિરમા બાહ્ય પદ ૬ ગજ, ૧ ઈંચનુ છે, જ્યારે ગર્ભગૃહ ૬ ગજ, ૨૩ ઇંચનું છે.

(૬) ગર્ભના પદ પ્રમાણે મંડપ સ્તંભનું પદ કરવુ જોઈએ, અને ગર્ભગૃહના પદ પ્રમાણે જ તોરણ સ્તંભોના વિસ્તારે કરવા.

(૭) ગર્ભગૃહ ચોરસ કરવાને બદલે વિસ્તારમાં ઓછુ કરીને 'યમચુલ્લી' નામક દોષ ઉપજાવ્યો છે.

એ પછી શ્રી નંદલાલ કલકત્તા કેનીંગ સ્ટ્રીટના મંદિરની ભૂલોને વિષે કહે છે —

(૮) કલકત્તા કેનિંગ સ્ટ્રીટનુ દહેરાસર પણ તેમણે જ કરેલ છે કુભી જૂનાગઢ મુજબ કરેલ છે.

(૯) બારણાની સાથે શરાનો વાટ મેળવેલ નથી

(૧૦) વિશેષમા પરિકર પણ દિવાલથી આગળ બેસાડેલ છે વિઘ્નરાજના સ્થાને પ્રતિમાજીને બેસાડવાની કોશિષ કરી છે પણ પ્રયાસ અશાસ્ત્રીય થઈ ગયો છે.

(૧૧) મણિભદ્રવીરની મૂર્તિ અપસવ્ય થયેલ છે

શ્રી નંદલાલના આખાયે લેખનો સારાંશ ઉપર પ્રમાણે છે. **આમાં બતાવેલી સ્ખલનાઓ ખરી નથી,** એ વસ્તુનુ સ્પષ્ટીકરણ કરતા પહેલા અમારે એક વાતનો ખુલાસો કરી દેવો પ્રાસંગિક ગણાશે શ્રી નંદલાલે પોતાના લેખમાં "શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી" અને

'પેઢીના શિલ્પકારો ''ને યાદ કર્યા છે. આનુ ખરું રહસ્ય શું હશે એ તો શ્રી. નંદલાલ જાણે પણ આથી એટલુ તો ધ્વનિત થાય છે કે શ્રી. નંદલાલનુ મન પેઢી તથા પેઢીના શિલ્પકારો વિષે અસંતુષ્ટ હોવું જોઈએ અન્યથા એ લેખ લખવાને શ્રી નંદલાલને બીજુ કોઈ કારણ ન હતુ. પેઢીના શિલ્પકારોના જે જે કામોને ભૂલભરેલા બતાવી એઓએ ટીકા કરી છે, એ જ કામો શ્રી નંદલાલના બીજા ભાઈઓ પણ (અને કદાચ શ્રી નંદલાલ પણ બાકી નહિ હોય) કરે છે, છતા પેઢી અને પેઢીના શિલ્પકારો જ શ્રી. નંદલાલની નજરે ચઢે એનું બીજુ શુ કારણ હોઈ શકે?

એ વિષયમા અમોએ જૂનાગઢ, શેરીસા, રાજગૃહ અને કલકત્તા કેનીંગ સ્ટ્રીટના દેરાસરોના કામને અંગે જે કાઈ પૂછવા જેવુ હતુ તે એ કામોના જાણકારો અને લાગતાવળગતાઓને પૂછીને ખુલાસા મેળવ્યા છે એ અમારે આ સ્થળે જણાવી દેવુ જોઈએ.

શ્રી નંદલાલે બતાવેલ સ્ખલનાઓના અનુક્રમે ખુલાસા નીચે પ્રમાણે છે --

(૧) કેશરી આદિ ૨૫ પ્રાસાદો પૈકીનો જૂનાગઢમા નવો બનેલો "મંદિર" પ્રાસાદ ઠીક છે, જ્યારે શ્રી નંદલાલે આપેલ—

" हरो हिरण्यगर्भश्च, हरिर्दिनकरस्तथा ।
एते देवाः स्थिता मेरौ, नान्येषां स कदाचन ॥ ६७ ॥"

આ 'અપરાજિતપૃચ્છા'નો શ્લોક એ પ્રાસાદો પૈકીના ૨૫ મા "મેરુ" પ્રાસાદને અંગે જ લખાયેલ છે એ વાત શ્રી. નંદલાલ પોતે પણ જાણતા હતા. એથી જ એમણે આ શ્લોકમાંથી "**मेरौ**" એ નામ ઉડાડીને ત્યા "**सर्वे**" શબ્દ ગોઠવ્યો છે, પણ આમ કરવાથી વાસ્તવિકતા ક્યાં સુધી છુપાવી શકાશે એનો શ્રી નંદલાલે વિચાર કર્યો નથી અને આ શ્લોકમાં ઘાલમેલ કરી એક સ્થાનની હકીકત વિચારપૂર્વક બીજે જોડીને શ્રી. નંદલાલે પ્રમાણિકતાને આંચ લગાડી છે.

વળી, 'જિનો'ને માટે કહેલ પ્રાસાદો પૈકીનો જ જિનપ્રાસાદ થવો જોઈએ' એ શ્રી. નંદલાલનું મંતવ્ય પણ ભૂલભરેલું છે જિનપ્રાસાદો તરીકે બતાવેલ પ્રાસાદો ઉપરાતના પણ જે પ્રાસાદો વર્જિત નથી અથવા 'અમુક પ્રાસાદ અમુક દેવને માટે જ છે' એવો જેને અંગે નિર્ધાર નથી એવા હજારો પ્રાસાદો શાસ્ત્રોક્ત છે, જે સર્વે સર્વ દેવોને માટે કરી શકાય છે. આજે ભારતવર્ષમાં લગભગ ચાલીસ હજાર જિનમંદિરો છે પણ આ સર્વમા શ્રી નંદલાલ કહે છે તેવા 'જિનવલ્લભ' પ્રાસાદોની સંખ્યા બસો–પાચસોની પણ નહિ હોય. એ તેઓ જાણે છે છતાં જૂનાગઢનો પ્રાસાદ 'નેમિવલ્લભ' થવો જોઈતો હતો આવા આશયનુ તેમનું કથન શુ પેઢીને ડબલ ખર્ચમા ઉતારવાની સલાહ આપવા જેવુ નથી? જૂનાગઢના બાવન ભાગના તળના પ્રાસાદના મૂલ્યમા ૨૨ ભાગના તળનો 'નેમિવલ્લભ' પ્રાસાદ બનાવી આપવાની શ્રી નંદલાલ શક્તિ ધરાવતા હોય તો જણાવે અમો એમના કામની કદર કરીશુ.

(૨) કુંભાથી કુંભી હીન કરીને પેઢીના શિલ્પકારે શ્રેણીભંગ કર્યો નથી. પણ ઉદુંબર તથા કુંભીનો વાઢ મેળવ્યો છે એ કહેવુ જોઈએ "**कुंभकेन समा कुंभी**" એ નિયમના અપવાદરૂપે લખાવેલ—

" उदुम्बरं तथा वक्ष्ये, कुम्भिकान्तं तदुच्छ्रयः ।
तस्यार्धेन त्रिभागेन, पादोनरहितं तथा ॥ ९ ॥"

આ ઉદુંબર–કુંભીના વાઢમેળના નિયમને કેમ ભૂલી જાય છે? કુંભક–કુભીના વાઢમેળે કરતાં, ઉદુંબર–કુભીનો વાટમેળ અંતરગ છે. જ્યા ઉદુબર સ્વસ્થ માનનો હોય ત્યાં કુંભક–કુભી–ઉદુબરનો વાટ મળી જ રહે છે પણ જ્યાં ઉદુબર અર્ધ ભાગે ત્રિભાગે કે ચતુર્થભાગે હીન કરાય છે ત્યાં કુભી પણ ઉદુંબરની સાથે વાઢ મેળવવા માટે તેટલા પ્રમાણમાં હીન કરવી જ પડે છે. "**कुंभिकान्तं तदुच्छ्रय:॥**" આ કથનનુ એ જ રહસ્ય છે. કુંભાની સાથે કુંભીનો વાઢ મળે યા ન મળે પણ ઉદુબરની સાથે કુભીનો વાઢ તો મેળવવો જ જોઈએ. સ્વયંભૂ શિલ્પકારોને ઉદ્દેશીને શિલ્પશાસ્ત્રી શ્રી. નર્મદાશંકર મૂલજીભાઈ સોમપુરાએ કરેલ નીચેની ટકોર પણ શ્રી. નદલાલને માર્ગદર્શક થઈ પડશે એમ જાણી નીચે આપીએ છીએ.

"ઉદુંબર કુભાથી નીચે ઉતારવાનું કહેલ છે પરંતુ કેટલાક હાલના શિલ્પીઓ વગર સમજ્યે શાખાના તલકડાથી નીચો ઉતારે છે પણ શાખાના તલરૂપ તલકડાને નીચે ઉતારતા નથી એ ભયકર ભૂલ કરે છે. ઉબરો કુંભાથી જેટલા અશે નીચે ઉતાર્યો હોય એ પ્રમાણે તલકડા સ્તંભની કુભીઓ સહિત એક સૂત્રમા રાખવા જોઈએ." ('શિલ્પ રત્નાકર' પૃ ૧૧૨)

(૩) ૫ ગજ, ૫ ઇંચના પ્રાસાદમાં ૩૭ ઇંચની પ્રતિમા માનાધિક ગણાય નહિ "દેવતામૂર્તિ પ્રકરણ" ના એ શ્લોકને જ શ્રી નદલાલે પ્રતિમા–માનનો અતિમ સિદ્ધાન્ત માનવો જોઈએ નહિ શાસ્ત્રમાં અધિકમા અધિક ૯ હાથની પ્રતિમા પ્રાસાદમા પ્રતિષ્ઠિત કરવાનો શાસ્ત્રીય લેખ છે. એ માન દેવતામૂર્તિ પ્રકરણના ઉક્ત નિયમાનુસાર મળી શકે તેમ નથી. ૫૦ હાથ સુધીના પ્રાસાદો હોય છે અને એવા પ્રાસાદોમાં પ્રતિમાઓ પણ ૫–૭–૯ હાથ સુધીની બેસે છે. ઉક્ત દેવતામૂર્તિ પ્રકરણના શ્લોકો પ્રમાણે ૫૦ હાથના પ્રાસાદની ઊભી અને બેઠી પ્રતિમાનું માન અનુક્રમે ૯૩ અને ૮૨ આંગળનુ આવે છે, જે હસ્તમાને ૩ હાથ અને ૨૧ તથા ૧૦ આંગળનુ થાય છે હવે શ્રી. નંદલાલ એ કહેશે કે શાસ્ત્રોક્ત ૯ હાથની પ્રતિમાને માટે તેઓ કયા માનના નવા પ્રાસાદો નિર્માણ કરશે? શિલ્પશાસ્ત્રોક્ત પ્રાસાદમાનના નિયમાનુસારે પણ ૫ ગજ, ૫ ઇંચનો પ્રાસાદ ૬૯ ઇંચની ઊંચાઈનુ દ્વાર માગે છે અને ૬૯ ઇંચનુ દ્વાર ૩૮॥ ઇંચની પ્રતિમા તો માગે જ છે[1], અને તે ૭૦ ભાગની ઉંચાઈની નહિ પણ ૫૬ ભાગની ઉંચાઈની સમજવાની છે મૂર્તિ વેચનારાઓ આજે ૭૦ ભાગની ઉંચાઈના આંગળ ગણીને મૂલ્ય વસૂલ કરે છે તેમ મિસ્ત્રીઓ પણ આજે ૭૦ ભાગની ઉંચાઈના આંગળ ગણીને

---

૧ 'અપરાજિતપૃચ્છા' સૂત્ર: ૨૦૯ મા દ્વારમાને પ્રતિમામાન આ પ્રમાણે લખ્યુ છે:—

"तत्त्वयुग्मोद्भवे द्वारे, ह्यर्च्यमान त्रिधोदितम्।
षट्चन्द्रौ तत्त्वेन्दूशक्रा, ऊर्ध्वार्चा सख्यया मता ॥११॥
आसनस्था पूर्वमाने, .शक्रविश्वसूर्यांशत· ।
स्थिता ह्यनर्चा केशान्ते, प्रमाणं सूत्रतः स्मृतम् ॥१२॥"

અર્થાત્—દ્વારની ઊંચાઈના ૨૫ ભાગ કરી તેમાં ૧૬–૧૫–૧૪ ભાગ જેટલી અનુક્રમે ઉત્તમ, મધ્યમ, જઘન્ય માનની ઉંચાઈની પ્રતિમા કરવી એ ઊભી પ્રતિમાનું માન છે.

આસનસ્થ પ્રતિમાની ઉત્તમ, મધ્યમ, જઘન્યભેદે ઉંચાઈ તેના દ્વારની ઉંચાઈના ૧૪–૧૩–૧૨ ભાગ જેટલી કરવી બેઠા આસનની પ્રતિમાની ઉંચાઈ કેશાત પર્યન્તની કહી છે.

[ अपराजित पृ० सू० २०९ पेज ५३५ ]

પ્રાસાદમાને પ્રતિમાનું માન ગણે છે, જે યથાર્થ નથી. જ્યાં જ્યાં શાસ્ત્રમાં ઊભી અથવા બેઠી પ્રતિમાનુ નિરૂપણ છે ત્યાં સર્વત્ર ઊભી પ્રતિમાના ૧૦૮ આંગળ અને બેઠીની ઉંચાઈ ૫૬ આંગળની જ લખી છે ઊભીનું પીઠ કે બેઠીનુ મસૂરક અને બન્નેનું કેશાન્ત મસ્તક સંમિલિત ગણાતુ નથી. મસૂરકના આઠ આંગળ અને લલાટ ઉપરના કેશાન્ત મસ્તકના ૬ આંગળો બેઠી પ્રતિમાને ઉંચાઈમાથી બાદ કરતા ૩૭ આંગળની પ્રતિમા વાસ્તવમાં ૩૧ આંગળથી પણ નાની થઈ જાય છે. આ સંબધમાં શાસ્ત્રપ્રમાણ નીચે પ્રમાણે છે·—

"प्रतिमोच्छ्रयमाने तु, कर्तव्याश्चतुरंशकाः ।
तत्रांशेषु प्रकुर्वीत, चाङ्गुलानि चतुर्दश ॥ ११८ ॥
तेनाङ्गुलप्रमाणेन, षट्पञ्चाशत्समुच्छ्रय ।
विस्तारस्तत्प्रमाणेन, कर्तव्यः सर्वकामदः ॥ ११९ ॥"

અર્થાત્-બેઠી પ્રતિમાની ઉંચાઈના ચાર ભાગ કરવા, તે પ્રત્યેકના ૧૪-૧૪ આંગળ કરવા આ આંગળના માને બેઠી પ્રતિમાની ઉંચાઈ ૫૬ આંગળની કરવી અને તેજ પ્રમાણનો એટલે કે ૫૬ આંગળનો તેનો વિસ્તાર કરવો એ શુભદાયક છે.

ઉપરના વિધાનથી સિદ્ધ થયુ કે બેઠી પ્રતિમાની ઉંચાઈનું અને તેના વિસ્તાર એટલે કે પલાંઠીનુ એક જ માન છે માટે બેઠી પ્રતિમાની પલાંઠીના માને તેનું માન ગણીએ તોય તેની મસૂરક-કેશાન્ત મસ્તક વિનાની ઉંચાઈનુ જ માન આવે છે. એટલે દ્વારના વિસ્તારમાને અથવા તો ગર્ભના ત્રીજા ભાગે પ્રતિમા કહી છે તે પલાંઠીના માને જ સમજવાની છે

આ સર્વ શાસ્ત્ર પ્રમાણોથી સિદ્ધ થયુ કે શ્રી. નંદલાલે પ્રતિમાના માન વિષે જે સ્ખલના બતાવી છે તે વાસ્તવિક નથી.

(૪) પબાસનના મધ્ય ભાગે કરાતી દેવીને જેઓ "પ્રાસાદ દેવી" અથવા "પ્રાસાદની અધિષ્ઠાતા દેવી" કહે છે, તેમની પાસે કઈ પણ શાસ્ત્રપ્રમાણ નથી પબાસન મધ્યે કરાતાં આવાં દેવીનાં રૂપકો રૂપક માત્ર હોય છે. શોભાને માટે આવાં રૂપો કરવા હોય તો કરી શકાય છે અને ન કરે તો પણ ચાલે છે વાસ્તવમાં આવાં રૂપકો માટે શાસ્ત્રમાં ખાસ વિધાન નથી આવી સ્થિતિમાં આવા રૂપકને અગે શ્રી નદલાલે બતાવેલ સ્ખલનાનો કશો અર્થ જ નથી.

(૫) શેરીસાના જિનપ્રાસાદનો ગભારો ચોરસ નથી એ વાત સાચી છે. પણ તે શ્રી. નંદલાલના કહેવા પ્રમાણે દૈર્ઘ્યમાં નહિ પણ વિસ્તારમાં ૨૨ આંગળ અધિક કરવો પડ્યો છે, કારણ કે તેમ કર્યા વિના પ્રતિમાજીનો સમાવેશ થાય તેમ ન હતો. વિસ્તારભાગે ગભારો આયત કરવાથી કોઈ દોષ ઉપજતો નથી એ વાત યા તો શ્રી નદલાલ સમજ્યા નથી અથવા તો તેઓ જાણી જોઈને વિસ્તારને દૈર્ઘ્ય માની અસદ્દોષોદ્ભાવન કરે છે, જે પ્રકૃતિ સારી ગણાય નહિ

(૬) શેરીસાના પ્રાસાદનુ ગર્ભગૃહ કઈક વિસ્તૃત છે છતા ભિત્યન્તરે હોવાથી એનો દોષ ગણાતો નથી એ વિષે શાસ્ત્ર કહે છે —

"मुखमंडपसंघाटे, यदा भित्यन्तरं भवेत् ।
न दोषः स्तम्भपट्टादौ, समेऽपि विषमे तले ॥ १ ॥"

અર્થાત્—ગર્ભગૃહની આગળના પીઠ પર બનતા મંડપાદિકના કામોમાં જો વચ્ચે ભીંતનું અંતર હોય તો થાભલાઓ, પાટડાઓ, અથવા તલભૂમિઓમા સમ–વિષમતા આવતી હોય તો પણ દોષ ગણાતો નથી.

એ જ વિષયમાં 'અપરાજિતપૃચ્છા'કાર પણ કહે છે :—

"समं तलं च विषमं, संघाटो मुखमंडपः ।
भित्यन्तरे यदा स्तम्भ–पट्टादिर्नैव दूषणम् ॥ २० ॥"

અર્થાત્—મૂલ પ્રાસાદના તલથી બીજા ભાગોનું તલ સમ હોય કે વિષમ, પીઠ મુખમંડપ (ત્રિક મંડપ), સ્તંભ, પાટ આદિ સમ હોય યા વિષમ, જો વચ્ચે ભીતનુ અંતર હોય તો દોષ નથી.

(૭) ગર્ભગૃહ ચોરસ નથી પણ વિસ્તૃત છે. એ વાત કહેવાઈ જ ગઈ છે, છતાં શ્રી. નંદલાલ એ ગર્ભગૃહને "વિસ્તરે ઓછુ" કર્યાનું લખે છે અને એમ કરી 'યમચુલ્લી' દોષ ઉપજ્યાનુ કહે છે એમાં એ ભૂલે છે શેરીસા પ્રાસાદનો ગર્ભ વિસ્તારે ઓછો નહિ પણ અધિક છે. એની શ્રી. નંદલાલ આજે પણ તપાસ કરી શકે છે "યમચુલ્લી" દોષ પાર્શ્વાયતમાં નહિ પણ મુખાયતમા ઉપજે છે એ વાત શ્રી. નંદલાલ ન સમજ્યા હોય તો સમજી લે. યમચુલ્લી દોષનુ 'અપરાજિતપૃચ્છા'માં નિમ્નોક્ત વિધાન છે :—

"एक–द्वि–त्रिकमात्राभिर्गर्भगेहं यदाऽऽयतम् ।
"यमचुल्ली" तदा नाम भर्तुर्गेहविनाशिका ॥ २४ ॥"

અર્થાત્—પ્રાસાદવાસ્તુની મુખ દિશામાં એક, બે કે ત્રણ આંગળ પણ ગભાગે લાંબો હોય તો ગૃહપતિના ઘરનો વિનાશ કરનારો 'યમચુલ્લી' દોષ ઉપજે છે.

એ સિવાય "**शोभनं न मुखायतम् ।**" એટલે કે 'દ્વારની તરફ લાંબુ ગર્ભગૃહ શુભ નથી.' આવા પ્રકારનાં વિધાનો શાસ્ત્રમાં હોવા છતાં શ્રી નંદલાલ પ્રાસાદવાસ્તુના વિસ્તાર-ભાગે ગર્ભગૃહના દૈર્ઘ્યને માનશે ત્યારે તો એમને ગુજરાતના નગરોમાં બનેલાં આવા સેંકડો ગર્ભગૃહોને યમચુલ્લી માનવા પડશે કદાપિ શ્રી. નંદલાલ તો એ બધાને યમચુલ્લી માની લે પણ એમને એ વિષયમાં શાસ્ત્રનો સાથ મળશે નહિ વળી, રાજગૃહના મુનિ સુવ્રતના પ્રાસાદનું ગર્ભગૃહ શેરીસાની જેમ વિસ્તૃત નહિ પણ ચોરસ જ થવાનું છે એ જાણીને શ્રી. નંદલાલને પ્રસન્નતા થશે

(૮) કલકત્તા–કેનિંગ સ્ટ્રીટના દેરાસરની કુંભીઓ જૂનાગઢની જેમ કરી હોય તો આનું સમાધાન શ્રી નંદલાલે ફકરા નંબર બીજામાં વાંચી લેવુ પૃથક્ પિષ્ટપેષણની આવશ્યકતા નથી.

(૯) બારણાની સાથે શગાનો વાઢ મળવો જ જોઈએ એ જરૂરી નથી ૪ ગજના કે એની આસપાસના માનના પ્રાસાદોમા કદાપિ સ્વાભાવિક રીતે જ વાઢ મળી જશે કેમકે તેવા પ્રાસાદોના દ્વારો ઉદયમાં અધિક હોય છે પણ તેથી અધિક માનના પ્રાસાદોના દ્વારોનું ઉદય-માન એકદમ ઘટી જાય છે જ્યારે પ્રાસાદોનો ઉદય ઓછા પ્રમાણમાં ઘટે છે. તેથી બારણા અને શગના વાઢનો મેળ રહેતો નથી, આમ છતાં જેઓ "વાટ મેળવવો જ જોઈએ" એવો આગ્રહ ધરાવે છે તેઓ યા તો દ્વારમાન વધારે છે અથવા સ્તંભમાન ઘટાડે છે, અથવા બન્નેમાં ન્યૂનાધિક કરીને બારણા–શગનો વાટ મેળવે છે. એ અમારી દૃષ્ટિએ તો ઠીક કરતા

નથી. અશાસ્ત્રીય દ્વાર–શરાના વાઢ મેળને ખાતર દ્વાર–સ્તંભના શાસ્ત્રોક્ત માનમાં ન્યૂનાધિક્ય કરવું એ યોગ્ય નથી.

શ્રી. નંદલાલ અને એમના જેવી જ માન્યતા ધરાવતા મિસ્ત્રીઓ એકવાર મારવાડના જૈનપ્રાસાદો જોવા નીકળી જાય. તેઓ જોશે કે આ દ્વાર–શરાના વાઢમેળનુ ભૂત ત્યાં નથી. હજારો પ્રાસાદોમાં ક્વચિત્ જ સ્વાભાવિક રીતે વાઢ મળેલો તેમને દૃષ્ટિગોચર થશે આવા વાઢમેળનાં ભૂતોને વશ પડી શ્રી. નંદલાલ જેવા શિલ્પીઓ બીજી કેવી ભૂલો કરી બેસે છે એ વસ્તુનો કોઈ બીજા પ્રસંગે સ્ફોટ થશે

(૧૦) પરિકર પિંડે ઓછું હશે તો અગર પ્રતિમા નાની હશે તો ભીંતથી આગળ ખેંચાયુ હશે પરિકર અને પ્રતિમા પ્રાસાદના પ્રમાણથી જ હોય તો તે આગળ ખેંચ્યા વિના જ પ્રતિમા વિઘ્નરાજના મંડળમાં જ બેસે એવું પરિકરનું નિર્માણ છે છતા પરિકરના કોઈ અંગ વિભાગમાં પિંડ ઓછો હોય અથવા પ્રતિમા નાની હોવાથી પ્રમાણ નાનુ હોય તો તેટલા અંશે ભીંતની આગળ લેવુ જ પડે એમાં અશાસ્ત્રીયતા શી છે ?

(૧૧) મણિભદ્રવીરની મૂર્તિ અપસવ્ય થયાનુ તો લખ્યુ પણ તે મૂર્તિ ક્યાં બેઠી છે એ વિષે શ્રી. નંદલાલ કશો ઉલ્લેખ કરતા નથી અમને તપાસ કરતા જણાયુ છે કે શ્રી નંદલાલ જે મૂર્તિને અપસવ્ય થયાનુ લખે છે, તે મૂર્તિ જિનપ્રાસાદની હદમાં નહિ પણ તેના પ્રવેશદ્વારની બહાર બેઠેલી છે. આંવી રીતે જિનાવગ્રહની બહાર બેઠેલા વીરના સવ્ય–અપસવ્યપણાનો વિચાર તો શ્રી. નંદલાલ જેવા જ કરી શકે. જેમા શાસ્ત્રીય બાધ ન હોય તેવી વાતોને મહત્ત્વ આપીને કોઈની ભૂલો બતાવવી એ સજ્જનોનો માર્ગ હોતો નથી.

**ઉપસંહાર :—**

શ્રી. નંદલાલ ચુનીલાલ સોમપુરાએ જૂનાગઢ, શેરીસા, રાજગૃહ, કલકત્તાનાં જૈનમંદિરોના શિલ્પકામમાં જે સ્ખલનાઓ બતાવેલ, તેનો ઉત્તર અમારે આપવો પડ્યો છે. એનુ કારણ એ છે કે આ વિષયમાં પરસ્પર વિરુદ્ધ પાર્ટિઓ બનીને એકબીજાના કામોમા ખરી કે ખોટી ભૂલો કાઢે એમાં લાભ તો નથી, પણ હાનિ અવશ્યભાવી છે. શ્રી નંદલાલે જે જે મંદિરોમાં સ્ખલનાઓ બતાવી છે તે જિનમંદિરના કરાવનારાઓ કે વ્યવસ્થાપકોને એથી વહેમ ઊભો થાય તો એ તેમના હિતમા સારો નથી. બીજી તરફ પેઢીના શિલ્પકારો કે જેમના કામમાં શ્રી. નંદલાલે સ્ખલનાઓ બતાવનારો લેખ પ્રકાશિત કર્યો છે, તેઓ પોતાના કામોમાં બતાવેલ સ્ખલનાઓનો રદિયો આપવાની સાથે શ્રી નંદલાલના કામોમાં સ્ખલનો બતાવે તો એનુ પરિણામ શિલ્પીઓ જ નહિ પણ મંદિર કરાવનાર જૈનોના હકમા પણ ખરાબ આવે એમ વિચારીને આ દ્વેષજનક ચર્ચા આટલેથી જ પૂરી થાય એ આશાથી અમારે આ સંબંધમાં આટલું લખવુ પડ્યું છે અમો આશા રાખીએ છીએ કે શેઠ શ્રી આણંદજી કલ્યાણજીની પેઢીના શિલ્પકારો તેમજ શ્રી નંદલાલ આ વિષયને અહીંથી જ સમાપ્ત કરી લે, એમ છતા પણ એમને પોતપોતાની સચ્ચાઈનો વિશ્વાસ હોય તો કોઈ યોગ્ય અધિકારીની સમક્ષ શાસ્ત્રાર્થ–સભાનું આયોજન કરી એવી વાતોનો નિર્ણય કરાવી લે બાકી આવા લેખોથી તો ક્લેશોત્પત્તિ સિવાય બીજુ કંઈ જ પરિણામ આવવાનુ નથી



# કર્મ મીમાંસા

[ લેખાંક આઠમો ]

લેખક : **માસ્તર ખુબચંદ કેશવલાલ** સીરોહી (રાજસ્થાન)



**અગાઉના** લેખાંકોમા દર્શાવેલ ઉદ્વર્તન, અપવર્તન, સંક્રમણ, અને ઉદીરણાનુ સ્વરૂપ તે કર્મદલિકોમાં ફેરફાર થવારૂપ છે, પણ પૂર્વબદ્ધ કર્મના ક્ષયરૂપે નથી ક્ષય થવારૂપે હોય તેને નિર્જરા કહેવાય છે નિર્જરાનો પ્રયત્ન આત્મામાં ન હોય તો કર્મદલિકો પ્રતિ સમયે આત્મામાં વૃદ્ધિ પામતાં જ જાય અને તેથી સર્વથા છુટકારો થવારૂપ મોક્ષપ્રાપ્તિ સભવી શકે જ નહિ. આ જીવ સમયે સમયે આયુષ્ય સિવાય સાતે કર્મ બાંધે છે. આમ સમયે સમયે આત્મામા કર્મપ્રવાહ ચાલુ જ છે. એક સમય પણ આત્માની સ્થિતિ કર્મના પ્રવાહ વિનાની નથી તો પછી સાથે સાથે નિર્જરાનો પ્રયત્ન પણ આત્માએ ચાલુ રાખવો જ જોઈએ મકાનમાં હંમેશા પવનને અંગે ધૂળ આવ્યા જ કરે છે પણ સાથે સાથે વાળવા-ઝાપટવાનુ કામ ચાલુ હોય તો ધૂળના થર જામવા પામે નહિ. અહી નિર્જરા એટલે પૂર્વબદ્ધ કર્મ આત્મામાંથી ઓછા કરવાં. સર્વથા ક્ષય કરવારૂપ નિર્જરા તો છેલ્લા મરણ સમયે એટલે કેવલી મરણ સમયે હોય. તેવી નિર્જરા કર્યા બાદ તો ફરી કર્મ વળગે નહિ, કર્મોની ફરી નિર્જરા કરવી પડે નહિ. આવી નિર્જરા ન થવા પામે ત્યાં સુધીમાં પણ કર્મની ધીમે ધીમે ક્ષય કરવારૂપ નિર્જરા આત્મામાં ચાલુ હોય તો સર્વથા ક્ષય થવારૂપ નિર્જરાની પ્રાપ્તિ પણ ભવિષ્યમાં થઈ શકે છે.

નિર્જરા કર્મથી છૂટવા માટે છે. કર્મથી બે પ્રકારે છૂટી શકાય. કાતો એ કર્મ ભોગવી લેવાય તો છૂટી શકે, અને કાતો તપસ્યાથી ભોગવાય તો છુટાય માત્ર ભોગવીને જ છુટકારો થતો હોય તો તો આ જગતમા તેવો એક પણ જીવ નથી કે સમયે સમયે નિર્જરા ન કરતો હોય. જેમ સમયે સમયે બધ છે તેમ સમયે સમયે નિર્જરા પણ છે તે નિર્જરા વિપાક વેદનાની છે, પણ અધ્યવસાયની નહિ. સૂક્ષ્મ નિગોદથી માંડી ચૌદમા ગુણસ્થાનક સુધી પહોચેલા જીવોમાં સમયે સમયે કર્મની નિર્જરા ન કરતો હોય એવો કોઈ પણ જીવ જગતમા છે જ નહિ સર્વ જીવો સમયે સમયે કર્મની નિર્જરા કરે છે. આઠે કર્મના ભોગવટા વિનાનો કોઈ પણ સંસારી જીવ હોતો જ નથી ( માત્ર કેવલીઓ ચાર કર્મના ભોગવટાવાળા હોય છે ) આથી જેટલા કર્મો જીવ ભોગવે છે તેટલાં તૂટે છે આનુ નામ પણ નિર્જરા છે. પરતુ ભોગવટાની આ નિર્જરાથી મોક્ષનો માર્ગ મળતો નથી મોક્ષનો માર્ગ તો બાર પ્રકારના તપથી-કર્મની નિર્જરાથી જ મળે છે જો ભોગવટાની નિર્જરાથી મોક્ષ મળતો હોત તો તો જીવ રખડતો હોત શેનો ? કેમકે તેવી નિર્જરા તો આ જીવ અનાદિથી કરતો રહ્યો છે માટે શાસ્ત્રકારોએ મોક્ષ માટે જે નિર્જરા કહી તે ભોગવટાથી થતી નિર્જરા નહિ પણ બાર પ્રકારના તપથી કરાતી નિર્જરા છે અને જે જે આત્માઓએ મોક્ષ પ્રાપ્ત કર્યું છે તે તપથી કરાતી નિર્જરા વડે જ થયુ છે. ઉદયની એટલે ભોગવટાની નિર્જરામા તો 'આવળો વાગે અને વાછરડું ચાવે' તેવી

હાલત છે, કેમકે પાછો જીવ નવાં કર્મ તો બાંધતો જ જાય છે. ભોગવટાથી થતી નિર્જરામાં નિર્જરા અલ્પ છે, બંધ વધારે છે, સજ્જડ છે તિર્યંચગતિ મિથ્યાદૃષ્ટિ કે અજ્ઞાનતામાં વેદે તે કરતાં સવાયા બાંધતો જાય. મિથ્યાદૃષ્ટિ નિર્જરા ઘણી અલ્પ કરે, બાંધે ઘણુ એવી નિર્જરા તો આ જીવ અનાદિકાળથી કરતો આવ્યો છે, પણ તેમા શું સીઝયુ ? માયા કરી, માયાનો ઉદય તોડયો કેટલો ? બાંધ્યો કેટલો ! તેમ જ લોભ, મોહનીય વગેરેમાં સમજવુ મોક્ષ માટેની નિર્જરા તો તેવી હોવી જોઈએ કે જેમાં કર્મો ત્રૂટે ઘણાં અને બંધાય થોડા તેવી નિર્જરા બાર પ્રકારના તપથી થાય છે. મોક્ષ માટે તે જ નિર્જરા ઉપયોગી છે. તપના ભેદ બાર માટે નિર્જરાના ભેદ પણ બાર છે આ બાર ભેદે નિર્જરા કરનારને મોક્ષ મેળવવામાં મુશ્કેલી પડતી નથી. બાર પ્રકારના તપની એકેક નિર્જરામા અનંત ભવોનાં પાપો ક્ષય કરવાની સત્તા છે–શક્તિ છે. તપનુ માહાત્મ્ય નવ પદની પૂજામાં આપણે સાભળીએ છીએ કે.—

**" ત્રિકાલિકપણે–કર્મકષાય ટાળે, નિકાચિતપણે બાંધિયાં તેહ બાળે;**
**કહ્યું તેહ તપ બાહ્ય અંતર દુભેદે, ક્ષમાયુક્ત નિર્હેતુ દુર્ધ્યાન છેદે.**
**હોયે જાસ મહિમા થકી લબ્ધિ સિદ્ધિ, અવાંછકપણે કર્મ આવરણ શુદ્ધિ;**
**તપો તે તપ જે મહાનંદ હેતે, હોય સિદ્ધિ સીમંતિની જિમ સંકેતે.**
**ઈચ્છારોધન તપ નમો, બાહ્ય અભ્યંતર ભેદેજી;**
**આતમ સત્તા એકતા, પરપરિણતિ ઉચ્છેદેજી.**
**ઉચ્છેદ કર્મ અનાદિ સંતતિ, જેહ સિદ્ધપણું વરે;**
**યોગ સંગે આહાર ટાળી, ભાવ અક્રિયતા કરે.**
**અંતર મુહૂરત તત્ત્વ સાધે, સર્વ સંવરતા કરી,**
**નિજ આત્મસત્તા પ્રગટ ભાવે, કરો તપ ગુણ આદરી "**

કર્મ ખપાવવા માટે તીર્થંકર પરમાત્માઓ પણ તપને જ આદરે છે ભગવાન મહાવીરે દીક્ષા લીધા બાદ બાર વર્ષ સુધી ઘોર તપશ્ચર્યા કરી ઘાતીકર્મ ખપાવી કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું હતુ બાર પ્રકારના તપના પણ બે વિભાગ છે ૭ બાહ્ય તપ અને ૭ અભ્યતર તપ (૧) અનશન (ચારે પ્રકારના આહારનો થોડા વા ઘણા સમય સુધી ત્યાગ (૨) ઉણોદરી (ક્ષુધા કરતાં પાંચ સાત કોળિયા ન્યૂન ખાવુ (૩) વૃત્તિસંક્ષેપ–(દ્રવ્યાદિક વસ્તુનો સક્ષેપ ) (૪) રસત્યાગ–( વિગઈ ત્યાગ ) (૫) કાયકલેશ ( લોચાદિક કષ્ટ સહન કરવાં ) ( ૬ ) સલીનતા–( અગોપાગ સકોચી રાખવા )–આમ ૭ પ્રકારે બાહ્ય તપ છે તથા (૧) પ્રાયશ્ચિત્ત–( શુદ્ધ મને ગુરુ પાસે આલોચના લેવી.) (૨) વિનય–( દેવ–ગુરુ–સંઘ–સાધર્મિકનો વિનય ) સાચવવો. (૩) વૈયાવચ્ચ ( બાલ–વૃદ્ધ–ગ્લાન–તપસ્વી પ્રમુખનુ વૈયાવચ્ચ કરવુ (૪) સ્વાધ્યાય–(વાંચના–પૃચ્છના–પરાવર્તના–અનુપ્રેક્ષા–ધર્મકથા એ પાચ પ્રકારે અભ્યાસ કરવો (૫) ધ્યાન–(ધર્મધ્યાન શુક્લધ્યાન ધ્યાવાં) (૬) કાઉસ્સગ્ગ–(દસ–વીસ યા યથેચ્છ કાઉસ્સગ્ગ કરવો )–એ ૭ પ્રકારે અભ્યતર તપ છે આ બાર પ્રકારના તપનુ સ્વરૂપ વિશેષપણે અન્ય ગ્રથોથી જાણી સમજી લેવુ કર્મ નિર્જરા માટે બાર પ્રકારના તપ સિવાય અન્ય કોઈ માર્ગ નથી જૈન ધર્મને પામેલા આત્માનુ પ્રતિસમય મુખ્ય ધ્યેય કર્મને ક્ષય કરવાનુ જ હોવું જોઈએ મિથ્યાત્વાદિ હેતુ વડે અનાદિકાળથી કર્મની વર્ગણા આત્મા બાધતો આવ્યો છે એટલે તે કર્મવર્ગણાને વિખેરી નાખી આત્માને શુદ્ધ

[ જુઓ . અનુસધાન પૃષ્ઠ . ૨૧૮ ]

# उपाध्याय जिनमतका वैदुष्य

लेखक : श्रीयुत दशरथ शर्मा, एम. ए. डी. लिट्



**श्री** जैन सत्यप्रकाशके वर्ष २०, अङ्क ७ में हमने यह प्रमाणित किया था कि 'राक्षसकाव्य'की विक्रम सम्वत् १२१५ की टीकाके लेखक वास्तवमें श्रीजिनचन्द्रसूरिके शिष्य जिनमत हैं। श्रीजिनपालरचित 'खरतरगच्छ पट्टावली'का पुनः अवलोकन करने पर श्री जिनमतके वे वैदुष्यके हमें कुछ और प्रमाण मिले है। सम्वत् १२३४में श्रीजिनपतिसूरिने इन्हें उपाध्यायपदसे भूषित किया। श्रीजिनपालके कथनानुसार 'जगदसाधारणगुणगण' जिनमतको जिनपतिसूरि आचार्यपद देना चाहते थे, किन्तु इससे अपने ध्यान, शास्त्राध्ययन, और धर्मरतिमें विघ्न होगा, यह सोचकर श्रीजिनमतने आचार्यपद स्वीकार नहीं किया। सम्वत् १२३९में ऊकेशगच्छीय पद्मप्रभसे शास्त्रार्थका प्रसङ्ग आने पर श्रीजिनपतिसूरिने जिनमतोपाध्यायको उस पर विजय प्राप्त करनेके लिये फलवर्द्धिका (वर्तमान फलोधी) भेजा। किन्तु संघने सोचा, 'यह दुरात्मा असत्यभाषी (पद्मप्रभ) कहेगा कि मैने इससे पहले जिनपतिसूरिको हराया था, इस लिये मेरे सामने ठहरनेमें असमर्थ होनेके कारण उसने अपने पण्डितको भेजा है। यह विचार कर समुदाय श्रीजिनमतोपाध्यायके साथ अजमेर गया, और स्वयं 'जिनपतिसूरिने पद्मप्रभको शास्त्रार्थमें परास्त किया। उपाध्याय जिनमत इस शास्त्रार्थमें श्रीजिनपतिसूरिके पार्श्वमें बैठे और पृथ्वीराजकी सभाके मध्यस्थ पण्डितोंसे उचित उत्तर–प्रत्युत्तर करते रहे। सम्वत् १२४२ की माघ शुक्ला पूर्णिमाके दिन श्रीजिनमतका देहावसान हुआ। इनका पूर्ण जीवनवृत्त हमें नहीं मिलता। किन्तु जो कुछ मिलता है उससे इनके असाधारण वैदुष्य और जैन-साधूचित निरीह जीवनकी अच्छी झलक मिलती है।

---

[ અનુસંધાન પૃષ્ઠ ૨૧૭ થી ચાલુ ]

સ્વરૂપમય પ્રગટ કરવાને બાર પ્રકારના તપનો આદર જીવનમાં રાખવો જોઈએ અને યથાશક્તિ તેમાં પ્રવૃત્તિ કરવાનો ઉદ્યમ સેવવો જોઈએ. અન્ય દર્શનો કરતાં જૈનદર્શનમાં તપ અધિક ઉચ્ચ કોટિનો છે સાચો ત્યાગ–ઈંદ્રિયદમન વગેરે જૈનદર્શનકથિત તપમા જેટલુ છે તેવુ અન્ય દર્શન કથિત તપમાં નથી. આજના ભૌતિકવાદના જમાનામા પણ આશ્ચર્યમુગ્ધ બને એવી દીર્ઘ તપસ્યાઓ જેવી કે માસક્ષમણ, બે માસિક ઉપવાસ, ત્રિમાસિક ઉપવાસ, વર્ધમાન તપની સંપૂર્ણ ઓળી કરતા અનેક ઉત્તમાત્માઓ આજે જૈનદર્શનને અનુસરનારાઓમા દૃષ્ટિગોચર થાય છે. ખરેખર ! જૈનદર્શનની બલિહારી છે. સુસંસ્કારિક કુટુંબમા લઘુ વયનાં બાલિકાઓ પણ આવાં તપમાં જોડાય છે. એવી તપશ્ચર્યાઓ અન્યને પણ અનુમોદન રૂપે બની કર્મક્ષયમાં સહાયક બને છે. (ચાલુ)

# ભારતીય સંસ્કૃતિ અને જૈનધર્મ

ડૉ. સુનીતિકુમાર ચેટરજી, એમ. એ. ડી. લિટ્.; એફ. એ. એસ.

**ભારત** સદાકાળ સસ્કૃતિથી સમૃદ્ધ દેશ રહ્યો છે. અનાદિકાળથી આપણો દેશ ઋષિઓ અને વિદ્વાનોનું સાંસ્કૃતિક પુણ્યસ્થળ રહ્યુ છે. વિચારસ્વાતંત્ર્ય, તર્ક અને ચિંતન દ્વારા જ આપણી સસ્કૃતિ આગળ વધી છે. એ જ કારણે આપણી સંસ્કૃતિને મુખ્યતઃ વૈદિક, જૈન અને બૌદ્ધ—આ ત્રણે ભાવધારાઓની ત્રિવેણી પણ કહેવામા આવે તો અત્યુક્તિ નહિ ગણાય.

જૈન સંસ્કૃતિમાં ભગવાન મહાવીરને ચોવીસમા તીર્થંકર માનવામાં આવે છે અને હવે તો ઈતિહાસકારોના અનુશીલનથી એ સિદ્ધ પણ થઈ ચૂક્યું છે કે, ભગવાન મહાવીરના કાળથી લગભગ ૨૫૦ વર્ષ પૂર્વના શ્રી પાર્શ્વનાથ તેમજ એમનાથીયે ૨૦૦ વર્ષ પૂર્વના શ્રી. અરિષ્ટનેમિ ઐતિહાસિક પુરુષ માનવામાં આવ્યા છે, ભારતવર્ષમાં જૈન સસ્કૃતિ ખૂબ ફાલી ફૂલી. વસ્તુતઃ ભારતીય દર્શન–પરપરામાં જૈનધર્મ અત્યંત પ્રાચીન અને પ્રાગ્ ઐતિહાસિક ધર્મ છે.

એક જ શાશ્વત સત્ય—એક જ સનાતન ભાવનાથી ઉત્પ્રેરિત હોવાના કારણે પોતાના આચાર–વ્યવહારગત વિભિન્નતાઓના હેતુથી પણ વૈદિક, જૈન અને બૌદ્ધ એ ત્રણે ધર્મોમાં સાધ્ય પ્રત્યે એક અદ્‌ભુત સામ્યભાવ છે.

(૧) ત્રણે ધર્મો જીવનની પાછળ એક શાશ્વત સત્યના અસ્તિત્વનો સ્વીકાર કરે છે.

(૨) ત્રણે ધર્મોની એ માન્યતા છે કે જીવનમા દુ.ખ છે અને એના નિરાકરણ દ્વારા જ માનવ આત્મકલ્યાણના પથ પર આગળ વધી શકે છે. આ દુઃખવાદ જ ત્રણેની દાર્શનિક વિચારધારાનો મૂળાધાર છે.

(૩) ત્રણે ધર્મો '**अहिंसा परमो धर्मः**'માં પૂર્ણ વિશ્વાસ રાખે છે '**आत्मवत् सर्वभूतेषु**'નો વ્યાપક સિદ્ધાંત આપણી ભારતીય સંસ્કૃતિનું અમર દાન છે. જ્યાં જૈનોમા અહિંસાના નિષેધાત્મક (Nagative) સ્વરૂપ પર અધિક બળ આપવામાં આવ્યુ છે, ત્યાં બૌદ્ધોએ એને સ્વીકારાત્મક (Positive) રૂપ પર વિશેષ બળ આપ્યુ છે

(૪) પરમતસહિષ્ણુતા આપણી સંસ્કૃતિનુ સૌથી મહત્ત્વપૂર્ણ દાન છે. પોતાનાથી વિરોધી વિચાર રાખનારાઓના મનોભાવોને આદર અને સહિષ્ણુતાપૂર્વક સાભળવા–સમજવાની પરંપરાનો, જો કે બીજી સંસ્કૃતિઓમાં અભાવ નથી છતા, આપણી ભારતીય સંસ્કૃતિમાં આની ઉપર અપેક્ષાકૃત અધિક જોર આપવામાં આવ્યુ છે.



# સમિતિના ચાર પૂજ્યોનાં ચાતુર્માસ સ્થળ

—×—

૧. પૂ૦ આ૦ શ્રીવિજયલાવણ્યસૂરીશ્વરજી મ૦, જૈન દેરાસરની પેઢી, ટેંબી નાકા, થાણા (સેંટ્રલ રેલ્વે)

૨. પૂ૦ આ૦ શ્રીવિજયલબ્ધિસૂરીશ્વરજી મ૦, જૈન પેઢી, જૂના બજાર, ઇડર (એ. પી. રેલ્વે)

૩. પૂ૦ આ૦ શ્રીચંદ્રસાગરસૂરીશ્વરજી મ૦, પો. બો. નં. ૩૪૪, નાગપુર સીટી નં. ૨

૪. પૂ૦ મુનિરાજ શ્રીદર્શનવિજયજી મ૦ (ત્રિપુટી), ચોકડા બજાર, સરધના (જિ૦ મેરઠ—(યૂ પી.)

# શ્રી જૈન સત્ય પ્રકાશ

## અંગે સૂચના



### યોજના

૧ શ્રી. જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ દ્વારા 'શ્રી જૈન સત્ય પ્રકાશ' માસિક ૧૯ વર્ષ થયાં પ્રગટ કરવામાં આવે છે.

૨. એ સમિતિના આજીવન સરક્ષક તરીકે રૂા. ૫૦૦) આ૦ દાતા તરીકે રૂા. ૨૦૦) આ૦ સદસ્ય તરીકે રૂા. ૧૦૧) રાખવામાં આવેલા છે. આ રીતે મદદ આપનારને કાયમને માટે માસિક મોકલવામા આવે છે.

### વિનંતિ

૧. પૂજ્ય આચાર્યાદિ મુનિવરો ચતુર્માસનું સ્થળ નક્કી થતાં અને શેષ કાળમાં જ્યાં વિહરતા હોય એ સ્થળનું સરનામું માસિક પ્રગટ થાય એના ૧૫ દિવસ અગાઉ મોકલતા રહે અને તે તે સ્થળે આ માસિકના પ્રચાર માટે ગ્રાહકો બનાવવાનો ઉપદેશ આપતા રહે એવી વિનંતિ છે.

૨. તે તે સ્થળોમાંથી મળી આવતા પ્રાચીન અવશેષો કે ઐતિહાસિક માહિતીની સૂચના આપવા વિનંતિ છે

૩. જૈનધર્મ ઉપર આક્ષેપાત્મક લેખો આદિની સામગ્રી અને માહિતી આપતા રહે એવી વિનંતિ છે.

### ગ્રાહકોને સૂચના

૧. "શ્રી જૈન સત્ય પ્રકાશ" માસિક પ્રત્યેક અંગ્રેજી મહિનાની ૧૫મી તારીખે પ્રગટ થાય છે.

૨. આ માસિકનું વાર્ષિક લવાજમ રૂા. ૩) ત્રણ રૂપિયા રાખવામાં આવ્યું છે.

૩. માસિક વી. પી. થી ન મંગાવતાં લવાજમના રૂા. ૩) મનીઑર્ડરદ્વારા મોકલી આપવાથી અનુકૂળતા રહેશે.

૪. આ માસિકનું નવું વર્ષ દિવાળીથી શરૂ થાય છે. પરતુ ગ્રાહક ગમે તે અંકથી બની શકાય.

૫. ગ્રાહકોને અક મોકલવાની પૂરી સાવચેતી રાખવા છતાં અંક ન મળે તો સ્થાનિક પોસ્ટ ઑફિસમા તપાસ કર્યા પછી અમને સૂચના આપવી.

૬. સરનામુ બદલાવવાની સૂચના ઓછામાં ઓછા ૧૦ દિવસ અગાઉ આપવી જરૂરી છે.

### લેખકોને સૂચના

૧. લેખો કાગળની એક તરફ વાંચી શકાય તેવી રીતે શાહીથી લખી મોકલવા.

૨ લેખો ટૂંકા, મુદ્દાસર અને વ્યક્તિગત ટીકાત્મક ન હોવા જોઈએ.

૩. લેખો પ્રગટ કરવા ન કરવા અને તેમા પત્રની નીતિને અનુસરીને સુધારાવધારો કરવાનો હક તંત્રી આધીન છે.

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ.
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ.
શ્રી જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.

# વિષય–દર્શન





## નવી મદદ

૧૦૦) શ્રી ડેલા જૈન ઉપાશ્રય, અમદાવાદ

૨૫) પૂ. મુનિરાજ શ્રીચંદ્રકાંતસાગરજી તેમજ પૂ. મુનિરાજ શ્રીચંદ્રપ્રભસાગરજી મ. ના સદુપદેશથી નવકાર મંત્રની આરાધના નિમિત્તે જૈન મરચંટ સોસાયટી, અમદાવાદ

૧૦૦) પૂ. આ. શ્રીવિજયજંબૂસૂરીશ્વરજી મ. ના સદુપદેશથી—

- રૂ. ૫૦) શેઠ મંછાલાલજી દલીચંદજી — બીજાપુર (દક્ષિણ)
- રૂ. ૨૫) શેઠ જવાહરચંદજી દલીચંદજી — ”
- રૂ. ૨૫) એક ગૃહસ્થ તરફથી — ”

૫) નો: અચલમલજી મોદી. સિરોહી



॥ ॐ अर्हम् ॥
अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक
मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र
जेशिंगभाईनी वाडी : घीकांटा रोड : अमदावाद (गुजरात)
તંત્રી : ચીમનલાલ ગોકળદાસ શાહ

| वर्ष : २० | વિક્રમ સં. ૨૦૧૧ : વીર નિ. સં. ૨૪૮૦ : ઈ. સ. ૧૯૫૫ | क्रमांक |
| --- | --- | --- |
| अंक : १२ | પ્ર૦ ભાદરવા વદિ ૧૪ ગુરુવાર : ૧૫ સપ્ટેંબર | २४० |




[ સંપાદકીય ]

'શ્રી જૈન સત્ય પ્રકાશ' આજે આ અંકે એનું વીસમું વર્ષ પૂરું કરે છે એની યાદ આપવા સાથે જ ચાલતાં પર્યુષણ મહાપર્વની પણ અમે યાદ આપીએ છીએ.

આ પર્વમાં ભગવાન મહાવીરસ્વામીનું જીવન પ્રતિવર્ષ વંચાય છે. એમાંથી બોધ લેનાર પોતાના જીવનને સાર્થક કરે છે. ભગવાનના જીવનમાં સૌથી ધ્યાન ખેંચે એવો આદર્શ તપસ્યાનો છે. ભયંકર કષ્ટો વેઠવા છતાં એમના તપનો મેરુ ચલાયમાન થયો નહી એથી જ તેઓ દીર્ઘ તપસ્વી તરીકે ઓળખાયા છે. એવા તપનો યત્કિંચિત્ અંશ આપણે આચરીએ તોયે ભગવાનના અનુયાયી તરીકેનું ગૌરવ અને મહાપર્વની ઉજવણી સફળ બને.

તપના એક પ્રકારરૂપ સ્વાધ્યાય-જ્ઞાનતપની દિશામાં આ માસિકે યાત્રા લંબાવી છે. આજથી નહિ, પણ વીશ વીશ વર્ષથી એ પથ કાપી રહ્યું છે. ભગવાન મહાવીરના જીવન-સંદેશને એ વિવિધ પ્રકારે વાચકો સમક્ષ રજૂ કરે છે. લેખકો લેખ દ્વારા, વાચકો સ્વાધ્યાય દ્વારા અને આર્થિક મદદ કરનારા તેમજ કરાવનારાઓ પ્રેરક તરીકે આ જ્ઞાન-તપના ભાગીદાર છે, એ સૌ ધન્યવાદને પાત્ર છે.

આ તપ એકલે હાથે પૂરું થાય એવું નથી; તેથી જ એના ભાગીદાર બનવા અમે લેખકો, વાચકો અને પ્રેરકોનો સાથ સદા વાંછીએ છીએ.

આ પર્યુષણ પર્વ અંગે પૂ૦ આચાર્યાદિ મુનિવરો ઉપદેશ દ્વારા અને એ ઉપદેશને ઝીલતા શ્રીસંઘને, આર્થિક મદદ દ્વારા અમારી આ જ્ઞાનતપની યાત્રામાં

મદદગાર બનવા વિનંતિ કરીએ છીએ.

પૈસાના અભાવે માસિક બંધ કરવા અમે ત્રણેક માસ અગાઉ નિવેદન કરેલું ત્યારે કેટલાકને તો એ નિવેદન ધરતીકંપના આંચકા જેવું લાગેલું. કેટલાકે પ્રેરણાભરી સહાનુભૂતિ દર્શાવતા પત્રો લખ્યા અને સાપ્તાહિક 'જૈન' પત્રે તેમજ 'મુંબઈ સમાચાર' જેવાં દૈનિક પત્રોએ અમારીવતી જૈન સમાજને, માસિકને મદદ કરવા માટે પોતાની રીતે નિવેદન કર્યાં. આ હકીકત માસિક પ્રત્યે સૌની પ્રેમભરી દૃષ્ટિ હોવાનું બતાવે છે. એ નિવેદનોને માસિકની યોગ્યતાનાં પ્રમાણપત્રો રૂપ માનીએ છીએ. માસિક માટે એથી વધુ જણાવવુ ઉચિત ન ગણાય.

આમ હોવા છતાં સંપન્ન જૈન સમાજમાં આ માસિકને પૂરતું પોષણ ન મળે એ જૈનેતરોને મન ન સમજાય એવી વાત છે.

જૈન સંઘ આગળ અમે અમારી સ્થિતિની ચોખવટ કરેલી છે. હવે માસિકને ચાલુ રાખવું કે બંધ કરવું એનો જવાબ આ વખતની મદદ ઉપર નિર્ભર છે.

શ્રી. સંઘમાં ૬૦–૭૦ જેટલા પૂ૰ આચાર્યો છે. ઉપાધ્યાય અને પંન્યાસ પદવીધરોની સંખ્યા પણ સારી છે. કેટલાક વિદ્વાન મુનિરાજો છે. મોટે ભાગે સારા ક્ષેત્રોમાં તેમનું ચતુર્માસ હોય છે. એ બધાંનો જૈન સંઘ ઉપર સારો એવો પ્રભાવ છે. જો આ બધાયે પદસ્થો ધારે તો માસિકને બંધ કરવાનો પ્રશ્ન જ ન રહે અને શ્રીસંઘની તેમજ માસિકની પ્રતિષ્ઠા બની રહે.

આ પર્યુષણ પર્વના ટાંકણે અમે આચાર્યાદિ પૂજ્યોને અને શ્રીસંઘને ભારપૂર્વક વિનવીએ છીએ કે, તેઓ માસિકનો આર્થિક પ્રશ્ન ઉકેલવા પોતપોતાની રીતે કટિબદ્ધ થાય.

આ પ્રસંગે અમે માસિકના આજીવન સભ્યોને પણ નિવેદન કરીએ છીએ કે, તેઓ પોતપોતાની શક્તિ મુજબ મદદ મોકલાવે.

જૈન સંસ્થાઓ પણ અમારી આ વિનંતિને ધ્યાનમાં લેશે એવી આશા રાખીએ છીએ.

## મિચ્છામિ દુક્કડં

હું સર્વ જીવોને ખમાવું છું. સર્વ જીવો મને ખમાવે. દરેક સાથે મારે મિત્રતા છે; કોઈની સાથે વેર નથી.

એકબીજાની ખરા અંતઃકરણથી ક્ષમા માગો. અભાવનો જરા સરખોયે કાંટો મનમાં રહી જાય તો તે સાચી ક્ષમાપના નથી. 'સકલ સંઘને મિચ્છામિ દુક્કડં' જેમ બહારથી બોલીએ તેમ અંતરથી બોલી ઝેરનું વમન કરો ને એકબીજાને પ્રેમથી ભેટો.



# શ્રી. મહાવીરસ્વામીનાં વિવિધ ભવોનાં સગાંવહાલાં

લેખક:-પ્રો. શ્રીયુત હીરાલાલ ર. કાપડિયા એમ. એ.

[૧]

**અર્થ**—'સગું' એ શબ્દ સંસ્કૃત શબ્દ 'સ્વક' અને પાઇય (પ્રાકૃત) 'સગ' ઉપરથી ઉદ્ભવ્યો છે અને એનો અર્થ "પોતીકું" થાય છે કઈ વ્યક્તિને પોતાની એટલે કે 'સગી' ગણવી અને કોને 'પારકી' ગણવી એ માટે કોઈ વિશિષ્ટ નિયમ સદાને માટે યોજાયો હોય એમ જણાતું નથી. બાકી એકલોહીની કે લગ્ન સંબંધથી જોડાયેલી વ્યક્તિને 'સગી' કહેવામાં આવે છે. આથી અમુક સગાં માટે 'એકલોહિયું' એવો શબ્દપ્રયોગ કરાય છે

**વર્ગીકરણ**—સામાન્ય રીતે સગાંના પિતૃ-પક્ષ અને માતૃ-પક્ષ એ બેને ઉદ્દેશીને બે વર્ગ પડાય છે પિતૃ-પક્ષમા પિત્રાઈઓનો એટલે કે કાકાના છોકરાઓનો-સાતમી પેઢી સુધીના એક જ પિતાના વંશજોનો પણ સમાવેશ કરાય છે

આ ઉપરાંત શ્વસુર-પક્ષના પણ સગા હોઈ શકે છે અને પરિણીત વ્યક્તિને તો હોય જ છે. પરિણીત સ્ત્રીને અંગે પિયેરિયાં, સાસરિયા અને મોસાળિયાં એમ ત્રણ રીતે સગાંનો વિચાર કરી શકાય તેમ છે.

પુત્ર કે પુત્રીના સસરાને 'વેવાઈ' કહે છે અને વેવાઈ પક્ષના સગાંસંબંધીને "વેવાઈ વળોટ" કહે છે.

જે સગા ખૂબ પાસેનાં હોય તેને થડ-સગાં પણ કહે છે. બાકીનાં સગાં આઘેનાં—દૂરનાં ગણાય છે. એક જ ગોત્રની વ્યક્તિઓ પેઢી ઉપર પેઢી વીતી જતાં 'સગાની કોટિમાં ગણાતી નથી, આમ સગોત્ર (ત્રી) ઉપર સગાંનું વર્તુલ વિવક્ષા ઉપર આધાર રાખે છે.

[૨]

**થડ-સગાં**—એક જ કુટુંબના માણસો 'કુટુંબી' કહેવાય છે અને એ નિકટનાં સગા ગણાય છે. આવાં અન્ય સગાં પણ છે એ બધાનો ઉલ્લેખ નીચે મુજબ, પુરુષને આશ્રીને થઈ શકે:—પત્ની, પુત્ર, પુત્રી, પૌત્ર, પૌત્રી, ભાઈ, બેન, ભત્રીજો, ભત્રીજી, ભત્રીજાનો પુત્ર, ભત્રીજીનો પુત્ર, કાકા, કાકી, કાકાનો છોકરો કે છોકરી મામા, મામી, મામાનો છોકરો કે છોકરી, જમાઈ, પુત્રવધૂ, સાળો અને સાળી.

સ્ત્રીને અંગે પણ પત્ની સિવાય ઉપર્યુક્ત બધા સગપણો સંભવે છે. વિશેષમાં પતિ એ સ્ત્રીના સગા ગણાય.

**ભવોની ગણના**—આ ચાલુ 'હુંડા' અવસર્પિણીમાં જે ચોવીસ તીર્થંકરો થઈ ગયા એ દરેકના ભવોની સંખ્યા દર્શાવાય છે. તેમ કરતી વેળા, એમના પ્રથમ ભવ તરીકે, જે ભવમા એઓ સમ્યક્ત્વ પામ્યા તે ભવનો ઉલ્લેખ કરાયો છે આ પ્રમાણે શ્રમણ ભગવાન્ મહાવીરસ્વામીનો વિચાર કરતાં નયસાર તરીકેનો એમનો ભવ તે પ્રથમ ભવ છે, અને એમના એ પછીના બીજા મોટા મોટા જ ભવો ગણતા અને કેટલાક ક્ષુલ્લક[1] ભવોને જતા કરતા

---

૧. પાંચમા, તેરમા, પંદરમા અને એકવીસમાભવ પછીના ક્ષુલ્લક ભવો

મહાવીર-સ્વામી તરીકેનો ભવ તે સત્તાવીસમો—અંતિમ છે.

**વર્ગો**—મહાવીરસ્વામીનાં સગાંવહાલાંના બે વર્ગ પાડી શકાય (૧) પૂર્વ ભવોના અને (૨) અંતિમ ભવનાં

**પૂર્વ ભવોનાં સગાં**—મહાવીરસ્વામીનાં પૂર્વભવોનાં સગા ગણાવતી વેળા એમના દેવ, નારક અને સિંહ જેવા તિર્યંચ તરીકેના ભવનો વિચાર અસ્થાને હોઈ, એમના મનુષ્ય જ તરીકેના ભવો તરફ દૃષ્ટિપાત કરવાનો રહે છે. એમના આવા પૂર્વ ભવો તે અનુક્રમે પહેલો, ત્રીજો (**મરીચિનો** ભવ), પાંચમો, છઠ્ઠો, આઠમો, દસમો, બારમો, ચૌદમો, સોળમો, અઢારમો (**ત્રિપૃષ્ઠ** વાસુદેવ તરીકેનો), બાવીસમો, ત્રેવીસમો, (**પ્રિયમિત્ર** ચક્રવર્તી તરીકેનો) અને પચ્ચીસમો (**નંદન** મુનિ તરીકેનો) છે. આમ ૨૭ ભવો પૈકી તેર જ ભવ અત્ર પ્રસ્તુત છે, કેમકે બીજો, ચોથો, સાતમો, નવમો, અગિયારમો, તેરમો, પંદરમો, સત્તરમો, ચોવીસમો અને છવ્વીસમો એમ દસ ભવો તો [1]દેવ તરીકેના છે. ઓગણીસમો ભવ સાતમી નરકના જીવ તરીકે અને એકવીસમો ચોથી નરકના જીવ તરીકે એ બે ભવ નારક તરીકેના છે અને વીસમો ભવ સિંહ તરીકેનો—તિર્યંચ તરીકેનો છે.

**નયસાર (ભવ-૧)**—મહાવીરસ્વામીના **નયસાર** ([2]ગ્રામાધિપ) તરીકેના ભવમાના નામ જાણવામા નથી. **આવસ્સય**ની નિજ્જુત્તિ અને ભાસ સહિત જે દીપિકા છપાઈ છે તેમા અપાયેલ નિજ્જુત્તિમા તેમજ ભાસમા પણ 'નયસાર' એવુ નામ નથી. એની ચુણ્ણિમાં પણ જણાતુ નથી તો સૌથી પ્રથમ આ નામ ક્યાં છે? ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર (પર્વ ૧૦, સ. ૧, શ્લોક ૫)મા તો આ નામ છે. વળી, ગુણચન્દ્રગણિએ વિ. સં. ૧૧૩૯માં પૂર્ણ કરેલા **મહાવીર ચરિત્ર** (પત્ર ૩અ)માં છે.

**મરીચિ**—મરીચિના પિતાનુ નામ **ભરત** છે. એ ચક્રવર્તીને ૬૪૦૦૦ પત્નીઓ હતી. તેમાંની કોને પેટે **મરીચિનો** જન્મ થયો એ બાબત કોઈ ઉલ્લેખ મળે છે ખરો?

આદ્ય તીર્થંકર **ઋષભદેવ મરીચિના** પિતામહ થાય અને **સુનંદા** અને **સુમંગલા** એમની પિતામહી (દાદીઓ) થાય. **બાહુબલિ** અને એમના એ **ભરત** સિવાયના ૯૮ ભાઈઓ તે **મરીચિના** કાકાઓ થાય **બ્રાહ્મી** અને **સુંદરી** એમની ફોઈ થાય. **મરુદેવી** એમના દાદા (પિતામહ)ની માતા થાય અને કુલકર **નાભિ** પ્રપિતામહ (દાદાના પિતા) થાય. આથી વિશેષ વિચાર "ઋષભદેવનાં સગાવહાલા" જેવા સ્વતંત્ર લેખમા થઈ શકે.

**મરીચિ** તરીકેના ભવમા **મહાવીરસ્વામીએ** 'ત્રિદંડી'નો—પરિવ્રાજકનો ધર્મ સ્વીકાર્યો હતો

**કૌશિક (ભવ-૫)** મહાવીરસ્વામીએ આ બ્રાહ્મણ તરીકેના ભવમાં પણ અંતે 'ત્રિદંડી' ધર્મ પાળ્યો હતો એ ભવના સગાંના નામ મળે છે ખરા? એ ભવ પછી એમણે અનેક ક્ષુલ્લક ભવ કર્યા હતા, પણ તે જતા કરાયા છે

**પુષ્પમિત્ર**[3] (**ભવ-૬**)—આ બ્રાહ્મણ તરીકેના ભવમા પણ એમણે એની પૂર્વના ભવની

---

૧. આને અંગેના દેવલોક અનુક્રમે નીચે મુજબ છે—
સૌધર્મ, બ્રહ્મ(દેવ)લોક, સૌધર્મ, ઈશાન, સનત્કુમાર, માહેન્દ્ર, બ્રહ્મલોક, મહાશુક્ર, મહાશુક્ર અને પ્રાણત.

૨ જુઓ **શ્રમણ ભગવાન્ મહાવીર** (પૃ. ૨૮૮) આ નામ આપવા માટે શો આધાર છે તેનો ઉલ્લેખ જણાતો નથી. તો તે દર્શાવશો?

૩. શ્ર૦ ભ૦ મ૦ (પૃ. ૨૮૭)મા 'પુષ્પમિત્ર' એવો ઉલ્લેખ છે.

પેઠે 'ત્રિદંડી' ધર્મ પાળ્યો હતો. એ ભવનાં સગાંનાં નામ કોઈ કૃતિમા નોંધાયાં છે ખરાં ? **આવસ્સય**ની નિજ્જુત્તિ (ગા. ૪૪૧)માં 'પૂસમિત્ત' એવો ઉલ્લેખ છે એ જોતાં પુષ્યમિત્ર નામ સમુચિત ગણાય.

**અગ્નિદ્યોત** (ભવ–૮)—આ બ્રાહ્મણ તરીકેના ભવમાં પણ એમણે 'ત્રિદંડી' ધર્મ પાળ્યો હતો. એ ભવના એમના પિતા–માતા વગેરેનાં નામ જાણવામા નથી.

**અગ્નિભૂતિ** (ભવ–૧૦)—એમના આ બ્રાહ્મણ તરીકેના ભવના પિતાનું નામ **સોમિલ** અને માતાનું નામ **શિવભદ્રા** હતાં. એ **અગ્નિભૂતિ**એ આગળ જતા પરિવ્રાજક સૂરસેન પાસે દીક્ષા લીધી હતી.

**ભારદ્વાજ** (ભવ–૧૨)—આ બ્રાહ્મણ તરીકેના ભવમાં પણ એમણે 'ત્રિદંડી' ધર્મ સ્વીકાર્યો હતો એમનાં સગાંના નામનો ઉલ્લેખ મળે છે ખરો ? તેરમા ભવ પછીના વિવિધ ભવોની નોંધ નથી.

**સ્થાવર**[1] (ભવ–૧૪)—એઓ કપિલ બ્રાહ્મણની **કાંતિમતી** નામની પત્નીને પેટે પુત્ર તરીકે ઉત્પન્ન થયા હતા. આ ભવમાં પણ એમણે 'ત્રિદંડી' ધર્મ અંગીકાર કર્યો હતો. 'દેવ' તરીકેના પંદરમા ભવ પછીના ભવોની ગણના કરાતી નથી

**વિશ્વભૂતિ** (ભવ–૧૬)—વિશ્વભૂતિના પિતાનુ નામ **વિશાખભૂતિ** અને કાકાનુ નામ **વિશ્વનંદિ** છે. એ **વિશાખભૂતિ**ની પત્ની **ધારિણી** તે **વિશ્વભૂતિ**ની માતા થાય. **વિશ્વભૂતિનાં** લગ્ન બત્રીસ કન્યાઓ સાથે કરાયા હતા **વિશ્વનંદિને** **મદનલેખા** (પ્રિયંગુ) નામે પત્ની હતી **મદનલેખા** **વિશ્વભૂતિ**ની કાકી થાય અને **વિશાખનંદિ** એમના કાકાનો દીકરો થાય.

**ત્રિપૃષ્ઠ** (ભવ ૧૮)—એમના પિતાનુ નામ **પ્રજાપતિ** (**રિપુપ્રતિશત્રુ**) અને માતાનું નામ **મૃગાવતી** છે એ **મૃગાવતી** તે **રિપુપ્રતિશત્રુ**ની **ભદ્રા** નામની રાણીની પુત્રી થતી હતી. તેમ છતાં એ રાજાએ પોતાની પુત્રી સાથે લગ્ન કર્યાં અને તેમ થતા એ "પ્રજાપતિ" કહેવાયો. **ભદ્રા** રાણીનો પ્રથમ પુત્ર તે પ્રથમ બળદેવ **અચલ** એ **અચલ** તે પ્રથમ વાસુદેવ ઉપર્યુક્ત **ત્રિપૃષ્ઠ**ના મોટા ભાઈ થાય

**વિમલ** (ભવ–૨૨)—એમના પિતાનુ નામ **પ્રિયમિત્ર** અને માતાનું નામ **વિમલા** છે.[2] આની પહેલાના ભવને વિષે ૨૧ મા ભવ પછીના ક્ષુલ્લક વિષે વિશેષ માહિતી મળતી નથી.

**પ્રિયમિત્ર** (ભવ–૨૩)—એઓ 'મહાવિદેહ' ક્ષેત્રમાંની 'મૂકા' નગરીના રાજા **ધનંજય** અને એની રાણી **ધારિણી**ના પુત્ર થાય એ **પ્રિયમિત્ર** ચક્રવર્તીને અનેક રાજકન્યાઓ પરણાવવામા આવી હતી. એમને અન્ય ચક્રવર્તીની પેઠે ૬૪૦૦૦ પત્નીઓ હશે એ તમામનાં નામ જાણવામા નથી **પ્રિયમિત્રે** અંતે **પોટ્ટિલાચાર્ય** પાસે દીક્ષા લીધી હતી. શ્ર૦ ભ૦ મ૦ (પૃ. ૨૫૩)મા 'પ્રોષ્ઠિલાચાર્ય' એવો ઉલ્લેખ છે

**સમવાય** (સુત્ત ૧૩૪)માં **મહાવીરસ્વામી** છઠ્ઠા ભવમા પોટ્ટિલ હતા એવો ઉલ્લેખ છે. એની વૃત્તિમાં અભયદેવસૂરિએ (૧) પોટ્ટિલ રાજકુમાર, (૨) દેવ, (૩) નંદન રાજ-

---

૧ **શ્રી મહાવીર કથા** (પૃ. ૨૦)માં 'થાવર' નામ અપાયુ છે.

૨ જુઓ **શ્રીમહાવીર કથા** (પૃ. ૪૪)માં અહીં એવો ઉલ્લેખ છે કે આ નામો **ત્રિષષ્ટિ-શલાકાપુરુષચરિત્રમાં** કે ગુણચન્દ્રગણિકૃત **મહાવીર ચરિત્રમાં** નથી

પુત્ર, (૪) દેવ, (૫) દેવાનદાના ગર્ભમાં આવવું અને (૬) ત્રિશલાને પેટે જન્મ એમ ૭ ભવ ગણાવ્યા છે તે બાબત વિશેષ તપાસ થવી ઘટે.

**નંદન ( ભવ–૨૫ )**—જિતશત્રુ રાજા **નંદનના** પિતા થાય અને એ રાજાની રાણી **ભદ્રા** તે **નંદનની** માતા થાય **નદને** પોતાના પુત્રને રાજગાદી સોંપી પોતે પોટ્ટિલાચાર્ય ( પ્રોષ્ઠિલાચાર્ય ) પાસે દીક્ષા લઈ, એ ભવમાં વીસે સ્થાનકોની આરાધના કરી તીર્થંકર નામ–કર્મ નિકાચિત કર્યું એ **નંદનના** પુત્રનું નામ શું હતુ તે વિષે કોઈ સ્થળે ઉલ્લેખ છે ખરો ?

[ ૩ ]

**મહાવીરસ્વામીનો** ૨૭મો ભવ એ એમનો અંતિમ ભવ છે એ ભવમાંનાં એમનાં અનેક સગાવહાલાંનાં નામ વિષે ઉલ્લેખ મળે છે. એ આપણે ક્રમશ વિચારીશું—

**માતા**—દેવાનંદા એ એમની માતા થાય. **મહાવીરસ્વામી** સર્વજ્ઞ બન્યા બાદ જ્યારે બ્રાહ્મણકુડમાં પધાર્યા ત્યારે એમને જોતાં દેવાનદાને પાનો ચડ્યો, એનું કારણ વિનયમૂર્તિ ઈન્દ્રભૂતિએ પૂછ્યુ ત્યારે એમણે કહ્યુ કે દેવાનદા મારી મા છે અને હુ આ દેવાનદાનો પુત્ર છું. આને પુત્ર તરફના સ્નેહને લઈને પાનો ચડ્યો છે. આને લગતો પાઠ **વિવાહ-પણ્ણત્તિ** ( સ ૯, ઉ ૩૩, સુત્ત–૩૮૧)માં નીચે મુજબ છે.—

"तएणं से देवाणंदा माहणी आगयपण्हाया ...समणं भगवं महावीरं अणिमिसाए दिट्ठीए देहमाणी चिट्ठइ । भंते त्ति भगवं गोयमे ....एवं वयासी—किं णं भंते ! एसा देवाणंदा ....चिट्ठइ ?....महावीरे भगवं गोयमं एवं वयासी—एवं खलु गोयमा ! देवानंदा माहणी मम अम्मगा, अहं णं देवाणंदाए माहणीए अत्तए । तए णं सा देवाणंदा माहणी तेणं पुव्वपुत्तसिणेहाणुराएणं आगयपण्हया चिट्ठइ ।" (સુત્ત–૩૮૧)

કોઈ કોઈ આધુનિક વિદ્વાનનુ એમ કહેવું છે કે દેવાનંદા તો ધાવમાતા છે. આથી એ પ્રશ્ન ઉદ્ભવે છે કે સામાન્ય રીતે ધાવમાતા તો ભાડુતી ગણાય અને એવી સ્ત્રીને પાનો ચડે ખરો ? આવે. કોઈ દાખલો કોઈ પ્રાચીન અને પ્રામાણિક કૃતિમાં નોંધાયેલો મળે છે ખરો ? આધુનિક વિજ્ઞાનનુ આ સબધમાં શુ કહેવુ છે ?

**આયાર** (સુય ૨, ચૂલા ૩, સુત્ત ૩૯૯)માં **મહાવીરસ્વામી** દેવાનદાની કુક્ષિમાં અવતર્યાનો ઉલ્લેખ છે એટલું જ નહિ પણ ૮૨(બ્યાસી) દિવસ ત્યાં રહ્યાનો પણ સ્પષ્ટ પાઠ છે આથી ઉપર્યુક્ત આધુનિક મતવ્ય વિશેષત તપાસાવુ ઘટે.

**પિતા**—ઋષભદત્ત એ દેવાનદાના પતિ થાય, એ હિસાબે એઓ **મહાવીરસ્વામીના** પિતા ગણાય.

**માતા પિતા**—દેવાનદાની કુક્ષિમા મહાવીરસ્વામી ૮૨ દિવસ જ રહ્યા હતા જ્યારે જન્મ તો સિદ્ધાર્થ રાજાની રાણી ત્રિશલાને પેટે થયો હતો, આ બાબત **આયાર** (સુત્ત–૩૯૯ ) ઉપરથી જાણી શકાય છે આ ક્ષત્રિયાણી ત્રિશલાના વિવિધ નામો તેમજ **મહાવીર-સ્વામીના** અન્ય ઘણાખરા સગાસબધીના નામ **આયાર** ( સુત્ત–૪૦૦ )માના નીચે મુજબના પાઠમાં જોવાય છે —

"समणस्स णं भगवओ महावीरस्स पिया कासवगुत्तेणं । तस्स णं तिन्नि नामधिज्जा तं० सिद्धत्थे इ वा, सिज्जंसे इ वा, जसंसे इ वा । समणस्स० अम्मा वासिट्ठस्सगुत्ता । तीसे णं

तिन्नि नाम त० तिसला इ वा, विदेहदिन्ना इ वा, पियकारिणी इ वा। समणस्स० पित्तिअए सुपासे कासवगुत्तेण। समणस्स० जिट्ठे भाया नंदिवद्धणे कासवगुत्तेणं। समणस्स० जेट्ठा भयणी सुदंसणा कासवगुत्तेण।

समणस्स० भज्जा जसोया कोडिन्नागुत्तेणं। समणस्स० धूया कासवगोत्तेणं। तीसेणं दो नामधिज्जा० अणुज्जा इ वा पियदंसणा इ वा। समणस्स० नत्तूई कोसियागुत्तेणं। तीसे णं दो नाम० सेसवई इ वा जसवई इ वा।"[1] (સુત્ત ૪૦૦)

આ ઉપરથી આપણે નીચે મુજબની બાબતો તારવી શકીએ—

**પિતા—**મહાવીરસ્વામીના પિતાનાં ત્રણ નામ છે.—(૧) **સિદ્ધાર્થ**, (૨) **શ્રેયાંસ** અને (૩) **યશસ્વિન્**.

**માતા—**માતાનાં પણ ત્રણ નામ છે. (૧) **ત્રિશલા**, (૨) **વિદેહદત્તા** અને (૩) **પ્રિયકારિણી**.

**કાકા—**કાકાનુ નામ **સુપાર્શ્વ** છે

**મોટા ભાઇ—**એમનુ નામ **નંદિવર્ધન** છે

**મોટાં બેન—**એમનું નામ **સુદર્શના** છે.

**પત્ની—**એમનુ નામ **યશોદા** છે.

**પુત્રી—**એમના બે નામ છે (૧) **અનવદ્યા** અને (૨) **પ્રિયદર્શના**. **આવસ્સય** ચુણ્ણિ (પૂર્વભાગ–પત્ર–૨૪૫)માં **અણોજ્જગી** (સ અનવદ્યાંગી) એવુ નામાતર છે

**દૌહિત્રી—**એમનાં (અર્થાત્ પુત્રીના) બે નામ છે (૧) **શેષવતી** અને (૨) **યશસ્વતી**.

**મામા—**એમનુ નામ **ચેટક** છે. (એમને સામાન્ય જનતા "ચેડા રાજા" તરીકે ઓળખાવે છે.) આમ કહેવાનુ કારણ એ છે કે **આવસ્સય**ની ચુણ્ણિ (પૂર્વભાગ, પત્ર–૨૪૫)માં **ત્રિશલા**ના ભાઈ તરીકે **ચેટક**નો ઉલ્લેખ છે. આ રહ્યો એ પાઠ—

"भगवतो माया चेडगस्स भगिणी"

'પુન્નાટ' સઘના દિગબર આચાર્ય જિનસેને **શક**સવત્ ૭૦૫ અર્થાત્ વિ સં. ૮૪૦મા **હરિવંશપુરાણ** રચ્યુ છે એના દ્વિતીય સર્ગના નિમ્નલિખિત પદ્યો પ્રમાણે તો **ચેટક** એ **ત્રિશલા**ના પિતા થાય:—

"चेतश्चेटकराजस्य यास्ता. सप्त शरीरजाः।
अतिस्नेहाकुलं चक्रुस्तास्वाद्या प्रियकारिणी॥१७॥
कस्तां योजयितुं शक्तस्त्रिशलां गुणवर्णनैः।
या स्वपुण्यैर्महावीरप्रसवाय नियोजिता॥१८॥"

**આવસ્સય**ની ચુણ્ણિ હરિભદ્રસૂરિના સમય કરતાં પહેલાની હોય એમ લાગે છે એ વિ. સ. ૮૪૦ કરતાં તો લગભગ સો વર્ષ જેટલી પ્રાચીન જણાય છે. આથી બે પ્રશ્ન ઉપ–

---

૧. **પજ્જોસવણા કપ્પ** (સુત્ત–૧૦૭)મા લગભગ આવો પાઠ છે, માતા વગેરે સગપણોની નોધ **આવસ્સય**ની ચુણ્ણિ (પૂર્વ ભાગ, પત્ર ૨૪૬)મા છે વિશેષમા મહાવીરસ્વામીની ભાભી **ચેટક**ની પુત્રી હોવાનો અહી સ્પષ્ટ ઉલ્લેખ છે.

સ્થિત થાય છે:—

(૧) ચેટક એ ત્રિશલાના ભાઈ થાય એવો ઉલ્લેખ આ ચુણ્ણિ કરતાં કોઈ પ્રાચીન શ્વેતામ્બરીય કૃતિમાં છે?

(૨) ત્રિશલા યાને પ્રિયકારિણી એ ચેટકની સાત પુત્રીઓ પૈકી એક છે એવો ઉલ્લેખ ઉપર્યુક્ત હરિવંશપુરાણ કરતા પ્રાચીન એવી કોઈ દિગમ્બરીય કૃતિમાં છે?

ઉપર્યુક્ત હરિવંશપુરાણ (સ ૨, શ્લો. ૭૦)[1]માં ચંદના (ચંદનબાલા)ને ચેટકની પુત્રી કહી છે તો આ વાતની પણ વિશેષ તપાસ થવી ઘટે, કેમકે શ્વેતામ્બરોની માન્યતા પ્રમાણે તો દૌહિત્રી છે.

**મોળાઈ બેનો**—કાકાનાં છોકરા–છોકરીઓને પિત્રાઈ ભાઈ–બેન કહે છે, માસીનાં છોકરા–છોકરીને મસિયાઈ ભાઈ–બેન કહે છે અને ફોઈનાં છોકરા–છોકરીને ફોઈયાત ભાઈ–બેન કહે છે, તેમ મામાના છોકરા–છોકરીને મોળાઈ ભાઈ–બેન કહે છે. **આવસ્સય**ની ચુણ્ણિ (ઉત્તર ભાગ, પત્ર–૧૬૪)મા 'હેહય' કુળના ચેટક રાજાની સાત પુત્રીઓનાં અને એ પૈકી પહેલી પાચના પતિઓના પણ નામ છે એને અગેનો ઉલ્લેખ નીચે પ્રમાણે છે:—

"एत्तो य वेसालीए नयरीए चेडओ राया 'हेहय'कुलसंभूतो। तस्स देवीणं अण्णमण्णाणं सत्त धूताओ- -पभावती, पउमावती, मिगावती, सिवा, जेट्ठा, सुजेट्ठा, चेल्लण त्ति।

पभावती वीतिभए उदायणस्स दिन्ना १, पउमावती चंपाए दहिवाहणस्स २, मिगावती कोसंबीए सताणियस्स ३, सिवा उज्जेणीए पज्जोतस्स ४, जेट्ठा कुंडग्गामे वद्धमाणसामिणो जेट्ठस्स नंदिवद्धणस्स दिण्णा ५। सुजेट्ठा चेल्लणा य दो कण्णगाओ अच्छंति।"

આ ઉપરથી જાણી શકાય છે કે, મહાવીરસ્વામીને નિમ્નલિખિત નામવાળી મોળાઈ બેનો સાત હતી.

(૧) પ્રભાવતી, (૨) પદ્માવતી, (૩) મૃગાવતી, (૪) શિવા, (૫) જ્યેષ્ઠા, (૬) સુજ્યેષ્ઠા અને (૭) ચેલ્લણા

**બનેવીઓ**—ચેટક રાજાની સાત પુત્રીઓ પૈકી પાચના પતિનાં નામ ઉપર અપાયાં છે. તેમા ચેલણાના પતિ તરીકે શ્રેણિકનુ નામ ઉમેરી મહાવીરસ્વામીના [2]૭ બનેવીઓનાં નામ નીચે મુજબ રજૂ કરું છુ:—

(૧) ઉદાયન, વીતી(ત)ભયના રાજા.

(૨) દધિવાહન, ચંપાના રાજા.

(૩) શતાનીક, કૌશબીના રાજા

(૪) પ્રદ્યોત (ચડપ્રદ્યોત), ઉજ્જયિનીના રાજા

---

૧. "सुता चेटकराजस्य, कुमारी चन्दना तदा।
धौतकाम्बरसधीता, जाताऽऽर्याणा पुरस्सरी ॥७०॥"

૨ સુજ્યેષ્ઠાએ લગ્ન ન કરતા દીક્ષા લીધી હતી એક વેળા એ આતાપના લેતી હતી તેવામાં પેઢાલ નામના પરિવ્રાજકે ધૂમિકાનો વ્યામોહ કરી એને ગર્ભવતી બનાવી. કાળાતરે એને પુત્ર થયા અને એનુ નામ સત્યકિ રખાયુ. જુઓ આવસ્સયની ચુણ્ણિ, ઉત્તર ભાગ, પત્ર–૧૭૪–૧૭૬

સુદર્શનાના પતિ પણ મહાવીરસ્વામીના બનેવી ગણાય એમનુ નામ કોઈ સ્થળે નોંધાયુ છે ખરૂં?

(૫) **નંદીવર્ધન**, **મહાવીરસ્વામી**ના મોટાભાઈ.

(૬) **શ્રેણિક** મગધના રાજા.

**ભાભી**—ઉપર્યુક્ત ઉલ્લેખ ઉપરથી એ જાણી શકાય છે કે **મહાવીરસ્વામી**નાં ભાભીનું નામ જયેષ્ઠા હતું, એમનાં લગ્ન **મહાવીરસ્વામી**ના મોટાભાઈ **નંદિવર્ધન** સાથે થયાં હોવાથી એ એમના બનેવી પણ ગણાય.

**ભાણેજ અને જમાઇ**—**મહાવીરસ્વામી**નાં મોટાં બેન સુદર્શનાને **જમાલિ** નામે પુત્ર હતો. એ હિસાબે એ **મહાવીરસ્વામી**ના ભાણેજ થાય. વળી, **મહાવીરસ્વામી**એ પોતાની પુત્રી **અનવદ્યા**નાં લગ્ન આ **જમાલિ** સાથે કર્યા હતા. એથી એ એમના જમાઈ પણ ગણાય. આ સંબંધમાં હુ **આવસ્સય**ના ભાસની નિમ્નલિખિત ગાથા રજૂ કરું છું—

> "जेट्ठा सुदंसण जमालिऽणोज्ज सावत्थि तेन्दुगुज्जाणे ।
> पञ्च सया य सहस्सं, ढङ्केण जमालि मोत्तूणं ॥ १२६ ॥"[1]

આ જ ગાથા, ક્ષમાશ્રમણ **જિનભદ્રગણિ**કૃત **વિસેસાવસ્સય** ભાસમાં ૨૩૦૭ મી ગાથા તરીકે જોવાય છે.

**વિવાહપણ્ણત્તિ** (સ. ૯,ઉ૩૩માં) જમાલિને આઠ પત્ની હોવાનો ઉલ્લેખ છે, પણ એમાં **અનવદ્યા**નો ઉલ્લેખ નથી.

નદિવર્ધનનાં લગ્ન જેમ એમના મામા **ચેટક**ની પુત્રી સાથે થયાં હતાં તેમ જમાલિનાં લગ્ન એમના મામા મહાવીરસ્વામીની પુત્રી અનવદ્યા સાથે થયાં હતાં. શ્રીપાલ નરેશનાં લગ્ન પણ એમના મામાની પુત્રી સાથે થયાં હતા

આમ ભાણેજનું લગ્ન મામા સાથે થયાનાં ઉદાહરણો જૈન સાહિત્યમાં મળે છે એટલું જ નહિ પણ આજે પણ કેટલાક પ્રદેશમાં આ રિવાજ પ્રચલિત છે. બડવો સન્યાસ લેવા તૈયાર થાય ત્યારે તેને તેના મામા કહે છે કે તુ એમ ન કર, મારી પુત્રી તને પરણાવીશ. આવો રિવાજ આજે જોવાય છે.

**મસિયાઈ ભાઈ**—**સિદ્ધાર્થ** એ **મહાવીરસ્વામી**ની માસીનો પુત્ર થાય છે. એ બાલ-તપશ્ચર્યાના પ્રભાવે વાનવ્યતર થયો હતો એને **શક્ર** ઈન્દ્રે, કહ્યુ કે **મહાવીરસ્વામી**ને ઉપસર્ગ થાય તો તેનુ તારે નિવારણ કરવું આ પ્રમાણેની હકીકત **આવસ્સય**ની ચુણ્ણિ (પૂર્વ ભાગ, પત્ર-૨૭૦)મા છે પ્રસ્તુત પાઠ નીચે મુજબ છે

> "ताहे तंमि अंतरे सिद्धत्थो सामिस्स मातुच्छितापुत्तो बालतवोकम्मेणं वाणमंतरो जाते-ल्लओ, सो आगतो ।'

ઉપર્યુક્ત **સિદ્ધાર્થ** **મહાવીરસ્વામી**નો મસિયાઈ ભાઈ થાય એ બાબત તેમજ **શક્રે** એને કરેલા આદેશ વિષે ઉપર્યુક્ત ચુણ્ણિ કરતા પ્રાચીન કોઈ કૃતિમાં ઉલ્લેખ છે ખરો ?

આ પ્રમાણે સમય અને સાધન અનુસાર મે **મહાવીરસ્વામી**નાં ઘણાંખરાં મુખ્ય સગાં-વહાલાના નામ ગણાવ્યાં છે

---

૧. આ ક્રમાક **આવશ્યક-નિર્યુક્તિ-દીપિકા** (પત્ર-૧૪૨ આ). પ્રમાણેનો છે. આ **દીપિકામાં** **વીર**ની મોટી બેન સુદર્શનાનો પુત્ર જમાલિ છે અને એની પત્ની તે **વીર**ની પુત્રી અનવદ્યા છે એમ કહ્યુ છે.

કેટલાંકનાં નામ જાણવાં બાકી રહે છે. જેમ કે પિતામહ, પિતામહી, માતામહ, માતામહી, મામી, માસી, માસા અને બનેવી

અંતમાં મુખ્ય સગપણો કોષ્ટક દ્વારા દર્શાવી હું આ લેખ પૂર્ણ કરું છું:




[ અનુસંધાન પૃષ્ઠ : ૨૩૦ થી ચાલુ ]

ઉપરના બનાવ પછી જે થોડા જૈનો તામિલ પ્રદેશમાં રહ્યા તેઓ જો કે રાજકીય લાગવગ વગરના હતા, છતાં તેમનામાં જે બુદ્ધિમત્તાનો વારસો હતો તેના બળે તેઓએ સાહિત્યમાં અગ્રસ્થાન ધરાવે તેવા ગ્રંથો રચ્યા છે. એનાં નામ છે (૧) વેલાયાપતિ (૨) સિલ્પાદિકરણ, (૩) જીવક ચિંતામણિ (૧) ( Valaiyapati ), (૨) ( Silaphadi Karam ) અને (૩) ( Jiwaka Chintamani ) તામિલ ભાષાનાં પાંચ મહાકાવ્યોમાં ઉપરનાં ત્રણેની ગણતરી થાય છે અને એના રચયિતા જૈનધર્મીઓ છે એ વાત જગજાહેર છે. આ ઉપરાંત જૈનલેખકો દ્વારા રચાયેલ યશોધરકાવ્ય, ચૂડામણિ અને નીલકેસીની નાના કાવ્યોમાં ગણના થાય છે. સંસ્કૃત શબ્દોના પ્રયોગથી જૈન લેખકોએ તામિલ ભાષાને સભર બનાવી છે.

હવે પછી કાનડી ભાષામા જૈનધર્મે આપેલા ફાળાની વાત વિચારીશું. આ સર્વ જાણ્યા પછી હજુ પણ આપણો ત્યાગીગણ રાષ્ટ્રમાં બનતા બનાવો પ્રતિ ઉપેક્ષાથી જોયા કરે અને સમાજ સાથે જાણે કંઈ લેવા દેવા ન હોય એ રીતે વર્તે તો એમ નથી લાગતુ કે પૂર્વાચાર્યોએ જૈનધર્મની પ્રભાવના વિસ્તારવા જે પ્રયત્નો સેવ્યા હતા અને સાહિત્યના વિશાળ ક્ષેત્રમાં જે પ્રતિભા જમાવી હતી તે ભૂંસાઈ જશે? જેમ દેશકાળમા પરિવર્તન થાય તેમ પ્રભાવનાના સાધનો પણ બદલવા જોઈએ ઉપાશ્રયની દિવાલોને ત્યાગી ચારિત્રસંપન્ન અને વિદ્વાન સંતોએ વિશ્વના ચોકમા ભગવંત શ્રી મહાવીરદેવની વાણીનો પ્રવાહ વહેતો મૂકવો જોઈએ અને વિશાળ જનસમૂહ એનો લાભ મેળવી શકે એવી ભાષામાં પ્રકાશન કરી, શક્ય હોય તે મુજબ સસ્તી કિંમત ગણી એનો છૂટથી પ્રચાર કરવા જોઈએ આજના **વિજ્ઞાન યુગમાં** સમ્યગ્જ્ઞાનના પ્રચારદ્વારા જ **પ્રભાવના** શક્ય છે

* ચેટકની એક પત્નીનુ—ચેલ્લણાની માતાનુ નામ SBE (Vol XXII, intro. XV)મા સુભદ્રા જણાવાયુ છે તે વાસ્તવિક છે કે કેમ તેની તપાસ કરવી બાકી રહે છે.



# દક્ષિણ પ્રદેશના સાહિત્યમાં જૈનધર્મીઓ

લેખક:—શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

**પ્રા**કૃતભાષાની ખીલવણીમા જેમ જૈનોએ અગ્ર અને અગત્યનો ભાગ ભજવ્યો છે એમ દક્ષિણની દ્રાવિડિયન ભાષામા અર્થાત્ તામિલ અને કાનડીમા પણ ભજવ્યો છે આ વાત ડૉ. નથમલ ટાંટીયા પોતાના 'જૈન કલચર'ના લેખમા દાખલા-દલીલો ટાંકી જણાવે છે.

" As regards the jaina influence in the south, the laborious researches of **Burness, Buhler, Burgess, Hornle, Jacobi** and **Lewis Rice** have almost conclusively proved that the Jains profoundly influenced the political, Religious and literary institutions of that part of India

ભાવાર્થ—બર્નેસથી આરંભી એલ રાઈસ સુધીના અભ્યાસી શોધકોએ ભારતના આ પ્રદેશમા જૈનોની રાજકીય, ધાર્મિક, અને સાહિત્ય વિષયક લાગવગ કેટલા વિશાળ પ્રમાણમા હતી એ ઉપરના લખાણમા દર્શાવી છે.

અગાઉના લેખમાં ધાર્મિક ઉન્નત દશા વિષે આપણે જાણી ચૂક્યા છીએ એમાં રાજકીય ઉલ્લેખ પણ ઈશારારૂપે આવી ચૂકેલ છે. આજે અહી સાહિત્ય અંગે વિચારવાનું છે. વિદ્વાનો એ અગે લખતા **કુરલ ગ્રંથને** અગ્રસ્થાન આપે છે.

(1) The **Kural,** an ethical poem of considerable importance in ancient Tamil literature, was composed about the 1st. century A. D. by Sanit Tiruvalluvar, who was definetly as sympathiger to the Jainism

ઈ. સ. ના પહેલા સૈકામા સત તિરૂવલ્લુર નામક કવિ દ્વારા રચાયેલ **કુરલ** નામક કાવ્યગ્રથ તામિલ ભાષાના સાહિત્યમા ખરેખર અતિમહત્ત્વ ધરાવે છે એ અદ્ભુત રચના છે એમ કહેવામાં અતિશયોક્તિ જેવુ નથી જો કે એના લેખક અગે કેટલાક અગ્રેજ વિદ્વાનોએ, લેખકને જૈનધર્મ માટે લાગણી ધરાવનાર તરીકે ઓળખાવેલ છે અને કેટલાકે કાવ્યના અર્થ કરવામા પણ જૈનધર્મનાં કેટલાક મતવ્યોના યથાર્થ જ્ઞાન વિના સ્ખલનાઓ પણ કરી છે. છતા **પ્રોફેસર એ ચક્રવર્તી** મહાશયે તાજેતરમા એ અગે જે અગ્રેજી ભાષાતર પ્રગટ કરેલ છે એની પ્રસ્તાવનામા એ ઉપર ઠીક ઠીક અજવાળુ પાડ્યુ છે અને લેખક જૈનધર્મી હોઈ, એણે આ કાવ્યગ્રથમાં **ધર્મ, અર્થ** અને કામરૂપ પુરુષાર્થનુ સ્વરૂપ પોતાના સમયના દેશકાળને ધ્યાનમા રાખી સુદર રીતે રજુ કરેલ છે અને એ મનનીય છે એમ દૃષ્ટાત ટાકી પુરવાર કરેલ છે. પ્રસ્તાવનામા અહિસા યાને જીવદયાના મૂળ પ્રણેતા **શ્રીઋષભદેવ** હતા એ વાત ઉપર પણ ઠીક પ્રકાશ પાડ્યો છે

(II) It is also now almost certain that the **Tolkappiaym,** an authoritative work on Tamil grammar which is perhaps the

earliest among the Tamil texts extant, was composed by a Jain author.

તામિલ ભાષામાં **ટોલ્કપિયમ** નામક જે વ્યાકરણનો મહત્ત્વનો ગ્રંથ છે અને જેનો રચનાકાળ સૌ પ્રથમ લેખાય છે, એનો કર્ત્તા જૈનધર્મી હતો એ વાત ઉપરની બીજી કડિકામાં કહેલી છે.

(III) Among the other important Tamil works of Jaina authorship may be mentioned the **Naladiyar** and the like, composed during the early centuries of the christian era.

આ કંડિકામાં ઈ. સ ની શરૂઆતમાં જૈનધર્મી લેખકના હાથે રચાયેલ **નાલદીયર** નામક ગ્રંથની વાત જણાવી છે ઉપર વર્ણવેલા વૃત્તાંત ઉપરથી સહજ અનુમાન કરી શકાય તેમ છે કે એ વેળા દક્ષિણ પ્રદેશમા જૈનધર્મના અભ્યાસી વિદ્વાનો હતા એટલુ જ નહીં પણ જ્ઞાન સાથે ક્રિયાનો સમન્વય સાધી ત્યાગમાર્ગ સ્વીકારનાર પણ હતા સયમધર્મનુ પાલન કરતાં તેઓએ સાહિત્યરચના અને એના પ્રચારદ્વારા જૈનધર્મની ઓછી સેવા બજાવી નથી. આગળના લેખમાં આપણે જોઈ ગયા કે દશમા સૈકા પછી જે ધર્મઝનૂનતાની આધિ ઊભરાઈ એમા જૈનોને ઘણું શોષવું પડ્યુ અને એના મૂળ તો એ સૈકા પૂર્વે રોપાવા લાગ્યાં હતાં. **જૈન કલ્ચર**ના લેખક એ વાતને સાતમા સૈકાની આલેખે છે જે ઉલ્લેખ નીચે કરવામાં આવે છે એ ઉપરથી સુતરાં જાણી શકાય છે કે, જૈન સતોએ તામિલ ભાષાને ખીલવવામા તેમજ ભગવંત શ્રી.મહાવીરદેવના સિદ્ધાંતો **અહિંસા, અપરિગ્રહ** અને **અનેકાન્તનો** મુખ્યતયા પ્રચાર કરવામાં કચાશ રાખી નથી. એ સ દેશ પોતાની પ્રતિભાના જોરે રાજ્ય દરબારમાં પણ લઈ ગયા છે.

(IV) The austere life of the Jaina saints greatly applaled to the **Dravidians,** as did their love for the languages of the south. In the words of Frazer: 'It was througth the fostering care of the Jainas that the south seems to have been inspired with new ideals and literature, enriched with new forms and expressions. The period immediately following the age of the **Kural** was characterized by the growth of literture mainly under **Jaina auspices.** The **Augastan**age of Tamil literature was the period of predominance of the Jainas in intelect and learning, though not in political power. **Jainism** became the religion of some of the **Pandyan Kings.** In the 7th century A D on account of their persecution in the territorial under the **Pallava** and **Pandya Kings,** the Jainas migrated to **Sravana Belgola** in Mysore. There they sought refuge under the **Ganga rulers** who extended to them their patronage.

[ જુઓ : અનુસંધાન પૃષ્ઠ : ૨૨૮ ]



# સ્વ૦ પૂર્ણચંદ્રજી નાહરના સંગ્રહની

## સ્વર્ણાક્ષરી પ્રતિઓ

લેખક :–શ્રીયુત ભંવરલાલજી નાહટા.

**સ્વર્ણાક્ષરી** પ્રતિઓની પરપરા ૫૦૦ વર્ષોથી પણ અધિક સમયથી જૈન સમાજમા ચાલી આવે છે. તેમા સૌથી પ્રાચીન પ્રતિ કઈ છે ? એ જાણવા માટે મળી આવતી પ્રતિઓનુ અન્વેષણ અને તેની પ્રશસ્તિઓનો સગ્રહ અત્યત આવશ્યક છે

કેટલાંક વર્ષો પૂર્વે મે આ દિશામા પ્રયત્ન કર્યો હતો અને યથાજાત સ્વર્ણાક્ષરી અને રૌપ્યાક્ષરી પ્રતિઓનુ વિવરણ સગ્રહીત કર્યું હતુ એ પ્રસગે કલકત્તાના સુપ્રસિદ્ધ વિદ્વાન સગ્રાહક સ્વ૦ પૂર્ણચંદ્રજી નાહરના સગ્રહની પ્રતિઓનુ નિરીક્ષણ કર્યું ત્યારે કેટલીક પ્રતિઓ ભારે વિશેષતાવાળી મળી આવી આમા પહેલી પ્રતિ ‘યોગવિધિ’ની ઉલ્લેખનીય છે આ પૂર્વે સ્વર્ણાક્ષરી પ્રતિઓમાં ‘કલ્પસૂત્ર’ની સવતોલ્લેખવાળી સૌથી પ્રાચીન સ ૧૪૯૬ની જ પ્રતિ જાણવામા હતી, જે આગરાના શ્રીવિજયધર્મલક્ષ્મી જ્ઞાનમદિરમાં એ સમયે જોવાને મળી હતી. એની લેખન–પ્રશસ્તિ આ પ્રકારે છે—

“संवत् १४९६ वर्षे **मंडप**महादुर्गे पातिसाहि–**श्रीमहम्मद**राज्ये वाचनाचार्यवर्य्य–**श्रीक्षेमकीर्ति**गणिवराणां विनेयवर्य्यैः श्रीक्षेमहंसगणिभिः वा० **कुमुदहर्ष**गणि वा० **सोमध्वज**-गणि–**भावराज**गणि–**क्षेमराज**गणिप्रमुखमुनिपरिकरसश्रीकैः श्रीकल्पपुस्तकमिदं स्ववाचनहेतोः लिखितं वाच्यमानं चिरकालं नंदतु ॥”

સ્વર્ણાક્ષરી પ્રતિઓ સૌથી અધિક ‘કલ્પસૂત્ર’ અને ‘કાલિકાચાર્ય કથા’ની જ મળે છે ૧૫ મી શતાબ્દીની સવતોલ્લેખવાળી એક જ ઉપર્યુક્ત પ્રતિ મળી છે એ પછીની સૌથી અધિક પ્રતિઓ તો ૧૬મી શતાબ્દીની જ પ્રાપ્ત થાય છે ૧૭મી શતાબ્દીની એક–બે પ્રતિઓ જાણવામા આવી છે પરંતુ હજી સુધી અમને જોવા મળી નથી ૧૮મી શતાબ્દીની પણ કોઈ પ્રતિ જ્ઞાત નથી ૧૯મી શતાબ્દીની ત્રણ–ચાર પ્રતિ લખાયાનુ જાણવામા છે હજીયે સ્વર્ણાક્ષરી પ્રતિઓ લખાવાઈ રહી છે. એમ જાણવામા આવ્યુ છે સ્વર્ણાક્ષરી ‘કલ્પસૂત્ર’ની પ્રશસ્તિઓ અમદાવાદથી પ્રકાશિત ‘શ્રીપ્રશસ્તિ–સગ્રહ’મા અને ‘જૈન સત્ય પ્રકાશ’મા સર્વાધિક પ્રકાશિત થયેલી છે. જે અપ્રકાશિત છે તેને શીઘ્ર પ્રકાશમા લાવવી જોઈએ સૂરતના જૈન ભડારોમા સ્વર્ણાક્ષરી પ્રતિઓનો પત્તો મળે છે પણ તેમાથી એક–બેની જ પ્રશસ્તિઓ છપાઈ છે બાકીની જલદીથી પ્રકાશમા આવવી જોઈએ આમાથી કેટલીયે પ્રશસ્તિઓમા જૈન ઇતિહાસની મહત્ત્વ-પૂર્ણ વાતો મળી આવે છે. આથી જ તેનુ પ્રકાશન અત્યત આવશ્યક જ છે ‘કલ્પસૂત્ર’ની સચિત્ર સ્વર્ણાક્ષરી પ્રતિઓમાં અમદાવાદના દેવસાના પાડામાં રહેલા ‘દયાવિમલ ભડાર’ની પ્રતિની પ્રસિદ્ધિ સર્વાધિક છે

‘કલ્પસૂત્ર’ સિવાય ‘ઉત્તરાધ્યયનસૂત્ર’ અને ‘ભગવતીસૂત્ર’ની એકેક પ્રતિનો ઉલ્લેખ સારાભાઈ નવાબના ‘જૈન ચિત્રકલ્પદ્રુમ’ માં મળે છે. ‘ઉત્તરાધ્યયન’ની પ્રતિ માડવગઢના

મંત્રી મંડને સં ૧૫૨૯માં લખાવી એવો ઉલ્લેખ છે, પરંતુ 'ભગવતી'ની પ્રતિ ક્યાં છે અને ક્યારની લિખિત છે એ વિદિત નથી થતું. આ સ્થિતિમાં નાહરજીના સંગ્રહની 'યોગવિધિ'ની પ્રતિનું મહત્ત્વ અધિક વધી જાય છે. બીજી મહત્ત્વની વાત એ છે કે, સં. ૧૪૯૬ની જે એક જ 'કલ્પસૂત્ર'ની પ્રતિ જ્ઞાત હતી, તેનાથીયે દશ વર્ષ પૂર્વે લખાયેલી આ 'યોગવિધિ'ની પ્રતિ છે. આથી જ્ઞાત સમસ્ત સંવતોલ્લેખવાળી સ્વર્ણાક્ષરી પ્રતિઓમાં આ પ્રતિ સૌથી પ્રાચીન છે. એનો પરિચય આ પ્રકારે છે—

योगविधि ( पत्र : ७७ )

"॥ र्द० ॥ संवत् १४८६ वर्षे **श्रीखरतर**विधिपक्षे **श्रीजिनराजसूरि**पट्टे **श्रीजिनभद्रसूरि**साम्राज्ये **श्रीजयसागरो**पाध्यायानामभ्यर्थ्य पारीक्षिकसाधु**पद्मसिंह**भार्यया **पद्मलदे**विकया पुत्र**नरपाल हापा बानर** स .... तथा डागागोत्रीयसाधु**बूटा**भार्यया च **माउ**श्राविकया च पुत्र**मांडण**सहितया श्रुतज्ञानाराधनार्थमत्यर्थमुदितमनसा श्री**पत्तने**दं(इयं) . पुस्तिका लेखिता । उपकारिता च **श्रीजयसागरो**पाध्यायानां वमाना वै.... र. न... संघस्य क्षेमं भवतु ॥ "

આ પ્રતિમા જિનેશ્વર, સમવસરણ અને આચાર્યાદિકના કેટલાયે ચિત્રો છે. લાલ, લીલા આદિ રંગોની પૃષ્ઠ ભૂમિ ઉપર સુંદર સ્વર્ણાક્ષરોથી લખવામાં આવ્યું છે.

એક બીજી 'કલ્પસૂત્ર' અને 'કાલિકાચાર્ય કથા'ની સચિત્ર સ્વર્ણાક્ષરી પ્રતિ મહત્ત્વપૂર્ણ છે; જેમાંથી 'કલ્પસૂત્ર'ના તો પત્રાંક: ૧૧૮ થી ૧૨૨ સુધીના પાંચ મધ્યનાં જ પત્રો મળે છે, 'કાલિકાચાર્ય કથા' ૬૫ શ્લોકવાળી છે, જેમા ૭ ચિત્રો છે. આ પ્રતિના હાશિયામાં કેટલાયે વેલબૂટા, ચોકડીઓ, આદિની બૃહત્ પ્રશસ્તિનાં ૧૧ પત્રો છે. એની સાઈઝ ૧૨×૪॥। છે પ્રત્યેક પત્રમા ૮ પંક્તિઓ અને પ્રતિ પંક્તિમા ૩૦ અક્ષરો છે. પત્રને બે ભાગમા વિભાજિત કરીને લખવામાં આવ્યું છે. અર્થાત્ વચમા પણ હાંશિયો ખેંચેલો છે પત્રોની પૃષ્ઠભૂમિ લાલ રંગની છે અને હાશિયામાં પીળા, લાલ, કથ્થઈ અને ક્વચિત્ કાળો રંગ પણ પ્રયુક્ત કરવામાં આવ્યો છે. અત્યાર સુધી જ્ઞાત સ્વર્ણાક્ષરી 'કલ્પસૂત્ર'ની પ્રતિઓમાં આ સૌથી મોટી છે. મંડપદુર્ગના શ્રીમાલવંશ શ્રીબહકટાગોત્રીય સંઘપતિ જસધીર અને તેમની પત્ની કુમરીએ ખરતરગચ્છીય વા૦ સોમધ્વજને આ પ્રતિ આપી હતી. સં૦ ૧૫૫૫ ના ફાલ્ગુન માસમાં એની પ્રશસ્તિ શિવસુંદર મુનિએ બનાવી હતી.

ત્રીજી સ્વર્ણાક્ષરી પ્રતિ ૬૯ પત્રોની છે. તેના હાશિયામા પણ વેલ-પત્રો વગેરે છે. ૧૯ મી શતાબ્દીની ત્રણ જ પ્રતિઓ મળી છે, જેમાથી આ પણ એક હોવાથી એનુ મહત્ત્વ વધી જાય છે બીજી દૃષ્ટિએ નાગપુરીય-તપાગચ્છની પ્રશસ્તિવાળી આ એક જ સ્વર્ણાક્ષરી પ્રતિ મળે છે. સં૦ ૧૮૫૮ બિકાનેરમા મહારાજા સૂરતસિંહના સમયમા લખેલી છે. પ્રશસ્તિ આ પ્રકારે છે.—

"श्रीमन्नागपुरीयविश्रुततपागच्छाच्छवार्द्धीन्दवो,
येषां गाह गरवनादा सङ्क्लाईद्वात्त्रयसयुक्तयः (?) ।

येषामाख्यिकयैव संप्रति जगत्याख्यायते सद्गुण-
स्तावत् ते भुवि सूरयः समभवन् श्री**पार्श्वचंद्रा**ह्वयाः ॥ १ ॥

तत्पट्टे **समरेन्दु**सूरिरभवच्छ्री**राजचन्द्रा**स्ततः,
तत्पट्टे **विमलेन्दु**सूरिरिह सच्चारित्रलक्ष्मीभृतः ।
तत्पट्टे **जयचन्द्र**सूरिरुदभूच्छ्री**पद्मचन्द्राः** पुर-
स्तत्पट्टे **मुनिचन्द्र**सूरिरभवन्**नेमीन्दु**सूरीश्वरः ॥ २ ॥

तत्पट्टे **कनकेन्दु**सूरय इहाऽभूवन् सुविद्यावृता-
स्तत्पट्टे **शिवचन्द्र**सूरय इतः श्री**भानुचन्द्रा**भिधः ।
तत्पट्टे च **विवेकचन्द्र**मुनिपास्तत्पट्ट**लब्धो**दया,
भ्राजन्ते भुवि **लब्धिचन्द्र**गणपास्तेषां विशिष्टोक्तितः ॥ ३ ॥

संवत्सिद्धिशराष्ट–भूमिपतयः (१८५८) पक्षे वलक्षे सिते,
पञ्चम्यां रविलक्षिते हि विधुना पौष्णार्क्षयोगांकिते ।
श्रीसंघेन घनादरेण तदिदं स्वर्णात्मवर्णान्वितं,
श्रीमद्**विक्रमपत्तने** विजयिनि श्री**सूरतेशे** नृपे ॥ ४ ॥

श्रीकल्पागमसूत्रपुस्तकमितो ह्युद्भूतपुण्यौघत–
श्चातुर्विद्यविदां दधद् विजयतां श्रीसंघराजोऽनिशम् ।
यावच्चन्द्रदिवाकरादिभगणो भूमिस्तु भूमीधरो,
वार्द्धिस्तावदिदं हि नन्दतुतरां सौवर्णकं पुस्तकम् ॥ ५ ॥

श्रीमच्छ्री**कनकेन्दु**सूरय इहाभूवंस्तु पट्टक्रमे,
तच्छिष्या ह्यथ **भीषणेन्दु**मुनयोऽभूवन् सुभावान्विताः ।
तच्छिष्या स्त्वह **वक्तचन्द्र**मुनयो राजंत एवाऽधुना,
तच्छिष्यास्त्वधुना जयंति यशसा श्री**सागराद्येन्द**वः ॥ ६ ॥

तच्छिष्याणु**जिनेन्दु**नाभिलिखितः श्रीकल्पराजागम–
श्चायं संविदधातु संततमितः संघस्य शं संततम् ।
संघश्चापि समृद्धिसिद्धिसहित. सिद्धार्थसार्थान्वितो,
धर्मे वुद्धिविवृद्धिसिद्धिमनिशं चात्रादधातु ध्रुवाम् ॥ ७ ॥

सत्पत्र कनकात्मवर्णकुसुमं रेखापरागान्वितं,
तत् तद्वाचकपाठकादिजनसद्भृंगावलीसेवितम् ।

श्रीकल्पागमकल्पवृक्षकमयं(मिदं) श्रीपुस्तकं नंदता–
च्छोत्र्याख्यातृविसंशयेमदलने शार्दूलविक्रीडितम् ॥ ८ ॥
॥ श्रीरस्तुतराम् ॥

આ સિવાય 'કલ્પસૂત્ર'ની રૌપ્યાક્ષરીની અપૂર્વ પ્રતિ ૬૧ પત્રોની પ્રાપ્ત છે રૌપ્યાક્ષરી પ્રતિઓ તો ચાર-પાંચ જ મળે છે આથી આ પ્રતિ તેની સંખ્યામાં એક વૃદ્ધિ કરે છે પ્રતિ અપૂર્ણ પ્રાપ્ત થવાથી લેખન-સમયાદિની પ્રશસ્તિ પ્રાપ્ત થઈ શકી નથી

આ સંગ્રહાલયમાં 'સત્તરભેદી પૂજા'ની ૧૧ પત્રોની એક વિશિષ્ટ પ્રતિ છે, જેમાં પત્રોની પૃષ્ઠભૂમિ સોના અને ચાંદીની શાહીની છે અને તેના પર કાળી શાહીથી પૂજા લખેલી છે. લેખન પ્રશસ્તિ આ પ્રકારે છે—

"श्रीसंवत् १८९७ मिति ज्येष्ट शुक्ल १ चंद्रवासरे श्रीपाटलिपुरे लिखितं । शुभं भवतु कल्याणम् ॥"

સંભવ છે બીજી પણ કેટલીક ઉલ્લેખનીય પ્રતિઓ મળી આવે પરંતુ અમારા અવલોકનમાં ત્યાંની સ્વર્ણાક્ષરી અને રૌપ્યાક્ષરીની ઉપર્યુક્ત પ્રતિઓ જ આવી છે

આ પ્રતિઓના વિવરણની સાથે 'અસંખય' નામક બીજી એક પત્રની પ્રશસ્તિ પણ નોટબુકમાં લખી છે. સ્મરણમાં નથી કે, તે સ્વર્ણાક્ષરની છે કે નહિ? પણ તેની પ્રશસ્તિ આ પ્રકારે છે:—

"संवत् १५१२ वर्षे आसाढ सुदि षष्टि [बु]धे श्रीअणहिल्लपुरपत्तने खरतरगच्छे श्रीजिनभद्रसूरिभिः वा० कमलसंयमगणिवाचनार्थं ॥"

નાહર સંગ્રહમાં કેટલીયે સચિત્ર પ્રતિઓ પણ ઘણી સુંદર છે, જેમાં 'શ્રીપાલ ચોપાઈ' આદિમાં અનેક સુંદર ચિત્રો છે. તેનો પરિચય પણ પ્રકાશિત થવો જોઈએ

સં ૧૯૮૮ માં હિંદી સાહિત્ય સંમેલનના ૨૦ મા અધિવેશન પ્રસંગે નાહરજીના કુમારસિંહ હોલમાં જ સાહિત્ય પ્રદર્શની થઈ હતી તેમાં ઉપર્યુક્ત બંને સ્વર્ણાક્ષરી કલ્પસૂત્રોની પ્રતિઓ ઉપરાંત ૬ બીજી પ્રતિઓ પણ રાખવામાં આવ્યાનો એકીસાથે ઉલ્લેખ છે. સંભવ છે કે, તે અલગ અલગ પ્રતિઓના છૂટાછવાયા પત્રો હોય આ સાહિત્ય પ્રદર્શનીની સૂચીમાં સ્વ० બહાદુરસિંહજી સિંઘીના સંગ્રહની સચિત્ર અને સ્વર્ણાક્ષરી કલ્પસૂત્રની પ્રતિનો પણ ઉલ્લેખ છે

નાહર સંગ્રહાલયની સચિત્ર પ્રતિઓની સૂચિ પણ આ સાહિત્ય પ્રદર્શનીની સૂચીમાં મળે છે એ અનુસાર અહીં નિમ્નોક્ત સચિત્ર પ્રતિઓ છે.

(૧) કલ્પસૂત્ર, (૨) કાલિકાચાર્ય કથા, (૩) સંગ્રહણી સૂત્ર-સં० ૧૮૬૯, (૪) સંગ્રહણી, (૫) ધન્નાશાલિભદ્ર ચરિત્ર, (૬) શ્રીપાલ ચરિત્ર, (૭) દ્રૌપદી ચોપાઈ, (૮) શાલિભદ્ર ચોપાઈ-સં० ૧૮૨૬, (૯) શાલિભદ્ર ચોપાઈ, (૧૦) માનતુંગ-માનવતી ચોપાઈ-સં० ૧૮૪૭, (૧૧) સિંહલકુમાર ચોપાઈ-સં० ૧૮૮૪, (૧૨) વિક્રમાદિત્ય ચોપાઈ, (૧૩) કલ્યાણમંદિર સ્તોત્ર, (૧૪) ભૂપાલચતુર્વિંશતિકા (સ્વર્ણાક્ષર સટીક-સચિત્ર)

આ સિવાય કેટલાક જૈનેતર ગ્રંથો-સંગીતદર્પણ, રસિકપ્રિયા આદિની સચિત્ર પ્રતિઓ પણ છે

# સ્ખલનાઓની સમીક્ષાનો પ્રત્યુત્તર

લેખક :—શ્રીયુત નંદલાલ ચુનીલાલ સોમપુરા

**[ આ લેખમાં અમારા ગતાંકમાં પ્રગટ થયેલ પૂ પં શ્રીકલ્યાણવિજયજી મ૦ ના લેખનો પ્રત્યુત્તર આપવા લેખક કેટલા સફળ થયા છે એની અમને જાણ નથી, પરંતુ લેખકે જે ચર્ચા ઉપાડી છે તેનું શાસ્ત્રીય વિધાન નક્કી થાય એવી આશાથી લેખકને ન્યાય આપવા ખાતર આ 'પ્રત્યુત્તર' અમે પ્રગટ કર્યો છે અમને આશા છે કે, શિલ્પશાસ્ત્રના જાણકારો આ વિષયમાં સંગત પ્રમાણો રજુ કરી આવી ચર્ચાને સમેટે અને આ વિષયમાં એકધારું અને પ્રમાણોપેત માર્ગદર્શન શિલ્પીઓને મળે એ જેટલું જ જરૂરી છે તેટલું જૈનસંઘને હિતાવહ છે સં૦ પા૦]**

**પૂ**જ્ય પંન્યાસ શ્રી કલ્યાણવિજયજી મહારાજે તા ૨૩ તથા તા. ૩૦ જુલાઈ ૧૯૫૫ના "જૈન" પત્રમા તેમજ ૧૫ મી ઓગષ્ટ ૧૯૫૫ ના 'જૈન સત્યપ્રકાશ' મા 'એ સ્ખલનાઓ ખરી નથી' એ શીર્ષકથી આપેલ લેખનો જવાબ આ લેખથી આપવાનો અમે પ્રયત્ન કરીએ છીએ.

( ૧ ) જુનાગઢનો નૂતન બનાવેલ પ્રાસાદ સાન્ધાર જાતિનો મંદિર—પ્રાસાદ છે એમ કબૂલ કરવામાં આવે તો જિનેશ્વરોને શ્રેષ્ઠ છે કે નહિ તે સબંધી નિર્ણય કરીએ:—

'मेरुश्चापि समाख्यातः कर्तव्यश्च त्रिमूर्तिके ॥'

કીર્તિદાયક મેરુપ્રાસાદ ત્રિમૂર્તિ એટલે બ્રહ્મા, વિષ્ણુ અને શિવને માટે કરવો એમ જણાવી મેરુ—અધિકાર પૂરો કરી, નીચેના શ્લોકમાં મેરુપ્રાસાદ બ્રહ્મા, વિષ્ણુ, શિવ અને સૂર્યને માટે કરવો એમ 'અપરાજિતપૃચ્છા'માં જણાવેલ છે 'અપરાજિતસૂત્ર' સાન્ધારાધિકારમા નીચેનો શ્લોક સમસ્ત પ્રાસાદના વર્ણનનો છે. પ્રાસાદ પ્રકરણની પૂર્ણાહુતિ સમસ્ત પ્રાસાદના વર્ણન સાથે જ થાય, એ હિસાબે—સાન્ધારાધિકારનો શ્લોક મને વધારે વ્યાજબી લાગ્યો તેથી તે શ્લોક લખવામાં આવેલ છે 'અપરાજિતપૃચ્છા'માંથી લીધેલ શ્લોકોનો અધ્યાય ટાંક્યા છે ત્યારે એમાના 'અપરાજિત—સાન્ધારપ્રાસાદનિર્ણયાધિકાર'ની પણ તપાસ કરવી જોઈએ. **'उरगैश्चैव सान्धारा'** નાગોની પૂજાથી સાન્ધાર પ્રાસાદ ઉત્પન્ન થયેલ છે.

એવો પ્રાસાદ સાત્ત્વિક દેવોને ઇષ્ટ નથી તેની ઉત્પત્તિનું કારણ છે **सुरैस्तु नागरा ख्याता** દેવોની પૂજાથી નાગરાદિ પ્રખ્યાત પ્રાસાદો ઉત્પન્ન થયા સાત્ત્વિક દેવોને દેવથી, સૂર્ય, ચંદ્રથી ઉત્પન્ન થયેલ પ્રાસાદો કરવા વિશેષ ઇષ્ટ છે

'प्रासादजिननामानो, विभक्त्या ऋषभादय ॥'

.—ઋષભાદય આદિ પૃથક્ પૃથક્ નામોના જિનપ્રાસાદો જાણવા

આ ઉપરથી મે નેમિવલ્લભ અથવા સર્વજિનવલ્લભ પ્રાસાદો કરવા માટે જણાવેલ છે બારાય કે બાવીશાય તલ—માનનો આમા સવાલ જ નથી પ્રાસાદ પાયામાથી કરેલ છે તેમા જે તલ—માન કરવુ હોત તે થઈ શકત મૂળનાયક જ્યા નક્કી જ હોય ત્યા તેમને પોતાને વલ્લભ પ્રાસાદ કરવો ઈષ્ટ છે, જ્યાં મૂળનાયક નક્કી ન હોય ત્યા તો સર્વજિનવલ્લભ કરવો જોઈએ અને કદાચ બારાય તલમાન બનાવ્યુ તો તે તલમાનના ઘણા સર્વજિનવલ્લભ પ્રાસાદો વિદ્યમાન છે.

જિનપ્રભુને શ્રેય પ્રાસાદો કમલભૂષણ આદિ બાવન, ઋષભાદય આદિ ૭૨, આ સિવાય 'અપરાજિત'મતના પાચ પાચ પચદેવોના બ્રહ્મા, વિષ્ણુ, શિવ, સૂર્ય અને જિનના, તેજ

મુજબ 'વાસ્તુવિદ્યા'ના મતના ૫ અને નાગરાપુષ્પકાદિ ૧૧, કુલ ૧૪૫ પ્રાસાદો થાય આ સિવાય મેરુઆદિ ઊંચકોટિના અસંખ્ય પ્રાસાદો છે. ઉપરના ૧૪૫માંથી કેટલાક તો અલ્પ ખરચમા થાય તેવા શૃંગો, ઉરુશૃંગો, પ્રત્યંગોયુક્ત પ્રાસાદો છે આમા પેઢીને ડબલ ખરચમાં ઉતારવાની વાત નથી.

સોળમી સદી સુધી સમસ્ત દેવોના મિશ્ર પ્રાસાદો થતા હતા. પછીથી શિલ્પશાસ્ત્રોનુ સંશોધન થયુ અને જેમ પ્રકાશ પડતો ગયો તેમ સર્વ દેવોને પોતપોતાના વલ્લભ પ્રાસાદો કરવાની શરૂઆત થઈ

પંદરમી સદી સુધીના પરિકરોની ગાદીમાં સમસ્ત તીર્થંકરોને યક્ષરાજ, કુબેર અને અંબિકા દેવી આલેખતાં હતાં પણ જેમ જાણમાં આવ્યુ તેમ દરેકને પોતપોતાના યક્ષ, યક્ષણી મૂકવાની શરૂઆત થઈ. અત્યારે પૂર્વમત મુજબ કરીએ તો ચાલી શકશે ? બીજા મતના ઘણા પ્રાસાદો છે તેથી તે જ પૂર્વોક્ત પ્રથા ચાલુ રાખવી અને તે જૈન જગતની સર્વોચ્ચ સંસ્થા તરફથી અને વિખ્યાત તીર્થમા તે શુ શ્રેષ્ઠ ગણાય ? પ્રાસાદના સ્વરૂપો, લક્ષણો, અંગઉપાંગો જોઈને તરત કહી શકાય કે આ પ્રાસાદ જિનપ્રભુનો છે તે જ રીતે જિનપ્રાસાદ બનાવવો વિશેષ શ્રેષ્ઠ છે.

(૨) उदुम्बर तथा वक्ष्ये, कुम्भिकान्तं तदुच्छ्रयः । तस्यार्धेन त्रिभागेन, पादोनरहितं तथा ॥
उक्तं चतुर्विधं शस्तं कुर्याच्चैवमुदुम्बरम् । अत्युत्तमाश्च चत्वारो न्यूना दुष्यास्तथाधिका ॥

ઉપરની પંક્તિ પૂજ્ય મહારાજશ્રીજીએ આપેલ છે અને નીચેની પંક્તિથી મેં એનુ અનુસંધાન કર્યું છે—

ઉદુંબરની ઉંચાઈ કુંભીના બરાબર કરવી તે પ્રથમ માન ગણાય. હવે તેના અર્ધભાગે ત્રીજે ભાગે ચોથે ભાગે ઉદુંબર નીચો કરવો એ ચાર માન પ્રમાણે ઉદુંબર કરવો એ ચારે માન ઉત્તમોત્તમ છે. તેથી ઓછું અથવા અધિક દોષિત છે. કંભી મૂળ સ્થાને રહે છે. તેની બરાબર જેટલી કુંભી ઊંચી હોય તેટલી ઊંચાઈએ તે પ્રથમ માન થયું પછી કુંભીથી કુંભી મૂળ સ્વરૂપમાં રહે છે તેનાથી અર્ધે ત્રીજે કે ચોથે ભાગે ઉદુંબર નીચો ઊતરે છે. આમા કુંભી સાથે ઉતારવાનું પ્રમાણ ક્યા છે ? કુંભી અને ઉદુંબર નીચે ઉતારવાના હોય તો ત્રીજી કોઈ વસ્તુનો સમન્વય કરી તેનાથી અમુક ભાગે કુંભી તથા ઉદુંબર નીચે ઉતારવો જોઈએ તેમ જણાવવું જોઈએ કુંભી ઉતારવાનુ કોઈ કારણ જણાતુ નથી ઉદુંબર ગાળવાનુ કારણ તે જ છે કે ચઢતા ઊતરતા મુશ્કેલી ન પડે તે માટે શાસ્ત્રકારોએ ચતુર્વિધ પ્રમાણ જણાવ્યા છે, જેથી પ્રાસાદના પ્રમાણમા યોગ્ય માનનો ઉપયોગ કરી શકાય. આ રીતે કુંભી ગાળવાથી દ્વારમાનમાં અને દૃષ્ટિપ્રમાણમાં ફેર પડે એક દોષમાથી અનેક દોષો ફલિત થાય.

કુંભી ગાળવાનું એક પ્રમાણ છે-મંડપની ભૂમિથી પાટના મથાળા સુધીના આઠ ભાગ કરવા તેમા કુંભી ભાગ ૧, સ્તંભ ભાગ ૫, ભરણ ભાગ ૦॥, સરુ ભાગ ૦॥, પાટભાગ ૧, એમ કુલ ભાગ ૮ થાય આ રીતે નવ ભાગનુ પણ પ્રમાણ છે.

૭ ગજની પ્રાસાદની ઉંચાઈ હોય તો આઠ ભાગના હિસાબે-કુંભી ભાગ ૧ ની એટલે ૧૮ આંગળ આવી. મંડોવર ૧૨૯ ભાગના હિસાબે :કુંભો ૨૮ આગળ આવ્યો કુંભા કરતા કુંભી ૧૦ આંગળ નીચી રહી. હવે કુંભી બરાબર ઉદુંબર કર્યો, તે પ્રથમ માન થયું. તેનાથી અર્ધે ત્રીજે કે ચોથે ભાગે ઉદુંબર ઉતાર્યો પૂ. મહારાજશ્રીજી કહે છે તેમ કુંભી પણ તેની સાથે નીચી ઉતારીએ તો પરિણામ શુ આવે ? ભાગના હિસાબે કુંભી નીચી થઈ અને

આખા સ્તંભનો છોડ નીચે આવ્યો, ઉપર જગ્યા પડી તે પૂરવા સ્તંભ મોટો કરીએ તો કુંભી અને સ્તંભ બંનેના પ્રમાણમા ફેર પડયો માટે કુભી તો મૂળ સ્થાને જ રાખવી જોઈએ અને ઉદુંબર ભાગના હિસાબે નીચે બેસાડવો જોઈએ. એક ભૂલનું પરિણામ બીજી ભૂલોમાં પરિણમે.

મને માર્ગદર્શન માટે મહારાજશ્રીજી 'શિલ્પરત્નાકર'ની નોંધ બતાવે છે, તે નોંધ પોતાના વિચારોને મૂર્તસ્વરૂપ આપવા રજૂ કરેલ છે જે પ્રમાણભૂત ગણાય એવી નથી. કોઈ પણ પ્રાચીન શાસ્ત્રોક્ત પ્રમાણ રજુ કરેલ નથી, માટે કુભી મૂળ સ્થાને રાખી ઉદુંબર ગાળવો તે જ શાસ્ત્રીય છે ભાગ માટે 'ક્ષીરાર્ણવ'નુ એક પ્રમાણ આપુ કુંભા બરાબર કુંભી રાખવી પછી આઠ ભાગ કરવા–સ્તંભ ૫ા, ભરણું ૦ા, સરૂ ૧, પાટ ૧–કુલ ભાગ ૮ ઉપરનું પ્રમાણ 'પ્રાસાદમંડન'નુ છે 'અપરાજિત'નો મત ભાગમાં નથી ભાગથી કુભા અને કુંભીમાં ફેર પડે છે, તેથી પ્રમાણના નીચેના જ શ્લોકમાં જણાવેલ છે કે—

'कुंभकेन समा कुंभी श्रेणीभंगं न कारयेत् ॥'

મંડોવર સહિત પ્રાસાદને સ્તભના દરેક અંગો મડોવરના અંગ સાથે મેળવવાનાં કહેલ છે. કુભો, કુભી, ભરણી, ભરણુ, શરાવટી, સરૂ, પાટ, છજુ, તેથી મડોવરના હિસાબે દરેક સ્તભના અગો કરવા જોઈએ ભાગનુ પ્રમાણ છે તે કડાવ–દાબડીવાળા પ્રાસાદો માટે છે. તેમાં જે ભાગની કુંભી આવે તે મુજબ કુંભો કરી શકાય

ત્યારે મહારાજશ્રીજી કહે છે કે કુંભી ઉદુબર અંતરંગ છે તે બરાબર મેળવવા જોઈએ. બહારના અગો જોવાની જરૂર નથી. પણ પ્રાસાદને અંદર તથા બહારનાં અંગો પણ સમ શ્રેણીમાં જ કરવાં જોઈએ એવુ વિધાન છે.

( ૩ ) પ્રાસાદમાને 'દેવતામૂર્તિ પ્રકરણ'નો સિદ્ધાંત છે તે અંતિમ જાણવો ન જોઈએ એમ પૂજ્ય મહારાજશ્રીજી જણાવે છે. પ્રતિમા માટેના ત્રણ પ્રકાર છે, એક પ્રાસાદમાને, બીજું ગર્ભગૃહમાને, ત્રીજુ દ્વારમાને એ ત્રણે પ્રમાણો એ જાતના છે કે લગભગ બરાબર આવે.

જુઓ પ્રાસાદમાને–૫ ગજ, ૫ ઈંચ એક ગજથી ચાર ગજ સુધી ૭ ૭ આગળની વૃદ્ધિ કરવી પાંચથી દશ ગજ સુધી ત્રણ ત્રણ આગળની વૃદ્ધિ કરવી ૪ ગજે ૨૪ આગળ એક ગજના ૩ ઈંચ. ૨૭ ઈંચ આગળમાન આવ્યુ. હવે ગર્ભગૃહમાને–૩ ગજ, ૯ ઈંચ ત્રીજે ભાગે ૨૭ ઈંચ આગળ પ્રમાણ આવ્યુ.

દ્વારમાને–૨ ગજ ૧૭ ઈંચ બારણાની ઊંચાઈના નવ ભાગ કરવા, તેમાં ઉપરનો એક ભાગ છોડવો ચાર ભાગ પ્રતિમા, ચાર ભાગ પબાસણ

૨૭ ગજ–૧૭ ઈંચ નો નવમો ભાગ આશરે ૭ા ઈંચ આંગળ આવ્યો ચાર ભાગ પ્રતિમા એટલે ૨૯ ઈંચ આંગળનાં પ્રતિમા આવ્યા તેમાથી દશમો ભાગ હીન કરીએ તો મધ્યમાન અને પાંચમો ભાગ હીન કરીએ તો કનિષ્ટ માન થાય

આ જ પ્રમાણે દ્વારના ૩૨ ભાગ કરવા ઉપરના ચાર ભાગ છોડવા ૨૮ ભાગમાંથી ૧૪ ભાગ પ્રતિમા, ૧૪ ભાગ પબાસણ. બીજા આથી નાના પ્રમાણો ઘણા છે પણ આ મોટામાં મોટા પ્રમાણો બતાવ્યાં છે. આ રીતે ત્રણે પ્રમાણો લગભગ મળતાં આવે છે આવો મત– ક્ષીરાવર્ણવ, પ્રાસાદમંડન, દેવતામૂર્તિપ્રકરણ, બૃહત્સંહિતા, વિષ્ણુસંહિતા, કાશ્યપશિલ્પ, શિલ્પ-રત્ન, સમરાંગણસૂત્રધાર વગેરે દરેક શાસ્ત્રનો આ જ મત છે

'અપરાજિત પૃચ્છા'મા પ્રાસાદ તથા ગર્ભગૃહ માન આ જ પ્રમાણે છે, ફક્ત દ્વારમાનમાં

૨૫ ભાગ કરી તેમાં ૧૪, ૧૩, ૧૨ ભાગની પ્રતિમા જણાવવામાં આવે છે. ઉપરના દરેક દારમાનનાં પ્રમાણો દૃષ્ટિ ઉપરનો ખાલી ભાગ છોડી દઈ પછી પ્રતિમા, પબાસણ પ્રમાણ ઉત્પન્ન થાય છે. ત્યારે આમાં ૨૫ ભાગના વિભાગ કરવામાં આવે છે. ઉપરનો ભાગ છોડવામા ન આવે તો શિખા ઓતરગ સાથે આવે દૃષ્ટિપ્રમાણ ન મળે તે યોગ્ય નથી આ દરેક પ્રમાણો સાથે સુસંગત પણ ન થાય પ્રતની ગમે તે ભૂલથી છપાયુ હોય પણ દાર દૃષ્ટિ સાથેના વિભાગો—૮, ૩૨, ૬૪ સુસગત છે, જેને દૃષ્ટિના વિભાગો સાથે મેળ છે. 'અપરાજિત'નો કેશાંત સુધીનો મત છે, તે યોગ્ય જણાય છે કારણ કે ઉપરનો ભાગ ખાલી ભાગમા જાય છે. કેશાતથી શિખા સુધીના ૬ ભાગ ગણાય તે બાદ કરીએ તો ત્રણ આગળ ઓછા થાય તોપણ ૩૪ આંગળ પ્રતિમાપ્રમાણ રહે તે ઉપરના પ્રમાણથી મોટાં તો છે જ.

મહારાજશ્રીજી કહે છે કે, ૫૬ ભાગ પલાઠી અને ૫૬ ભાગ ઉચાઈ. તે પ્રમાણ તો મૂર્તિના ચતુસૂત્ર મેળવવા માટેનુ છે, જે ગાદી ઉપરથી કેશાત સુધી મળે પહોળાઈ જેટલી જ ગાદી ઉપરથી કેશાત સુધી ઉંચાઈ થાય દારમાનમાં પબાસણ અને પ્રતિમા બન્નેના પ્રમાણો નક્કી થાય છે અને જો પ્રતિમાની ગાદી મસ્તક બાદ કરી પ્રતિમા ગણીએ તો ગાદી કયા ભાગમાથી ઓછી કરવી? ગાદી તો નીચેના ભાગમાં હોય છે ત્યારે પબાસણ ઓછું ગણવું કે પ્રતિમા તે સવાલ છે માટે 'અપરાજિત'નુ જે પ્રમાણ ગાદીસહિત કેશાત સુધીનુ છે તે બરાબર છે ૫૬ ભાગનુ જે પ્રમાણ છે તે પ્રતિમા બનાવવા માટેનું છે પ્રાસાદ મૂર્તિમાન માટેનું નથી.

શિલ્પગ્રંથોમાં પચાસ ગજ સુધીના પ્રાસાદો બનાવવાનું પ્રમાણ છે અને નવ ગજ સુધીની પ્રતિમા પ્રાસાદમાં પૂજવી તેમ જણાવવામાં આવેલ છે. પચાસ ગજના પ્રાસાદમાં ૫, ૭, ૯ ગજની પ્રતિમા આવે તેમ પૂ મહારાજશ્રીજી જણાવે છે. પચાસ ગજના પ્રાસાદને નાગરાદિ મોટામા મોટા માન પ્રમાણે 'ક્ષીરાર્ણવ'ના મત મુજબ — ૬ ગજ, ૧૪ આંગળનું દાર આવે અને 'પ્રાસાદમડન' 'અપરાજિત' આદિ શાસ્ત્રોના મત મુજબ ૬ ગજ, ૧૬ આંગળનુ દાર આવે 'દેવતામૂર્તિ પ્રકરણ'ના પ્રાસાદમાને પ્રતિમા ૮૨ આગળના આવે. દાર-માને પ્રતિમા ૭૧ આગળના આવે આ પ્રમાણથી મોટાં પ્રતિમા આવી શકતા નથી

'अर्चा चोत्पन्नमानेन, द्वाराधिपा जिनादयः ॥'

—માનથી ઉત્પન્ન થયેલ જિનદેવની પ્રતિમા દારપાલથી ઊચે સ્થાપવી પૂ મહારાજશ્રીજી કહે છે તેમ પચાસ ગજના પ્રાસાદમાં ૫, ૭, ૯ ગજનાં પ્રતિમા શી રીતે બેસે? તેનું દાર-માન ૬ ગજ, ૧૬ આગળનુ છે પ્રતિમા દારપાલની ઉચાઈથી ઉપર બેસવા જોઈએ અને ઉપર દૃષ્ટિભાગ છોડવા જોઈએ પચાસ ગજના પ્રાસાદમા ૫ ગજના પ્રતિમા પણ ન આવી શકે તો ૭, ૯ ગજની તો વાત જ કયા રહી?

નવ ગજનાં પ્રતિમા માટે ૧૮૨ ગજનો પ્રાસાદ જોઈએ તેનું દારમાન ૧૭ ગજ, ૧૬ આગળ આવે પ્રાસાદોની સીમા પચાસ ગજ સુધીની નથી પણ તેથી વિશેષ કોઈ ન કરાવે તે માટે પચાસ ગજ સુધીના પ્રમાણો આપ્યાં છે તે જ પ્રમાણથી વિસ્તૃત કરવા હોય તેટલા થઈ શકે

૧૮૨ ગજનો પ્રાસાદ ભ્રમયુક્ત કરવો પડે બાર ભાગના તલમાને ૧ ભાગ બાહ્યભિત્તિ, ૧ ભાગ ભ્રમણી, ૧ ભાગ ભ્રમભિત્તિ, ૬ ભાગ ગર્ભગૃહ ૧ ભાગ ભ્રમભિત્તિ, ૧ ભાગ ભ્રમણી,

૧ ભાગ બાહ્યભિત્તિ — કુલ ભાગ ૧૨ ગર્ભગૃહ ૬ ભાગના માને ૯૧ ગજ ગર્ભગૃહ રહે પાચ ગજ સુધીના પ્રસાદને ગર્ભમાને તેથી ઉપરના પ્રાસાદને પ્રાસાદમાન તથા દ્વારમાને પ્રતિમા કરવાં ઉત્તમ છે આ દરેક પ્રમાણો — 'દેવતામૂર્તિ પ્રકરણ' અને ઉપરના ગ્રંથોનાં છે, જે સૈદ્ધાંતિક જણાય છે.

(૪) પ્રાસાદદેવી પ્રાસાદની અધિષ્ટાતૃદેવી તે રૂપક છે, તેમ પૂ મહારાજશ્રી જણાવે છે તે પૂજનીય નથી તેની અજન-પ્રતિષ્ઠા કરવામા આવતી નથી પણ—

'आदिशक्तिर्जिनेन्द्रस्य, आसने गर्भसंस्थिता ।
सहजा कुलजा ध्याने, पद्महस्ता वरप्रदा ॥'

—જિનેશ્વર પ્રભુના આસનના મધ્ય ભાગમા જે દેવી રહેલા છે તે સાથે જ ઉત્પન્ન થયેલા ઊચા કુળવાળા કમલ તથા વરદયુક્ત હસ્તવાળા આદ્ય શક્તિ છે

પરિકરયુક્ત હોય તો બન્ને બાજુ યક્ષ, યક્ષણી તથા મધ્યે દેવી આવી જાય છે, પણ પરિકર ન હોય તો દેવી કરવા જ જોઈએ અને ઉપર બતાવ્યા પ્રમાણે પબાસણના મધ્યભાગે બેસાડવા જોઈએ. ઉબરા નીચે ન બેસાડાય. પબાસણનુ પ્રમાણ પ્રતિમાપ્રમાણ સાથે જણાવ્યુ છે તેમ ઉબરા ઉપરથી જ શરૂ થાય અને ઉબરા બરાબર પીઠ આવે જેમ પ્રાસાદનુ પ્રમાણ પીઠ ઉપરથી શરૂ થાય છે તેમ પબાસણપ્રમાણ પણ પીઠ ઉપરથી જ ગણાય

શાન્તિસ્નાત્ર અને અષ્ટોત્તરી સ્નાત્રમા પ્રભુજીનુ પીઠ–પીઠિકા જે માટીનુ બનાવવામા આવે છે તેમાં સમ્મુખ પીઠિકાની મધ્યે કમળધારિણી, વરદયુક્ત હસ્તોવાળી દેવી બનાવવામા (ચિતરવામા) આવે છે. જો રૂપક હોય તો ગમે તે રૂપ અથવા ડીઝાઈન બનાવાય.

'गूढस्त्रिकस्तथा नृत्यः क्रमेण मण्डपास्त्रयः' (પ્રાસાદમડન, અ૦ ૭, શ્લો૦ ૩)

—ગૂઢમડપ, ત્રિકમંડપ અને નૃત્યમડપ ક્રમે એમ ત્રણ મડપ જાણવા.

'मंडपे स्तंभपदाद्यमध्यपदानुसारात् ॥' (પ્રા મં. અ. ૭. શ્લો. ૭)

—મંડપના સ્તંભનું પદ ગર્ભગૃહના પદ બરાબર કરવુ.

'मुखमंडपसंघाटों, यदा भित्त्यन्तरं भवेत् ।
न दोषो स्तंभपट्टादौ, समेऽपि विषमे तले ॥' (પ્રા મ અ. ૭ શ્લો ૮)

ઉપરનો શ્લોક પૂ૦ મહારાજશ્રીએ આપેલ છે, તે ઉપરના અનુસધાનનો શ્લોક છે. જેમાં ગૂઢમડપનુ પ્રમાણ જણાવ્યુ છે.

મડપના મુખે એટલે ગૂઢમંડપની આગળ ગૂઢમંડપની દીવાલનુ અતર હોવાથી સ્તંભ પાટ ને તલમાન વગેરે સમ, વિષમ કરવામા આવે તોપણ દોષ નથી ત્રિકમડપ અને નૃત્ય મડપને માટે 'અપરાજિત પૃચ્છા'નો પણ આ જ ભાવાર્થનો શ્લોક આપેલ છે તેમા પૂ. મહા-રાજશ્રીજી મુખમડપ, ત્રિકમડપ પણ જણાવે છે. છતા ગર્ભગૃહ સાથે ગૂઢમડપની બદલીમા જોડી દઈ ને ગર્ભગૃહના પદદોષનુ નિવારણ કરવામા આવે છે તે નિવારણ યથાર્થ નથી.

(૬) સેરિસાનુ ગર્ભગૃહ વિસ્તૃત છે. પ્રતિમા ન સમાવાથી તે કરેલ છે ગર્ભગૃહનુ નિર્માણ પ્રથમ થાય પછી મંડપનુ નિર્માણ થાય છે. ગર્ભગૃહ મોટો કરવાની જરૂર જણાય તો મડપના પદો મોટાં કરવામા શું વાધો હશે? જો પ્રતિમા ન સમાવાથી પ્રતિષ્ઠા સમયે વિસ્તૃત કરેલ હોય તો ઓસાર પણ હીન થયા હશે અને શિખરના પાયચાનો પણ દોષ ઊભો થયો

હશે. આમ છતાં સેરિસાનું ગર્ભગૃહ તો ગજ ૬–૧ નુ છે એક તસુ પણ ફેર નથી. એ માટે પેઢીના મીસ્ત્રીએ પૂજ્ય આચાર્યદેવ શ્રી. વિજયોદયસૂરીશ્વરજી સાહેબ પાસે ચેલેંજ ફેંકતાં જણાવ્યું હતુ ત્યારે ૨૨ આગળ વિસ્તૃત ક્યાથી થઈ ગયો ?

આટલા સમૃદ્ધ પ્રમાણો છતાં રાજગિરતીર્થના મુનિસુવ્રતસ્વામીના પ્રાસાદને ચોરસ કરવાનું કેમ કહેવામા આવે છે ?

(૭) યમચુલ્લી સબંધે તો હુ પૂ મહારાજશ્રીજીના મતને મળતો થાઉ છું.

(૮) કલકત્તા કેનિંગ સ્ટ્રીટના મંદિરની કુંભી સબંધે નંબર ૨ મા જવાબ આવી જાય છે.

(૯) પૂ. મહારાજશ્રીજી જણાવે છે કે ૪ ગજની આસપાસના પ્રાસાદોને વાઢ મળી રહે તો ઉપરના પ્રસાદોનો દ્વારોદય એકદમ ઘટી જાય છે. દ્વારોદય ઘટી જાય તો દ્વાર નાનુ આવે અને સ્તંભવાટ ઊંચો જાય, પણ અહી તો સ્તંભવાઢ નીચો છે. જુનાગઢ અને કલકત્તાના એક જ માપના બેચાર આગળના ફેરવાળા પ્રાસાદો છે. જુનાગઢનો વાઢ મળે અને અહી ન મળે તો તે આશ્ચર્યની વાત છે

'द्वारस्तंभगवाक्षाणां श्रेणीभंगं न कारयेत् ॥' (નિર્દોષ વાસ્તુ)

દ્વાર, સ્તંભ અને ગોખલાનો શ્રેણીભંગ એટલે વાઢભંગ કરવો નહિ વાઢમેળ એ ભૂત નથી. જે સામાન્ય મકાનમા પણ બારી, બારણાં, સ્તંભ, કબાટ આદિમાં જોવાય છે. વાઢભંગ દેખીતુ જ સપ્રમાણ ન લાગે તો સૂત્રહીન દેખાય. મારવાડના નમૂના દેખાડવા એ કોઈ પ્રમાણ ન કહેવાય. કરેલ ભૂલ પ્રમાણેના નમૂના ગોતી બતાવવા તે કોઈ શાસ્ત્રસિદ્ધ હકીકત ન ગણાય શાસ્ત્રનાં પ્રમાણો જ એવી જાતનાં છે કે અનાયાસે સપ્રમાણતા મળી રહે પણ તે ક્યારે ? એક પણ પ્રમાણ ન છોડીએ તો. પરંતુ એક ભૂલ થાય તો તે અનેક ભૂલોની પરંપરા વધે જ.

(૧૦) પરિકર દીવાલે લગાડી પ્રતિમાજી બેસાડયાં હોત તો પાટ કે પદદોષ ન રહેત. તેટલું પિંડ ઓછુ ન હતું પણ જ્યારે વિઘ્નરાજના મંડપમાં બેસાડવાના હોય તો ગર્ભગૃહના ગર્ભથી, પાછળની દીવાલ સુધીના ૨૮ ભાગ કરવા પડે અને ૧૪ ભાગે વિઘ્નરાજનું સ્થાન આવે. તેજ સ્થાનમા વીતરાગ બેસે ૧૪મા ભાગે કર્ણ અને હસ્તના સેન્ટરે પ્રતિમા સ્થપાય, જે રીતે શંકરનુ પોતાનુ ગર્ભગૃહના ગર્ભનું મંડળ છે તેને જેમ પદના સેન્ટરે મૂર્તિનુ સેન્ટર કરી બેસાડવામાં આવે છે તે જ રીતે દરેક પ્રતિમા પદમા બેસાડાય. જે પ્રમાણ લેવુ હોય તે બરાબર વિચાર કરીને પછી અપનાવાય, જેથી અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ ન થવાય. બાકી તો બધા છેલ્લું ભૂતાદિ પદ છોડી પાટ શિર પર ન આવે તે રીતે સ્થાપિત કરે છે તે જ વધારે ઉચિત છે.

(૧૧) માણિભદ્ર વીર જિનગૃહની બહાર હોય કે ઉપાશ્રયમાં તેની સાથે વાંધો નથી પણ મૂળ સ્વરૂપ અપસવ્ય છે, આમા કોઈને શંકા રાખવાનુ કારણ નથી. દોષ જાહેર કરીએ કે દબાવીએ પણ શુભાશુભ ફળ તો મળે જ.

યોગ્ય અધિકારી સમક્ષ શાસ્ત્રાર્થસભાનું આયોજન કરવું જોઈતું હતુ પણ પૂ. મહારાજશ્રીજી લેખ દ્વારા જવાબ આપે છે ત્યારે મારે પણ લેખથી જવાબ આપવાની ફરજ થઈ પડી છે.

પૂ. મહારાજશ્રી શિલ્પનુ ઘણું જ ઊંડુ જ્ઞાન ધરાવે છે તેમ તેમના લેખ ઉપરથી જણાય છે લેખથી મને પણ ઘણું જાણવાનું મળ્યું છે અને વિશેષ રૂબરૂમાં જાણવા આશા રાખુ છું.

# 'શ્રી જૈન સત્ય પ્રકાશ'નું
## વીસમા વર્ષનું વિષય–દર્શન

### પ્રતીકાર



### પ્રાસંગિક નોંધ અને નિવેદન



### સાહિત્ય

## ઇતિહાસ–પુરાતત્ત્વ–સંશોધન



## તત્ત્વજ્ઞાન



## વાર્તા–કથા



## સ્તુતિ–સ્તોત્ર–છંદ





# શ્રી જૈન સત્ય પ્રકાશ

## અંગે સૂચના



### યોજના

૧. શ્રી જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ દ્વારા 'શ્રી જૈન સત્ય પ્રકાશ' માસિક ૧૯ વર્ષ થયાં પ્રગટ કરવામાં આવે છે.

૨. એ સમિતિના આજીવન સંરક્ષક તરીકે રૂા. ૫૦૦) આ૦ દાતા તરીકે રૂા. ૨૦૦) આ૦ સદસ્ય તરીકે રૂા. ૧૦૧) રાખવામાં આવેલા છે. આ રીતે મદદ આપનારને કાયમને માટે માસિક મોકલવામાં આવે છે.

### વિનંતિ

૧. પૂજ્ય આચાર્યાદિ મુનિવરો ચતુર્માસનું સ્થળ નક્કી થતાં અને શેષ કાળમાં જ્યાં વિહરતા હોય એ સ્થળનું સરનામું માસિક પ્રગટ થાય એના ૧૫ દિવસ અગાઉ મોકલતા રહે અને તે તે સ્થળે આ માસિકના પ્રચાર માટે ગ્રાહકો બનાવવાનો ઉપદેશ આપતા રહે એવી વિનંતિ છે.

૨. તે તે સ્થળોમાંથી મળી આવતાં પ્રાચીન અવશેષો કે ઐતિહાસિક માહિતીની સૂચના આપવા વિનંતિ છે.

૩. જૈનધર્મ ઉપર આક્ષેપાત્મક લેખો આદિની સામગ્રી અને માહિતી આપતા રહે એવી વિનંતિ છે.

### ગ્રાહકોને સૂચના

૧. "શ્રી જૈન સત્ય પ્રકાશ" માસિક પ્રત્યેક અંગ્રેજી મહિનાની ૧૫મી તારીખે પ્રગટ થાય છે.

૨. આ માસિકનું વાર્ષિક લવાજમ રૂા. ૩) ત્રણ રૂપિયા રાખવામાં આવ્યું છે.

૩. માસિક વી. પી. થી ન મંગાવતા લવાજમના રૂા. ૩) મનીઑર્ડરદ્વારા મોકલી આપવાથી અનુકૂળતા રહેશે.

૪. આ માસિકનું નવું વર્ષ દિવાળીથી શરૂ થાય છે. પરતુ ગ્રાહક ગમે તે અંકથી બની શકાય.

૫. ગ્રાહકોને અંક મોકલવાની પૂરી સાવચેતી રાખવા છતાં અંક ન મળે તો સ્થાનિક પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી અમને સૂચના આપવી.

૬. સરનામું બદલાવવાની સૂચના ઓછામાં ઓછા ૧૦ દિવસ અગાઉ આપવી જરૂરી છે.

### લેખકોને સૂચના

૧. લેખો કાગળની એક તરફ વાંચી શકાય તેવી રીતે શાહીથી લખી મોકલવા.

૨. લેખો ટૂંકા, મુદ્દાસર અને વ્યક્તિગત ટીકાત્મક ન હોવા જોઈએ.

૩. લેખો પ્રગટ કરવા ન કરવા અને તેમાં પત્રની નીતિને અનુસરીને સુધારાવધારો કરવાનો હક તંત્રી આધીન છે.

મુદ્રક : ગોવિંદલાલ જગશીભાઈ શાહ, શ્રી શારદા મુદ્રણાલય, પાનકોર નાકા, અમદાવાદ.
પ્રકાશક : ચીમનલાલ ગોકળદાસ શાહ.
શ્રી જૈનધર્મ સત્ય પ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ—અમદાવાદ.